# લતા અને લલિતા.

## ભાગ ૫ મો-છેલ્લો.

[ સચિત્ર સાંસારિક નવલકથા ]


લેખક

**ચુનીલાલ વર્ધમાન શાહ**

વઢવાણનિવાસી.

સારંગપુર, તળીયાની પોળ, અમદાવાદ.



પ્રસિદ્ધ કરનાર

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૫૦૦. ઇ. સ. ૧૯૧૯. વિ. સં. ૧૯૭૫.

શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર
દવેએ છાપ્યું—ખાડીઆ—અમદાવાદ.





મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

અમાસ

૨

## ચુનીલાલ વર્ધમાન શાહકૃત પુસ્તકો.

| | | |
|---|---|---|
| વઝઇનો ઘેરો. | ( ઐતિહાસિક નવલકથા ) | રૂ. ૧। |
| ગુજરાતની ગર્જના. | ,, | રૂ. ૧। |
| પાટણની પડતીનો પ્રારંભ. | ,, | રૂ. ૧। |
| સોમનાથનું શિવલિંગ. | ,, | રૂ. ૧। |
| સિંધ ઉપર સ્વારી. | ,, | રૂ. ૧। |
| ધારાનગરીનો મુંજ. | ,, | રૂ. ૧। |
| અઢારમી સદીનું મહારાષ્ટ્ર | ,, | રૂ. ૧। |
| કાશ્મીર અને કેસરી. | ,, | રૂ. ૧ |
| પ્રમોદા યાને દિલેર દિલારામ. | ,, | રૂ. ૦॥।= |
| વિમળા. | ( સામાજિક નવલકથા ) | રૂ. ૧ |
| સુધરેલી સંગીતા. | ,, | રૂ. ૧। |
| વિધાસાગર ભાગ ૧–૨. | ,, | રૂ. ૦॥। |
| ભાગ્યચક્રનો મહામંત્ર. (સચિત્ર) | ,, | રૂ. ૨ |
| નોકરીના ઉમેદવાર. ,, | ,, | રૂ. ૧। |
| પિશાચમંદિર ભાગ ૧–૨ ,, | ,, | રૂ. ૪ |
| લતા અને લલિતા ભાગ ૧–૫,, | ,, | રૂ. ૫॥। |
| ન્યાયના ખૂનમાં નીતિ. ,, | ,, | રૂ. ૨ |
| કામરૂદેશની કામિની. | (સચિત્ર ડિટેક્ટિવ) | રૂ. ૧॥ |
| ચાંપરાજ હાડો. | (નાટક) | રૂ. ૦॥। |
| બંગજાગૃતિ. | ,, | રૂ. ૦।= |
| નવદંપતીને શિખામણ. | | રૂ. ૧॥ |
| કર્તવ્ય કૌમુદી. | | રૂ. ૦॥ |
| સુબોધક કથાપંચક. | | રૂ. ૦।- |

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—અમદાવાદ.

# અર્પણ.

## સ્વ. લઘુબંધુ લાલચંદ.

રે બંધુ! તુજ પ્રેમ પૂર્ણ જ હતો મારી કથા આ પરે,
કોઇ કોઇ સમે વિવાદ ચલવ્યો તેં ડૂબી તેના રસે;
પૂરી એહ કથા તણો રસ પીવા, ઉત્સુકતા તેં ધરી,
તારા સ્વર્ગનિવાસની પ્રથમના દિને થઇ તે પૂરી:

રે રે! કિન્તુ તું તો હતો કરી રહ્યો લાંબા પ્રવાસે જવા—
તૈયારી ધીમી ધીમી નેહ સમયે, ઇચ્છ્યું નહીં થોભવા!
આ મારી રસની કટોરી અહિંયા પૂરી ભરાઈ રહી,
ત્યાં પ્રસ્થાન કરી તું તો ઝડપથી ચાલ્યો ગયો આંહીંથી!

આજે તે સૂની જોઉં છું, રસભરી તોયે દિસે છે સૂકી,
તારા પાન વિના ન સાર્થક થઈ, માનું છું એવું નકી;
આ સંસાર મહીં સુરાસુર તરે છે વાસનામાં ડૂબી,
તો હું તો મનુબાળ પામર શકું કાં લેપહીણો રહી?

કહે છે દેવ કલાપી કે સહી જવું છે એય લ્હાણું મહા,
માનું મસ્તકને ઝુકાવી, પણ ના ત્યાગી શકું વાસના;
તેથી પ્રેરિત હું સમર્પી તુજને આ મારી ક્ષુદ્ર કૃતિ,
સંતોષાઉં નહીં, છતાંય વિરમું છું શાન્તિ ધારી રહી!

બોધદાયક સચિત્ર નવલકથા

# નોકરીનો ઉમેદવાર.

લેખક—ચુનીલાલ વર્ધમાન શાહ.

મુલ્ય રૂ. ૧I, પોસ્ટેજ વધારે. પૃષ્ઠ ૨૨૧, સોનેરી પૂંઠું.

ફોટોગ્રાફિક સુંદર ચિત્રો.

અંગ્રેજી ભણેલો એક ગરીબ નવયુવક સંસારની ઉપાધિમાં પ્રવેશ કરતાં નોકરી શોધવા લાગે છે. નોકરીની શોધમાં તે જુદા જુદા અમલદારો, શેઠો, શેઠાણીઓ વગેરેના પરિચયમાં આવે છે અને લાલચ, ધર્મભ્રષ્ટતા, કુટીલતા વગેરેની ઠોકરો ખાતાં અનેક દુઃખો પામે છે. શ્રીમંત શેઠ શેઠાણીઓની રીતિનીતિનું ચિત્ર હૃદયદ્રાવક થઇ પડે છે. બિચારા નોકરીના ઉમેદવારની સુશીલ પત્નીનો આત્મભોગ અને આજ્ઞાંકિતતા સ્ત્રીવર્ગને અત્યંત બોધ આપનારી છે. આ કથા એટલી રસિક અને અસરકારક છે કે એકવાર હાથમાં લીધા પછી તેને છોડી દેવાનું બિલકુલ ગમતું નથી. વિદ્વાનોએ તેને માટે ઘણા ઉંચા અભિપ્રાયો આપ્યા છે.

# પ્રકાશકની પ્રસ્તાવના.

નવીન શૈલીએ લખાઇને બહાર પડતી નવલકથાઓનું વાંચન ગુજરાતી ભાષા જાણનારી પ્રજામાં દિવસે દિવસે વધારે પ્રચાર પામતું જોઇને એ પ્રકારની નવલકથાઓ જુદા જુદા સાંસારિક વિષયોને અનુસરીને લખાવવાનો તથા પ્રસિદ્ધ કરવાનો વિચાર મારા સ્વર્ગસ્થ પિતા મહાદેવ રામચંદ્રને સને ૧૯૦૯ માં ઉદ્‌ભવ્યો હતો. એ સમયે આ નવલકથાના લેખક રા. ચુનીલાલ વર્ધમાન શાહ સાથે અમારો લેખનવ્યવસાયને અંગે સંબંધ બંધાઈ ચૂક્યો હતો. તેની ૪ વર્ષ અગાઉ તેમણે અમારે માટે "ચાંપરાજ હાડો" નામનું પંચાંકી નાટક લખી આપ્યું હતું. ત્યારપછી મારા પિતાએ જણાવેલા વિચાર મુજબ રા. ચુનીલાલે "લતા અને લલિતા" ની સાંસારિક વાર્તા નાના નાના ભાગોમાં લખી આપવાનું માથે લીધું હતું. તે વખતે તો તેમણે આખી નવલકથા દોઢ બે વર્ષમાં પૂરી કરી આપવાનો જ પોતાનો નિશ્ચય જણાવ્યો હતો, પરંતુ લેખનની આડે કેવા બાહ્ય અને આંતર અંતરાયો આવી પડે છે, એ તો એ વ્યવસાય કરનારાઓ સંપૂર્ણ રીતે સમજતા હશે અને તેવાઓના પરિચયથી કિંચિત્ અંશે હું પણ સમજી શકું છું. આખી નવલકથા દોઢ બે વર્ષમાં પૂરી થવાને બદલે તેનો પહેલો જ ભાગ બે વર્ષે પૂરો થયો, એટલે ૧૯૧૧ માં પ્રસિદ્ધ થયો. ત્યારપછી તેના બીજા ભાગો બહાર પડતા રહ્યા, પરંતુ ધાર્યા કરતાં વિલંબમાં જ તે બહાર પડતા રહ્યા અને છેવટે આજે તેનો છેલ્લો ભાગ પ્રસિદ્ધ થાય છે. આ સમય દરમિયાન વાંચકોની અધીરાઇનો અને પૂછપરછનો ખ્યાલ હું કેવા શબ્દોમાં આપું તે મને સમજાતું નથી.

ગુજરાતી ભાષા જાણનારા વાંચકવર્ગને રા. ચુનીલાલ વ. શાહની લેખિનીનો વિશેષ પરિચય આપવાની હવે જરૂર રહી નથી. તેમણે સંખ્યાબંધ ઐતિહાસિક તથા સાંસારિક નવલકથાઓ અને અન્યાન્ય પુસ્તકો લખ્યાં છે. તેમની અત્યંત લોકપ્રિય થઇ પડેલી નવલકથાઓમાં વાંચકવર્ગે 'લતા અને લલિતા'ને પણ સ્થાન આપ્યું છે, તેમ હું સુશિક્ષિત તેમજ અલ્પશિક્ષિત વાંચકવર્ગના મારા પર લખાઇ આવતાં ઉદ્‌ગારો ઉપરથી જોઈ શકું છું. જેવા ઉત્સાહથી રા. ચુનીલાલે આ નવલકથા પૂરી કરી છે તેવા જ ઉત્સાહથી મેં તે પ્રસિદ્ધ પણ કરી છે. જે વખતે નવલકથાનાં ચિત્રો તૈયાર કરાવવા માટે ઘણી જ તકલીફ વેઠવી પડતી હતી અને પરભાષાના ચિત્રકારોને ચિત્રનો આશય સમજાવતાં સમય, શ્રમ અને પૈસાનો છૂટથી વ્યય કરવો પડતો હતો, તે વખતે પણ પહેલી જ વાર સચિત્ર નવલકથા પ્રસિદ્ધ કરવાનો પોતાનો ઇરાદો મારા પિતાએ પાર પાડ્યો હતો અને મેં તે નવલકથાના બીજા ભાગોને એકસરખી રીતે પ્રસિદ્ધ કર્યા છે. ત્યારપછી અનેક સચિત્ર તેમજ ચિત્રહીન નવલકથાઓ લખાવી છપાવીને અમે પ્રસિદ્ધ કરી છે; પરંતુ કેટલેક અંશે 'લતા અને લલિતા'ના વાંચકવર્ગ તરફથી સારો સત્કાર થવાથી જાગૃત થએલા ઉત્સાહનું એ એક પરિણામ છે, એમ મારે સ્પષ્ટ જણાવવું જોઇએ.

રા. ચુનીલાલની લેખિનીનો પરિચય ગુજરાતી ભાષા જાણનારી પ્રજાને સારી પેઠે થઇ ગયા પછી આ નવલકથાના આ છેલ્લા ભાગ સાથે તેમની છબી મૂકીને તે દ્વારા વાંચકવર્ગને તેમનો સ્વલ્પ વિશેષ પરિચય આપીને હું સંતોષ પામું છું.

**અમદાવાદ.**
જાગુષ્ટે પુસ્તકાલય.
તા. ૧૬-૮-૧૯.

લી૦
**ગોવિંદ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**



**ચુનીલાલ વર્ધમાન શાહ**

"લતા અને લલિતા" ના લેખક.

# પ્રસ્તાવના.

આ ભાગમાં જ આ નવલકથાની પૂર્ણાહુતિ થાય છે. આ કથાનો પ્રથમ વિભાગ લખવાનો પ્રારંભ કરતી વેળાએ જે વસ્તુસંકલના નિશ્ચિત કરી રાખી હતી તે વસ્તુસંકલના કેટલા વિભાગોમાં સમાવી દેવી તેનો નિશ્ચય તે વેળાએ કરી શકાયો નહોતો, તેથી આ કથાના કેટલા ભાગો થશે તે વિષેના વાચકોના પ્રશ્નોનો નિશ્ચયાત્મક ઉત્તર આપી શકાતો નહોતો, પરંતુ એવો ઉત્તર આ કથાનો ચોથો ભાગ પ્રસિદ્ધ કરતી વેળાએ આપવામાં આવ્યો હતો.

આ લાંબી નવલકથાની યોજના કેવી રીતે કરવામાં આવી છે તે વિષેનું કેટલુંક સ્પષ્ટીકરણ કરવાનું વચન પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં આપવામાં આવ્યું હતું. આ સંકલનામાં પ્રથમ યોજના કથાના પ્રધાન સિદ્ધાન્તની કરવામાં આવી હતી અને એ સિદ્ધાન્ત 'પ્રેમ' તથા 'સેવા'ની ભાવનાઓના વિકાસનો રાખવામાં આવ્યો હતો. 'પ્રેમ' ભાવનાનો વિકાસ અને 'સેવા'ની ભાવનાનો વિકાસ, આધુનિક સમયમાં—નવા જમાનાની નવીનતાઓને તુરત ગ્રહણ કરી લેવાના સ્વભાવવાળી બનેલી પ્રજામાં કેટલો આવશ્યક છે તે સમાજને સુવિદિત છે. સમાજ અને દેશની જે અવ્યવસ્થિત સ્થિતિ જોવામાં આવે છે તેમાં સમાજશાસ્ત્રીઓએ તથા દેશસેવકોએ કેટલાંક કારણરૂપ ન્યૂનતા તથા દોષોને જોયા છે અને એ કારણોનો ઉપાય કરવાને કેટલાક તાત્કાલિક ઉપાયો લેવામાં આવે છે. એ ઉપાયોની અસર નીપજાવવાને દેશમાં અનેક સભાઓ, સમાજો, મંડળીઓ આદિ સંસ્થાઓ સ્થપાય છે અને તેઓ પોતપોતાને માર્ગે કાર્યો કરે છે. આ સંસ્થા-

આનાં કાર્યોને હું તાત્કાલિક ઉપાયો કહું છું તેનું કારણ એ છે કે તે કાર્યો દોષો તથા ન્યૂનતાઓને દૂર કરવા માટે Direct application—સીધા ઉપાયો જેવા છે. ઉદાહરણ તરીકે, આર્યસંસાર અધઃપતન પામતો જાય છે—સ્ત્રીઓનું સન્માન ઘટતું જવાથી તેઓ ઉપર ત્રાસ ગુજરતો દેખાય છે—પુરૂષો સ્ત્રીઓને વિષયતૃપ્તિનું સાધન માને છે આદિ દોષો સમાજમાં પેઠા છે; આ દોષોનું નિવારણ કરવાને દેશમાં સંસારસુધારકોનું મંડળ યત્ન કરે છે અને કેટલીક રીતિઓ, રૂઢીઓ, પૃથાઓમાં સુધારો કરવા ઇચ્છી સંસારને આધુનિક સમયને અનુસરીને સુખી બનાવવાના કૃત્રિમ ઉપાયો યોજે છે. કન્યાવિક્રય, વૃદ્ધવિવાહ, વરવિક્રય, આદિ સંસારના દોષોનું નિવારણ કરવાને વળી જુદાં જુદાં મંડળો સ્થપાઇ પોતપોતાની સગવડ પ્રમાણે તેઓ પોતાનું કાર્ય કર્યે જાય છે. સ્ત્રીઓ સન્માર્ગગામિની બને તે માટે વળી જૂદી જૂદી સ્ત્રીમંડળીઓ સ્થપાય છે અને તેઓ વિદ્યાભ્યાસ, ઉપદેશ-પ્રદાન ઇત્યાદિ ઉપાયો લઇને સ્ત્રીઓનાં મગજને કેળવવાનો માર્ગ ગ્રહણ કરે છે. સમાજની આચારનીતિને શિથિલ પડતી જોઇને વળી સમાજ જ્ઞાતિનાં બંધારણોને વધારે મજબુત તથા આકરાં બનાવે છે. આ પ્રમાણે સંસારમાં પેઠેલા દોષોનું નિવારણ Direct application ની પદ્ધતિ પ્રમાણે કરવામાં આવે છે. બીજી બાજુએ ધર્મ ઉપરની લોકરૂચિમાં ઘટાડો અને બગાડો થતો દેખાય છે તેથી તે માર્ગે પણ સમાજ યત્ન કરે છે. ધર્મરતિ એ પ્રભુપ્રાપ્તિ તથા મુક્તિના સાધનરૂપ છે. ધર્મની કેળવણી જુવાનોને આપવા માટેનો માર્ગ શોધવા માટે અનેક મસ્તિષ્કો વિચાર ચલાવી રહ્યાં છે અને કેટલીક યોજનાઓ તો કાર્ય પણ શરૂ કરી ચૂકી છે; પ્રભુભક્તિના સાધનરૂપ મૂર્તિપૂજા, ગુરૂપૂજા, આદિને ખીલવવાનો યત્ન ધર્મગુરૂઓ

અનેક રીતે—અનેક યુક્તિઓવડે કરે છે; સદ્‌જ્ઞાનનુ પાન સમાજ સીધી જ રીતે કરે તે માટે મૂર્તિપૂજા આદિ સાધનની અવગણના કરીને જ્ઞાનપ્રચાર કરવાનો માર્ગ પણ કેટલાક ધર્મો અને ધર્મગુરૂઓ લે છે. ત્રીજી બાજુએ દેશની રાજકીય તથા આર્થિક દુર્દશા થતી અટકાવવા માટે રાજકીય અને આર્થિક મંડળો મોટી સંખ્યામાં સ્થપાયાં છે અને તે મંડળોની ગર્જનાઓથી દેશ ગાજી રહેલો દેખાય છે; દેશભક્તિનાં મોજાંઓ થોડાં થોડાં વર્ષોને અંતરે પ્રબળ વેગમાં આવે છે અને તેની કેટલીક અસર પણ રહી જવા પામે છે: આ રીતિએ ઉચ્ચમાર્ગગામી થવાને સમાજ અનેક દિશાએ પ્રયત્ન આદરી રહ્યો છે અને એ પ્રયત્ન સુસેવ્ય છે. પ્રયત્ન વિના કાર્યસિદ્ધિ થઇ શકતી નથી; પરન્તુ એકલી જ સીધી અસર નીપજાવનારા પ્રયત્નોથી—Direct application ને જ માર્ગે જવાથી જે ઉચ્ચ માર્ગ પ્રાપ્ત થાય તે માર્ગ યંત્રદ્વારા પ્રાપ્ત કરેલો હોઇને કેવળ યાંત્રિક થઇ પડે તો ભવિષ્યમાં બીજાં યંત્રોદ્વારા તે માર્ગ ખોઇ પણ નાંખવો પડે! તેટલા માટે સમાજના લોહીમાં ઉચ્ચ ભાવનાના અણુઓ દાખલ કરવાની આવશ્યકતા ઘણી મોટી છે અને એ આવશ્યકતા 'પ્રેમ' તથા 'સેવા' ની ભાવનાનો સિદ્ધાંત પ્રચાર પામે તો પૂરી પડે એવી ધારણાથી આ કથાને માટે એ જ સિદ્ધાંતની પસંદગી કરી છે. 'પ્રેમ' તથા 'સેવા' સંસારમાં, ધર્મમાં, પ્રભુમાં, દેશમાં અને સર્વત્ર વ્યાપ્ત થાય તો અનેક નાના દોષો તો સ્વયમેવ અદૃશ્ય થઇ જાય એ ખુલ્લું છે. જેવી રીતે રૂધિરના કોઇ દોષથી ત્વચા પણ રોગિષ્ઠ બને છે અને પછી રૂધિરશુદ્ધિના ઉપાયથી ત્વચા પણ રોગરહિત બની જાય છે, તેવી રીતે પૂર્વોક્ત સિદ્ધાંતની વ્યાપ્તિથી અનેક દોષોનું નિવારણ થઇ શકે છે: છતાં સીધા ઉપાયો કેવળ

નિરર્થક ઠરતા નથી. કેટલાક રોગો એવા હોય છે કે જેને માટે દ્વિગુણિત યત્ન કરવાની જરૂર હોય છે: બાહ્ય અને આભ્યંતર: અને તેથી બન્ને માર્ગે રોગનિવારણનો યત્ન સેવવો પડે છે; પરન્તુ એટલું તો સત્ય છે કે રૂધિરની શુદ્ધિ વિના કેવળ બાહ્ય ઉપાયોથી સંપૂર્ણ દોષાનવારણ થઈ શકતું નથી. 'પ્રેમ' અને 'સેવા'ની ભાવના આ કાર્ય કરવા માટે કેટલી પ્રબળ છે તે વિષે અત્ર લંબાણ કરવાની આવશ્યકતા નથી. આ વિભાગમાં તેના પ્રતિપાદન માટે પુષ્કળ કથન કરવામાં આવેલું છે.

નવલકથાદ્વારા આ પ્રતિપાદન કરવાને પરસ્પર વિરૂદ્ધ સ્વભાવનાં પૃથક્ પૃથક્ પાત્રોનાં દ્વન્દ્વોની રચના કરવામાં આવી છે એ ચતુર વાચકના ધ્યાનની બહાર રહેશે નહિ. પ્રારંભમાં લતા અને લલિતા એ બે બ્હેનો જ સ્વભાવના સંબંધમાં એક દ્વન્દ્વ છે. બીજી દિશાએ લલિતા અને વાયોલેટ પણ એક દ્વન્દ્વ છે. આ ઉભય દ્વન્દ્વોના ઘર્ષણથી તેઓના સામાન્ય ધર્મરૂપી વિદ્યુતનો કેવો ચમકારો થાય છે અને છેવટે પ્રકાશનો વિસ્તૃત પટ દેખાઇ આવતાં શું પરિણામ નીપજે છે તે વાચક આ કથાનાં કેટલાંક પ્રકરણો ઉપરથી જોઈ શકશે. શોભના અને રમાનું દ્વન્દ્વ બીજી દિશાએ કાર્ય કરે છે. એક બાજુએ શોભના તથા સૂર્યસિંહ અને બીજી બાજુએ રમા તથા સૂર્યસિંહનાં યુગલો વચ્ચે જે ઘર્ષણ પેદા થાય છે તેમાંથી અનેક અવનવા પ્રસંગો ઉપસ્થિત થાય છે અને એ પ્રસંગોમાંથી નવલકથાની મુખ્ય વસ્તુસંકલના ઉપર અલૌકિક પ્રકાશ પડવા પામે છે. દિવ્ય દાંપત્ય પ્રેમના નમૂનારૂપ લતાગૌરી અને ચંદ્રમણિશંકરનું યુગલ તથા જોગીરાજ અને નન્દિનીનું યુગલ છે. એક પક્ષના જ દિવ્ય પ્રેમના નમૂનારૂપ રમા તથા સૂર્યસિંહ અને શોભના તથા સામંતનાં યુગલો

છે. દાંપત્ય પ્રેમની પૃથક્ પૃથક્ સ્થિતિનું નિરૂપણ એ પાત્રોમાંથી થઇ જવા પામે છે. પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળાં દ્વન્દ્વોમાં મોહનાદેવી અને શારદાગૌરી—એ માતાપુત્રીનાં પાત્રો એક વિલક્ષણ સ્વભાવચિત્રલેખનનો ખ્યાલ આપે છે. ઉભયની સંસાર નિર્વહવાની વિરોધી ભાવનાઓનું યુદ્ધ બોધદાયક બને છે. બાલકુમારીના પિતા તરીકે જોગીરાજ અને શારદાગૌરીના પિતા તરીકે રમણાનંદજી એ બેનું પણ એક દ્વન્દ્વ જ બને છે. રાજ્યમંત્રીઓ તરીકે શાંતિપ્રસાદ તથા આનંદલાલનું દ્વન્દ્વ પણ અગત્યનો ભાગ ભજવીને મંત્રીધર્મોનું પ્રતિપાદન કરી બતાવે છે. દુષ્ટ સ્વભાવનાં દ્વન્દ્વોમાં સ્મીથ અને કૃષ્ણદાસનાં પાત્રો વાચકનું ધ્યાન રોકી રાખે છે. સ્મિથનો વાયોલેટ ઉપરનો પ્રેમ એ પ્રેમની અધમ પંક્તિનું વિષયયુક્ત મોહનું દર્શન કરાવે છે.

એ પ્રમાણે પૃથક્ પૃથક્ દ્વન્દ્વોમાં પૃથક્ પૃથક્ ભાવનાઓની સિદ્ધિને માટે સ્વભાવરચના તથા કાર્યરચના વ્યવસ્થિત કરેલી છે અને એકંદરે સઘળાં પાત્રોનાં સ્વભાવો તથા કાર્યોમાંથી જે સાર ખેંચી કાઢ્યો છે તે આ કથાના આલેખનના મૂળ સિદ્ધાન્તને પોષે છે. પ્રેમ અને સેવાની ભાવનાની ત્રણ પંક્તિઓ વિદ્વાનોએ પાડેલી છે. હલકામાં હલકી પંકિત વિષયયુકત પ્રેમ તથા સ્વાર્થયુકત સેવાની છે. એ પંકિતમાં રમણાનદજી, સ્મિથ, કૃષ્ણદાસ, સામંત, શાન્તિપ્રસાદ, મોહનાદેવી વગેરે આવે છે. બીજી પંકિત ઐહિક વિશુદ્ધ પણ સ્થૂળ પ્રેમ તથા સેવાની છે. એ પંકિતમાં લલિતા, શારદા, રમા, આનંદલાલ, ગોપાળરાય, મંગળદાસ, મોહિની વગેરે પાત્રો આવે છે. અને સૌથી ઉચ્ચ પંકિતના દૈવી પ્રેમ તથા સેવાની ભાવનામાં જોગીરાજ, કાન્તિલાલ, કીર્તિકર, લતાગૌરી, ચંદ્રમણિશંકર, શોભના, સૂર્યસિંહ, વાયોલેટ, બાલકુમારી આદિ પાત્રો આવે

છે. આ ઉચ્ચ પંક્તિમાંથી પણ વિશેષ ઉચ્ચ પંક્તિની રચના કરી શકાય તેમ છે, પરંતુ સ્વલ્પ કિંવા વિશેષાંશે જેઓના પ્રેમ તથા સેવાની ભાવનામાં દૈવી અંશ રહેલો છે તે પાત્રોની ગણના એ પંક્તિમાં કરેલી છે. એ રીતે ચિત્ર-વિચિત્ર સ્વભાવનાં દ્વંદ્વો અને ચડતી ઉતરતી પંક્તિના પ્રેમ તથા સેવાની ભાવના ધરાવતાં પાત્રોનું એક મિશ્રણ કલ્પનાપૂર્વક કરીને આ નવલકથાની વસ્તુસંકલના ગુંથી છે. એ સંકલના ઇષ્ટ હેતુને કેટલા પ્રમાણમાં સિદ્ધ કરી શકે છે તે જોવા તથા વિચારવાનું વિદ્વાન વાચકો ઉપર છોડવાનું હું ઉચિત માનું છું.

નવલકથાના હેતુના સંબંધમાં આ કથાના પ્રથમ વિભાગની પ્રસ્તાવનામાં જણાવેલું છે કે "વાચકને ચોક્કસ પ્રકારના સંસારનું અને ચોકકસ સ્વભાવનાં પાત્રોનું યથાસ્થિત ચિત્ર ખેંચી બતાવવું, વાર્તાની સંકલનાદ્વારા વાચકવર્ગને આનંદ આપવો અને જે સાર ગ્રહણ કરવાને યોગ્ય હોય તે ગ્રહણ કરવાનો આધાર વાચકની બુદ્ધિ અને કલ્પના ઉપર મેલવો." આ જ વ્યાખ્યાને અનુસરીને ઉપર જણાવેલી પાત્રાલેખના કરી છે અને હાલના સમયમાં લખાતી ઉચ્ચ પંક્તિની નવલકથાઓમાં પાત્રરચના નવલકથાના મૂળ ધર્મને અનુસરીને જ કરવાની તેના વિદ્વાન લેખકો અગત્ય માને છે; પરંતુ કલ્પિત નવલકથાઓ લખનારાઓનો એક એવો વર્ગ હાલમાં ઉપસ્થિત થયો છે કે જે વાચકોના મનોરંજન ઉપર જ પોતાની કથાની સંકલનાનું ચણતર ચણે છે. આવી કથાઓ વાચકની સ્થૂલ વૃત્તિઓને અને કુતૂહલને ઉશ્કેરી આનંદ આપે છે, પરંતુ વાચકના મગજ ઉપર કશી સ્થાયી અસર મૂકી જતી નથી, કારણકે વાચકે પોતાની બુદ્ધિને કસીને કોઇ પણ ગૂઢ કોયડો ઉકેલી ઘડીભર વિચાર કરવ

જેવો ખોરાક તેમાંથી પ્રાપ્ત થતો નથી. આ પ્રકારની કથાઓથી ભાષાનું કેવળ નવીન સાહિત્ય વધે છે પરંતુ તેથી જનસમાજને લાભદાયક થાય તેવું સાહિત્ય જરા પણ વધતું નથી. લેખક વર્ગ સમાજમાં નવા વિચારો પ્રસરાવી શકે છે અને પ્રબળ લેખકો કેવળ નવો જમાનો પ્રચલિત કરી શકે છે. ન્યૂનતાઓવાળા અને દોષોમાં આગળ વધતા સમાજને રોકી ઇષ્ટ માર્ગે વાળવો એ કાર્ય લેખકો કરી શકે છે, પરંતુ લેખકોનું ચિંતન ગમે તેવાં પુસ્તકો લખીને ધન કમાવાનું જ નહિ પણ યથાશક્તિ લોકકલ્યાણ સાધવાનું હોવું જોઇએ. જેટલે અંશે આ કાર્ય કરવામાં લેખકો સફળ થશે તેટલે અંશે સમાજ સન્માર્ગગામી થશે અને તેટલેજ વધુ અંશે ઉંચા સાહિત્યનો સત્કાર પણ તે કરશે.

આ ભાગ લખતાં મને લગભગ અઢી વર્ષના સમયની જરૂર પડી છે અને તે સમય આગળના સર્વ ભાગો કરતાં વધારે છે. વાચકોની ઉત્સુકતા ઘણી વધી જવા પામી છે અને તે દર્શાવનારા અનેક પત્રો મને મળ્યા છે. પરંતુ ચિત્તની અસ્વસ્થતામાં મહિનાના મહિના સુધી એક શબ્દ પણ લખી નહિ શકવાને લીધે, કુદરતના કોપથી જાગેલી મહામારીઓને લીધે અને કૌટુંબિક આફતોને લીધે આટલું મોડું થયા પછી આ કથાનો આ છેવટનો ભાગ હું પૂર્ણ કરી શકયો છું. ઇતિ.

તા. ૧ ઓગસ્ટ ૧૯૧૯.
અમદાવાદ.

**ચુનીલાલ વર્ધમાન શાહ.**

# અનુક્રમણિકા.







# લતા અને લલિતા.

## ભાગ ૫ મો.

### પ્રકરણ ૧ લું.

#### ચાંદનીમાં વિહાર.

" ઝીલો ઝીલો રસકેરા સરવરમાં સરદાર !
" મારા ખીલંતા મધુરા યૌવનના શણગાર !
" શશી સૃષ્ટિપર અમૃત વરસાવતો,
" વાયુ ચારે દિશ સૌરભ પ્રસારતો,
" મદન વિરહિણીઓને અકળાવતો,
" જોગી જનનાં એ ચિત્તડાં ચળાવતો,
" ખીલો ખીલો રસ–ભ્રમરીના દિલમાં વસનાર ! મારા.
" તમ માટે મૃદુ દેહલતા પાથરી,
" કુસુમ કંદુક બે બાજુએ રહી ધરી,
" અધર અમૃત અધીરે જતું ઝરી,
" રહ્યા બાહુ આલિંગવા ત્વરા કરી,
" પી લો પી લો રસપ્રેમ રસીલીનો રસદાર !" મારા.



પૂર્ણિમાની મધરાતે એક નાના સુઘડ મકાનની અગાશીમાં બેઠાં બેઠાં ચંદ્રમણિશંકર અને લતાગૌરીએ કોઇ વારાંગનાના મુખેથી ગવાએલું એ ગીત સાંભળ્યું. ગીત પૂર્ણ થયું એટલે ચંદ્રમણિશંકરે અગાસીની બેઠકપર બેઠાં બેઠાં વિરામાસનમાં પડેલી લતાને બાહુપાશથી ઘેરી, ઉઠાડી, ખેંચી, પોતાના ખોળામાં સુવાડી અને તેના અધરૌષ્ઠને ચુંબી લેતાં કહ્યું: " લતા ! તેં તો કોઇ વાર આવી રીતે મને આવા રસના સરોવરમાં ઝીલાવ્યો જ નહિ—ઝીલવા આમંત્રણ પણ કર્યું નહિ ! "

લતાએ આશ્ચર્યથી સ્વામીના વદન સામે જોઇ રહીને કહ્યું: " કેમ, આજે કાંઇ નવો જ તરંગ સૂઝી આવ્યો ? શૃંગારરસનું ગાયન સાંભળવાથી શું એ રસના સરોવરમાં ઝીલવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે ? "

" નહિ, તેમ કાંઇ નથી; પરન્તુ મને અત્યારે સ્મરણ થાય છે કે જે રસના સરોવરનું ભાન અત્યારે મને આ ગીત સાંભળવાથી થાય છે, એ રસના સરોવરની કલ્પના અત્યારસુધી મારા મગજમાં કોઇ જ વાર આવી નથી; આજે—આટલે વર્ષે એ પહેલવહેલી જ આવી ! " ચંદ્રમણિશંકરે કહ્યું.

" અને તમને શું એવું લાગે છે કે એ રસસરોવરમાં ઝીલવાને મેં તમને કોઇ વાર આમંત્રણ કર્યું નથી ? " લતાએ મન્દ સ્મિત કરીને પૂછ્યું.

" મને તો એવું કાંઇ સાંભરતું નથી કે એ રસસરોવરનું મને કદાપિ સ્વપ્ન પણ આવ્યુ હોય. "

લતાથી હવે હસી જવાયું. તે બોલી: " મોટી ભૂલ કરો છો,



"લતા ! તેં તો કોઈ વાર આવી રીતે મને આવા રસના સરોવરમાં ઝીલાવ્યો જ નહિ—ઝીલવા આમંત્રણ પણ કર્યું નહિ !" પૃષ્ઠ ૨.

નાથ! આપણે ઉભય પ્રેમરસના સરોવરમાં સાથે સાથે પુષ્કળ ઝીલ્યાં છીએ!"

"તારા કથનનો મર્મ મારાથી સમજી શકાતો નથી."

"આપણા આપત્તિના દિવસો હવે પૂરા થયા છે અને સુખની સાથે વૈભવનું પણ આગમન થઇ ચૂક્યું છે, એટલે હવે તમે આપણા પૂર્વના અનુભવોને વિસરી ગયા લાગો છો—પ્રેમરસના સરોવરની કલ્પના હવે કાંઇક જૂદી બંધાઇ જણાય છે. આપણા લગ્નના પ્રસંગથી જ આપણી આપત્તિઓની શરૂઆત થઈ હતી, તે હજી હમણાં જ પૂરી થઇ છે, અને આપત્તિના પ્રત્યેક પ્રસંગમાં આપણે સાથે રહીને—એક બીજાના દુઃખમાં ભાગ લઇને આપત્તિઓની સામે યુદ્ધ ચલાવ્યું છે એ શું તમે વિસરી ગયા? તે સમયના આપણા પ્રેમની દૃઢતા શું અદ્વિતીય નહોતી? પણ નાથ! એ આપત્તિના પ્રસંગો વહી ગયા હોવાથી હવે મને ભય ઉત્પન્ન થયો છે કે આ વૈભવના દિવસોમાં આપણો પ્રેમ પૂર્વના જેટલો દૃઢ રહી શકશે કે કેમ."

પ્રેમરસનું મંથન અને પૃથક્કરણ લતાના શબ્દોથી ચંદ્રમણિશંકરના મગજમાં થવા લાગ્યું. તે શૂન્ય જેવો બનીને કેટલીક વારસુધી મૌન બેસી રહ્યો અને લતા સ્વામીની ગુંચવણને સમજતી તેના વદન સામે નિહાળી રહી. છેવટે ચંદ્રમણિશંકર બોલ્યોઃ "તેં ખરેખરી વાત કહી. પ્રેમરસનું વહન સંપત્તિના દિવસો કરતાં વિપત્તિના દિવસોમાં વધારે થાય છે એ હવે મારા ધ્યાનમાં આવ્યું. શાશ્વત દમ્પતીપ્રેમના રસમાં આપણે બહુ ઝીલ્યાં છીએ; હવે સમજાય છે કે સંપત્તિના દિવસોમાં એવા જ પ્રેમરસમાં ઝીલી શકાશે કે નહિ, એવો સંશય સ્વાભાવિક છે."

" ત્યારે હવે મારી શંકા ખરી છે ને ? દંપતીપ્રેમની કસોટી વિપત્તિમાં થાય છે. સંપત્તિમાં પ્રેમની અવિચલતા સંશયને પાત્ર બને છે, એ મારી માન્યતા ખરી છે ને ? "

" હા, ખરી છે; ત્યારે હવે આપણે શું કરીશું ? પ્રેમની અવિચલતાને માટે સંપત્તિનો ત્યાગ કરીશું કે સંપત્તિના બદલામાં પ્રેમને માટે બેદરકાર બનીશું ? " ચંદ્રમણિશંકરે પૂછ્યું.

" સંપત્તિને અંગીકાર કરવા છતાં અવિચલ પ્રેમના રસમાં ઝીલવાનો એક માર્ગ છે. " લતાએ જણાવ્યું.

" એવો અલૌકિક માર્ગ કયો છે વારૂ ? "

" વિપત્તિનું સ્મરણ. "

" ખરૂં કહ્યું. ગરીબાઇમાં સંપત્તિમાન બનેલાઓ પોતાની પૂર્વ સ્થિતિને વિસરી જાય છે, ગરીબોની સ્થિતિની કલ્પના પણ તેઓ એવા સંપત્તિના દિવસોમાં કરી શકતા નથી, તેથી જ તેઓ ગરીબાઇના ગુણોનો ત્યાગ કરીને સંપત્તિના દુર્ગુણોની ખાણરૂપ બની જાય છે. હું ભલે સંપત્તિમાન થઇશ, પરન્તુ મારા મનથી હું મારી ગરીબાઇને કે વિપત્તિના પ્રસંગોને વિસરી જઇશ નહિ. "

" અને તો તમને જે અધિકાર રાજ્યમાં પ્રાપ્ત થશે તે અધિકાર સફળ રીતે તમે બજાવી શકશો અને આપણો પ્રેમ અવિચળ રહીને તેવા રસસરોવરમાં હમેશાં ઝીલવાનો આનંદ આપણ ઉભયને પ્રાપ્ત થશે ! " લતાએ કહ્યું.

" પરન્તુ સંપત્તિની વિપુલતાથી શૃંગારરસના સરોવરમાં મોહમુગ્ધ તો નહિ બની જવાય ? "

" પૂર્વની વિપત્તિની છાપ આપણા ઉપર એટલી આછી પડી નથી કે આપણે સંપત્તિમાં મુગ્ધ બની જઇએ. વિપત્તિ એ મનુષ્યની

ઐહિક અને આમુષ્મિક ઉન્નતિનું દ્વાર છે, અને તેથી આપણને સંપત્તિની પૂર્વે વિપત્તિનો અનુભવ કરાવવા માટે આપણે ઇશ્વરનો આભાર માનવો જોઇએ."

"ઠીક થયું કે મુગ્ધ બની જવા પહેલાં આટલો વિચાર સુઝી આવ્યો. હવે હું હમેશાં સાવચેત રહીશ; પણ આ ચાંદનીમાં વાતચીત કરતાં હવે મધરાત થઇ ગઇ છે, માટે શયનની સાધના કરીશું?"

"મને તો નિદ્રા નથી આવતી. જાણે એમ થાય છે કે આખી રાત અહીં બેસી રહીને તમારી સાથે વાતો કર્યા કરૂં!"

"વિપત્તિના દિવસોમાં વાતો કરવામાં એવા બહુએ ઉજાગરા કર્યાં છે; એ ઉજાગરાથી શું હજી તારી તૃપ્તિ થઇ નથી?"

"ના; અને હું ઇચ્છું છું કે પ્રભુ મારા મરણસુધી તમારી સાથે વાતચીત કરવાના ઉજાગરાથી મને તૃપ્ત ન થવા દે!"

એટલામાં પૂર્વપરિચિત મધુર કંઠમાથી એક પછી એક સાખીઓ લાંબા આલાપ સાથે સંભળાવા લાગી અને ઉભય તેમાં લીન બન્યાં:

"જામિની જય બોલાવતી, વીતી ગઇ છે અર્ધ,
"શશી મધ્યાકાશે ચડી, ઉતરે છે ગતહર્ષ."

ચંદ્રમણિશંકર બોલ્યોઃ "સાંભળ! શશીનો હર્ષ પણ ઉતરી ગયો, ત્યારે તારો હર્ષ હજી વધ્રનો જાય છે!" એટલું કહેતાં ચંદ્રમણિશંકર હસ્યો. લતા તેનો જવાબ આપે તે પહેલાં બીજી સાખી સંભળાઇઃ

"પણ સંયોગી દંપતી, લે સુખ સ્વર્ગ સમાન,
"બેલે શય્યામાં રહી, કરીને કંઠ પ્રદાન!"

"હા, જુઓ! નાથ! શશીનો હર્ષ ઉતરે છે, પણ પ્રેમે

દંપતીનો હર્ષ તો વધે છે!" લતાએ સ્વામીના કથનનો જવાબ આપ્યો. એટલામાં સાખી આગળ વાંચી:

"ઓ શશીં! ઉતર ન પશ્ચિમે, સ્થિર રૂહે ત્યાં ભલી ભાત!
"રસ પીવા દે રસિકને, ખેલત માઝમ રાત!"

લતા હર્ષના આવેશમાં બોલી ઉઠી: "સાંભળો! સાંભળો! દંપતીના હર્ષની પ્રબલતા જુઓ! તે શશીને પણ આકાશમાં થોભી જવાનું કહે છે!"

"સાચી વાત! મારી પાસે—તારા કથન પાસે મારો જય કદાપિ થતો જ નથી. દિવાનની કૃપાથી મહારાજાના ખાનગી કારભારીની પદવી મને મળી છે અને ત્યાં હું મારૂં કામ બરાબર રીતે બજાવું છું: બીજાઓ મારા લખાણમાં, કથનમાં અને કાર્યમાં મોટું ડહાપણ જુએ છે, પરન્તુ શી ખબર શાથીએ તારી પાસે મારૂં એ ડહાપણ હાર ખાઇ જાય છે!"

લતા હસી. થોડી વાર મૌન રહીને તે બોલી: "પણ તેથી તમારા ચિત્તને કાંઇ દુઃખ તો નથી લાગતું ને?"

"નહિ, નહિ, મને તેથી આનંદ થાય છે. તારી કાર્યકુશળતા મને કેટલી બધી મદદગાર થઇ પડે છે તેનું મને તેથી ભાન થાય છે. ત્યારે હવે ચાલો, આપણે પણ શશીને વિનંતિ કરીએ કે તું આકાશમાં સ્થિર રહે અને 'રસ પીવા દે રસિકને—ખેલત માઝમ રાત!'" એમ કહેતાં ચંદ્રમણિશંકરે હર્ષ અને ઉત્સાહના આવેશમાં લતાને પોતાના ખોળામાંથી બાહુદ્વયમાં ઉંચકીને પુનઃ વિરામાસનપર સુવાડી!

* * * *

વૃદ્ધનગરમાં ચંદ્રમણિશંકરના ભાગ્યનો ઉદય થવા લાગ્યો છે. ઠાકોર નાગસિંહવાળો બનાવ બન્યા પછી ચંદ્રમણિશંકરની નિમકહલાલીની ખાત્રી દિવાન તેમજ મહારાજાના મનને થઇ ચૂકી હોવાથી થોડા જ વખતમાં તેને સો રૂપિયાના દરમાયાથી મહારાજાના ખાનગી કારભારીની પદવી આપવામાં આવી છે. પોતાની ઉદ્યમશીલતા, ખંત, પ્રામાણિકતા અને વિનયી સ્વભાવથી ચંદ્રમણિશંકર મહારાજાને તેમજ અધિકારી વર્ગને અત્યંત પ્રિય થઇ પડ્યો છે. લતાગૌરી અજાણ્યા ગામમાં પણ પોતાના ગુણ અને સ્વભાવથી હવે સારી પેઠે માન મેળવવા લાગી છે. દિવાનના કુટુંબ સાથેનો તેનો પરિચય વધ્યો છે અને તેનું કારણ ઘણું વિલક્ષણ બન્યું હતું. દિવાનના પુત્ર કુંદનનું મુડદું ભદ્રપુર અને વૃદ્ધનગરની સરહદ વચ્ચેના દરિયાકાંઠે ખેંચાઇ આવેલું હોવાથી તેનું મરણ થયાની ખાત્રી સૌને થઇ ચૂકી છે, પરંતુ તે મરણનું કારણ કોઇના જાણવામાં આવી શક્યું નથી. દિવાને ઘણીએ તજવીજ કરી પરન્તુ કશું ખરૂં કારણ જાહેરમાં આવી શક્યું નથી. છતાં કુંદનની સાથે લલિતા પણ અદૃશ્ય થઇ હોવાથી સ્વાભાવિક રીતે સૌ એવું અનુમાન કરીને શાન્ત રહ્યાં છે કે લલિતાને ઉચકી જઇને કોઇ હરામખોરોએ કુંદનનું ખૂન કરી તેના મુડદાને દરિયામાં ફેંકી દીધેલું હોવું જોઇએ. લલિતા રાજકુંવરીના લગ્નપ્રસંગે ત્યાં આવી હતી અને લગ્નપ્રસંગ વીતી ગયા છતાં ઘણા વખતસુધી દિવાનને ત્યાં મ્હેમાન તરીકે રહી હતી એ વાત ચંદ્રમણિશંકર જાણતો હતો, પરંતુ તેણે એ ખબર જાણી જોઇને લતાને કહી નહોતી. પૂર્વે લલિતાએ લતાનો તિરસ્કાર કર્યો હતો એ તેના સ્મરણમાં હતું. આ વખતે પુનઃ લતાને લલિતાના આગમનની ખબર પડતાં તે તેને મળવા જવાની જિજ્ઞાસાને થોભાવી રાખે તેમ

નહોતું અને પુનઃ બન્ને બ્હેનો વચ્ચે અણગમાનો પ્રસંગ આવી પડે તેવો સંભવ હોવાથી લતાને એ ખબરથી અજાણી રાખવામાં જ ચંદ્રમણિશંકરે ડહાપણ જોયું હતું. પરંતુ કુંદનના ખૂનની અને લલિતાના અદશ્ય થવાની વાત જાહેર થતાં એ ખબર છુપાવી રાખવાનું ચંદ્રમણિશંકરથી બને તેમ નહોતું, તેથી તેણે સઘળી વાત લતાને કહી દીધી હતી. એ વિલક્ષણ બનાવ સાંભળતાં જ લતાના ખેદ અને આશ્ચર્યનો પાર રહ્યો નહિ. જોકે દિવાનના કુટુંબથી તે બહુ પરિચય ધરાવતી નહોતી, તોપણ પોતાની બ્હેનના કાંઇ વિશેષ સમાચાર જાણવાની અધીરાઇને લીધે તે દિવાનને ઘેર ગઇ; પણ ત્યાં તો કુંદનના મરણની ખબરથી રડારોળ મચી રહી હતી! ઘણાં સ્ત્રીપુરૂષો એકત્ર થઇ ગયાં હતાં, ત્યાં લતાનો ભાવ કોણ પૂછે? તે વખતે તો તે પાછી ગઇ, પરન્તુ એ દિવસ વીતી ગયા પછી તે પુનઃ આવી અને દિવાનનાં પત્નીને પોતાનો અને લલિતાનો સંબંધ કહી સંભળાવ્યો. દિવાનનાં પત્ની એ બન્ને બ્હેનોમાં રહેલી વિશાળ ભિન્નતાથી આશ્ચર્ય પામ્યાં અને લલિતા સંબંધી કશી વિશેષ ખબર જાણવામાં નહિ આવી હોવાનું કહીને લતાના મનોદુઃખમાં ભાગ લીધો. દિવાને તાબડતોબ ગોપાળરાય શેઠને તાર કર્યો એટલે ગોપાળરાય લોહી નાંખતા આવી પહોંચ્યા. તે તો આ વાત સાંભળીને બહુ જ ગભરાઇ ગયા. લલિતા ગુમ થવાથી તેમને બે પ્રકારનું દુઃખ થયું. એક તો પુત્રી ગુમાવવાનું દુઃખ હતું અને વિશેષમાં લલિતાને એ પ્રમાણે એકલી પરગામ મોકલીને સ્વચ્છંદી રીતે તેને ભટકવા દેવા માટે લોકો પોતાને મૂર્ખના શિરોમણિ કહેશે એ એક વિશેષ દુઃખ હતું. તેમની ચારે દિશાઓ શૂન્ય બની જવા લાગી. દિવાનને ત્યાં ચંદ્રમણિશંકરે ગોપાળરાય શેઠને જોયા અને તેને પૂર્વના પ્રસંગો

સાંભરી આવ્યા. લતાના અપમાનનું દુઃખ મનમાં ઉભરાયું, પરન્તુ તે ગમ ખાઇ ગયો. તેણે ગોપાળરાયની સામે જઇને તેમને નમન કર્યું. ગોપાળરાય ચંદ્રમણિશંકરને ત્યાં જોઇને ચમક્યા. દુઃખના ભારથી કોમળ બની ગએલું હૃદય પ્રથમના અભિમાનથી ભરેલા સ્વભાવને વિસરી ગયું અને વ્હાલપૂર્વક ચંદ્રમણિશંકરને કુશળ વર્તમાન પૂછ્યા. લતાના સમાચાર પણ પૂછ્યા. અંતરે સ્પષ્ટ રીતે નહિ પણ કિંચિત્ અંશે સંતોષ દર્શાવ્યો અને પછી લલિતા વિષે ચંદ્રમણિશંકરને પૃચ્છા કરી. ચંદ્રમણિશંકરે કહ્યું: “ લલિતાગૌરી કેવી રીતે અદશ્ય થયાં તે તો તમે જાણ્યું છે, પણ તેનું કશું કારણ નિશ્ચિત થઇ શકતું નથી. હું તે વિષે બે અનુમાનો કરૂં છું. એક અનુમાન એ છે કે કુંદનલાલનું ચારિત્ર સારૂં નહિ હોવાથી તેના મિત્રો પણ ખરાબ છે. તેઓના કાંઇ પ્રપંચથી કુંદનનું ખૂન થયું હોય અને લલિતાગૌરી તેઓના કાવતરાનો ભોગ થઇ પડ્યાં હોય એ સંભવિત છે. બીજું અનુમાન એવું છે કે મહાકાળેશ્વર તરફ જવાનો માર્ગ ભયભરેલો છે. માર્ગમાં કોઇ લુંટારા કે ધાડપાડુઓ મળ્યા હોય અને તેઓ કુંદનને મારીને લલિતાગૌરીને ઉપાડી ગયા હોય એ પણ બનવાજોગ છે. ગાડીવાન કહે છે કે તેણે બન્નેને વૃદ્ધનગરના પાધરમાં ઉતાર્યાં હતાં, પરન્તુ એ વાત જરાએ ખરી નથી. તેને બહુએ માર માર્યો પણ તે ખરી વાત માનતો નથી, નહિતો તેની પાસેથી ખરી વાત મળવાનો સંભવ છે. તેઓ ગામના પાધરમાં સીગરામમાંથી ઉતરી પડ્યાં હોય તો કુંદનલાલનું મૂડદું એટલે દૂરના દરિયામાંથી મળે એ કેવળ નવાઇ જેવું કહેવાય! જો લુંટારાઓ કુંદનનું ખૂન કરીને લલિતાગૌરીને ઉચકી નાસી ગયા હોય તો તેઓ રેલ્વે માર્ગે દૂર નીકળી પડ્યો હોવા જોઇએ એવું મારૂં અનુમાન છે.”

ચંદ્રમણિશંકરના એ કથનને આધારે ગોપાળરાય શેઠે મુંબઇ જઇને સઘળી રેલ્વે લાઇનો ખાતે રૂ. ૧૦૦૦૦ ના ઈનામનાં હેન્ડબીલો લલિતાને શોધી કાઢવા માટે લાખોની સંખ્યામાં ફેલાવ્યાં.

ચંદ્રમણિશંકરે ગોપાળરાય શેઠના સ્વભાવમાં અપૂર્વ ફેરફાર થએલો જોયો એટલે તેણે એ વાત પોતાની પત્નીને કહી. લતા પિતાને મળવાને ઉતાવળે દિવાનને ઘેર દોડી ! લતાને જોઇને શેઠ બહુ શરમાઇ ગયા. તેમની આંખોમાં આંસુ આવ્યાં. લલિતાને ગુમાવવાથી પોતાને હવે એકની એક પુત્રી માત્ર લતા જ રહી હતી, એ વાતના સ્મરણે પિતાને પુત્રી ઉપર વાત્સલ્ય ઉપજાવ્યું. લતાને વ્હાલથી બોલાવીને સામે બેસાડી. લતાની આંખો પણ આંસુથી છલાછલ ભરાઇ ગઇ હતી. થોડી વારસુધી પિતા કે પુત્રીના મ્હોંમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. છેવટે પિતાને જ કહેવું પડ્યું: “ બ્હેન ! તને અહીં સુખી જોઇને મને બહુ સંતોષ થયો છે. પરન્તુ લલિના ગુમ થઇ જવાથી મારા દુઃખનો પાર રહ્યો નથી: હું ગભરાઇ ગયો છું. ”

બિચારી લતાને પૂર્વના પ્રસંગોનું સ્મરણ થતું હતું. પોતાને ભદ્રપુરમાં જાણી જોઇને દુઃખી કરનાર એ જ પિતા હતા અને અત્યારે પોતાને સુખી જોઇને સંતુષ્ટ થનાર પણ એ જ પિતા છે: ત્યારે એ પરિવર્તન શાથી થયું ? લતા સમજી કે દુઃખના અનુભવ વિના મનુષ્યને દુનિયાનો ખરો ખ્યાલ આવી શકતો નથી. લતા એ સર્વ જૂની વાતોને ગળી ગઇ અને બોલી: “ પિતાજી ! એમ ગભરાઇ જવાથી કશું વળશે નહિ. તમે અહીં રહીને તજવીજ કરો અને જો એક બે દિવસમાં જ પત્તો નહિ લાગે તો પછી હરામખોરો બહુ દૂર નાસી જવાથી પકડાશે નહિ. ”

"બ્હેન! શું કરવું તે મને કશું સૂજતું નથી, શું હું જાતે ભટકવા નીકળું-અને નીકળું તો ક્યાં જઉં? પણ જો કદાચ તે હાથ નહિ જ લાગે તો દુનિયાને હું મારૂં મ્હોં કેવી રીતે બતાવી શકીશ? લતા! લતા! આ બનાવ આગળ મારી મતિ મુંઝાઇ જાય છે; તું મને કાંઇ માર્ગ બતાવ!"

"પિતાજી! એમાં મુંઝાવાથી કશું વળવાનું નથી. બ્હેનને શોધી કાઢવાને વર્તમાન પત્રોમાં ખબર છપાવો; દિવાનને કહીને આસપાસના પ્રદેશમાં તપાસ કરાવો; મહાકાળેશ્વરના પૂજારીને અને ગાડીવાનને કાંઇ લાલચ આપીને સમજાવો તથા ખરી વાત તેમની પાસેથી કઢાવો: એ માર્ગો હવે અવશેષ રહ્યા છે. એટલો શ્રમ કરતાં છતાં પણ જો બ્હેનનો પત્તો નહિ લાગે—"

શેઠ વચમાં બોલી ઉઠ્યાઃ"—તો ખરેખર, હું મારૂં મ્હોં લોકોને બતાવી શકીશ નહિ—મારી જીંદગીને હું ટૂંકી કરી નાંખીશ!"

"હં-હં-પિતાજી! એવો ભયાનક વિચાર તમે ન કરો. એકની પાછળ બીજાની જીંદગીની દોરી તોડી નાંખવાથી શો લાભ થવાનો છે?"

"લાભાલાભનો વિચાર કરવાનું સામર્થ્ય હવે મારા મગજમાં રહ્યું નથી. અરે! એક વાર સંસારસુધારાના અગ્રણી તરીકે મેં જીવન ગાળ્યું, પુત્રીને પાશ્ચાત્ય વિચારો પ્રમાણે કેળવીને પ્રાચીન રીતિનીતિનો તિરસ્કાર કર્યો, તેને સ્વતંત્રતાને નામે સ્વચ્છંદી થઇ જવા દીધી ત્યાંસુધી વિચાર ન કર્યો અને દુરાચારી યુવાનો સાથે ભટકવાની તેની રીતભાતને પરિણામે આજે આ પ્રસંગ આવી પડ્યો. મારી જીવનરીતિ જગત્માં નિષ્ફળ પુરવાર થઇ ચૂકી. પછી હું જીવીને શું કરૂં? કલંકનો કાળો ડાઘ કપાળે ચોંટાડીને લોકોમાં હાસીને પાત્ર

થવું, તે કરતાં ' આપ મૂએ પિછે ડુબ ગઈ દુનિયા ' એ કબીરના વચનો માન્ય રાખીને દુનિયાને ડુબાવી દેવી એ શું ખોટું છે ? પહેલાં લોકમતની સામે થઇને સંસારસુધારાને નામે અનિષ્ટ–વિઘાતક રીતિ-નીતિને ઉત્તેજન આપવામાં હું અગ્રણી બનતો હતો, અરે એટલું જ નહિ, પણ બ્હેન ! મારી એ અંધતાને પરિણામે હું તને પણ દુઃખના કારણરૂપ થઇ પડ્યો હતો, તે હું અત્યારે મારી રીતિનીતિનું આવું ફળ મેળવીને કેવી રીતે જીવી શકું ? "

" પિતાજી ! એવા નિર્માલ્યતાના વિચારો ન કરો. તમારા વિચારોનું પરિવર્તન થયું હોય, તો તેથી લોકોથી શરમાઇને આત્મઘાત કરવા કરતાં લોકોની સમક્ષ ખુલ્લા મનથી એ પરિવર્તનનું પ્રતિપાદન કરીને હવે એવી રીતે વર્તો કે જેથી લોકોને બોધ મળે એટલું જ નહિ પણ વિઘાતક સંસારસુધારો કરવા ઇચ્છનારાઓ સાચો સંસાર-સુધારો કરવાને ઉત્તેજન પામે. "

અત્યંત ગભરાએલી સ્થિતિમાં ગોપાળરાય શેઠ દિવાનને તપાસ કરવાની કેટલીક સૂચનાઓ કરીને મુંબઇ ચાલ્યા ગયા. મુંબઇ જતાં જ મોહિની શેઠાણીએ કાગારોળ માંડ્યો અને શેઠ વધારે ગભરાયા. તેમણે વર્તમાન પત્રોમાં ખબરો છપાવી, હેન્ડબીલો છપાવીને દરેક જંકશનો ખાતે વહેંચાવ્યાં, મોટાં મોટાં શહેરોના પોલીસ ખાતાને ખબરો પહોંચતી કરીઃ એ બનાવને પખવાડીઉં વીતી ગયું પરન્તુ લલિતાના કશા ખબર શેઠને મળ્યા નહિ અને તેથી દિવસે દિવસે શેઠની ચિત્તવૃત્તિ ભ્રમિત સરખી બનવા લાગી.

લતાગૌરીમાં સમાએલું જવાહીર હવે દિવાનના કુટુંબના જોવામાં આવ્યું. એક ઉંચા ખાનદાનમાં જન્મેલી એ અબળામાં કેટલી અને કેવી યોગ્યતા રહેલી હતી તે દિવાનની સ્ત્રીએ જાણ્યું અને ચંદ્રમણિ-

શંકરની યોગ્યતા તો પહેલેથી દિવાનના સમજવામાં આવી ચૂકી હોવાથી હવે તેના ઉપરનો દિવાનનો પક્ષપાત વધ્યો. ઘણો વખત વીતી ગયો, પણ કુંદનના ખૂનની તપાસ પાર પડી નહિ અને લલિતાનો પત્તો લાગ્યો નહિ. સૌને એ બનાવનું દુઃખ હવે ધીમે ધીમે વિસરવા લાગ્યું. દરમિયાનમાં ચંદ્રમણિશંકરને મહારાજાના ખાનગી કારભારીની પદવી દિવાને આપી અને રહેવાને માટે એક વિશાળ મકાન પણ તેને આપ્યું. કુન્દનગરમાં થોડા જ વખતમાં ચંદ્રમણિશંકર એક અમલદારની પંક્તિમાં લેખાવા લાગ્યો.

એ પ્રમાણે અનેક આપત્તિઓમાંથી ચંદ્રમણિશંકરનો ઉદય થયો. મનુષ્યના જીવનની સંફળતામાં તેનો પરિશ્રમ કારણીભૂત થાય છે કે તેનું ભાગ્ય નિમિત્તરૂપ બને છે કિંવા તેની રીતિનીતિ તેને વિજય અપાવે છે, એ સ્વાભાવિક પ્રશ્નોનો નિર્ણય ગમે તેવો આવે પરન્તુ ચંદ્રમણિશંકર તો એવું જ માનતો હતો કે પોતાની સુકુળવતી અને સુશીલ પત્નીએ જ પોતાનો ભાગ્યોદય કર્યો હતો. અહો ! ગૃહદેવીનો મહિમા અલૌકિક છે !



# પ્રકરણ ૨ જું.

## એક પગથીઉં આગળ.

કુંદન ગયો, લલિતા ગઇ, બન્નેના સંબંધમાં બનેલા એ આકસ્મિક બનાવે લોકોને ચકિત બનાવ્યા, બન્નેનાં આપ્તજનોને અત્યંત દુઃખ થયું, ધીમે ધીમે લોકોમાંથી એ બનાવ ભુંસાવા લાગ્યો અને બન્નેનાં આપ્તજનો પણ એ ગઇગુજરી વાતને બળાત્કારે વિસારી મેલીને વર્તમાનમાં રમણ કરવા લાગ્યાં; પરન્તુ બન્નેના પિતાઓ ઉપર એ બનાવની ભયાનક અસર તો ચાલુ જ રહી. કુંદનનો પિતા—વૃદ્ધનગરનો દિવાન પોતાના એકના એક પુત્રના મરણ પછી અસંત શોકભાર નીચે કચડાવા લાગ્યો. તેની સર્વ આશાઓ ધૂળમાં મળી જવાથી એ વૃદ્ધાવસ્થામાં તેને બહુ દુઃખ લાગ્યું. માત્ર ૬ માસના વખતમાં જ એ ૧૦ વર્ષ જેટલો વધારે વૃદ્ધ બની ગયો હોય એવું તેના શરીર ઉપરથી જણાવા લાગ્યું. રાજ્યના કાર્યમાં તે પહેલાંના જેટલું જ ધ્યાન આપતો ખરો, તોપણ હવે તેને એમ લાગતું કે તેથી મગજને અને શરીરને બહુ જ થાક લાગતો હતો અને શરીર ધીમે ધીમે વધારે ઘસાતું જતું હતું. એ જ કારણથી વધારે વખત આરામમાં બેસી રહેવાની વૃત્તિ તેને થયા કરતી હતી, પરન્તુ કામકાજના બોજાને લીધે એ વૃત્તિને માર્ગ નહિ મળવાથી તેને કામમાં મંડ્યા રહેવું પડતું અને તેનું પરિણામ શરીરની વધારે નિર્બળતામાં જ આવતું. એવી જ અસર લલિતાના પિતા ગોપાળરાય શેઠના શરીર ઉપર પણ થવા પામી હતી. તેમણે ઘરમાં જ બેસી રહીને

હવે વખત ગાળવા માંડ્યો હતો અને પુત્રી અદૃશ્ય થવાથી જે દુઃખ તેમના હૃદય ઉપર આવી પડ્યું હતું તેથી તેમનું શરીર સુકાતું જતું હતું. તેમનું મગજ અસ્થિર બની ગયું હતું. જે જે મીલો અને લીમીટિડ કંપનીઓના તે ડીરેકટર હતા તે તે મીલો અને કંપનીઓ ઉપર પોતા તરફનાં રાજીનામાં તેમણે મોકલી આપ્યાં હતાં, અને હવે જે કાંઇ થોડું જીવન બાકી રહ્યું હોય તે એકાંતમાં પશ્ચાત્તાપ કરવામાં જ ગાળવું એવો તેમણે નિશ્ચય કરેલો માલૂમ પડતો હતો. તે જ અરસામાં મીલોની ખરાબ દશાની શરૂઆત થઇ હોવાથી ઘણી મીલો ખોટમાં કામ કરતી હતી અને ઘણા શેરવાળાઓ રડી પડ્યા હતા, તે સાથે ગોપાળરાય શેઠને પણ ધનની કેટલીક હાનિ ખમવી પડી હતી, પરન્તુ તે ધનહાનિનું દુઃખ તેમના મગજ ઉપર એટલી અસર કરી શક્યું ન હોતું કે જેટલી અસર લલિતા અદૃશ્ય થવાથી થઇ હતી.

કુંદનના ખૂનવાળો બનાવ વૃદ્ધનગરના રાજ્યે તો માંડી વાળ્યો, પરન્તુ પોલીટીકલ એજંટે એક ગંભીર બનાવ એટલેથી આટોપાઇ જાય એ વાજબી માન્યું નહિ અને તેથી વૃદ્ધનગરના રાજ્ય ઉપર એ ખૂનની વધારે ચોક્કસીભરી તપાસ કરવાને લખાણ મોકલાવ્યું. તેમાં એવું ખાસ સૂચન કરેલું હતું કે દરિયાના જે ભાગમાંથી કુંદનનું મુડદું હાથ લાગ્યું હતું તે ભાગનો દરિયો વૃદ્ધનગર અને ભદ્રપુરમાંના કોની હદમાં આવેલો હતો તે એ બન્ને રાજ્યોએ મળીને નક્કી કરવું અને પછી જેની હદમાંથી એ મુડદું હાથ લાગેલું માલૂમ પડે એ રાજ્યે ખૂનની તપાસ કરીને તે વિષેનો તુમાર પોલીટીકલ એજન્ટની ઓફીસમાં મોકલી આપવો. પોલીટીકલ એજંટના એવા લખાણથી વૃદ્ધનગરના રાજ્ય ઉપર વળી એક નવું કામ આવી ને પડ્યું.

મહારાજા અને દિવાને મળીને આ બનાવના સંબંધમાં કેવી

રીતે કામ લેવું તે વિષે એકાંતમાં વિચાર કર્યો. ભદ્રપુરના રાજ્યને પુછાવીને કોઇ એક દિવસ નક્કી કરી, તે દિવસે બન્ને રાજ્યનાં માણસોએ દરિયાના વિભાગ પાસે એકઠા થઇ કઇ હદમાંથી મુડદું મળી આવ્યું હતું એ વિષે નિશ્ચય કરવાનું ઠરાવ્યું. દિવાને જણાવ્યું: " મહારાજ ! હું એ પ્રમાણે ભદ્રપુરના દિવાનને લખી જણાવું છું અને તેમનો જવાબ આવ્યા પછી દિવસ નક્કી કરીશું: પરન્તુ કૃપાનાથ ! મારે હવે એક વિનતિ કરવાની છે. "

મહારાજાએ કહ્યું: " તમારે વળી શી વિનતિ કરવાની છે ?"

" એટલી જ કે હું વૃદ્ધથી હવે આ બધો કાર્યભાર ઉપડી શકતો નથી. ઘણાં વર્ષોસુધી મેં રાજ્યની અને આપની સેવા બજાવી. મને આશા હતી કે મારો પુત્ર અનુભવી અને ઉમરલાયક થશે એટલે એને આપની સેવામાં મૂકીને હું મુક્ત થઇશ, પરન્તુ મારી એ આશા નિષ્ફળ ગઇ છે. મારી એ નિરાશાએ હવે મને શરીરથી અને મનથી નિર્બળ બનાવી મેલ્યો છે, તેથી મને રાજ્યકાર્યભારની આ જોખમદારીમાંથી મુક્ત કરો એવી મારી વિનતિ છે."

દિવાનના શબ્દોની અને તેની શારીરિક સ્થિતિની અસર મહારાજાના મન ઉપર થઈ અને તેમને અપુત્ર બની ગએલા એ વૃદ્ધ માણસની દયા આવી. તેમણે કહ્યું: " હું તમારી સ્થિતિ સમજી ગયો છું. હવે તમારે માટે પ્રભુસ્મરણનો વખત આવી પહોંચ્યો છે એ મારા ધ્યાનમાં છે, પરન્તુ તમે મારો સ્વભાવ જાણો છો. તમે જાઓ એટલે પોલીટીકલ એજંટ પોતાના કોઈ અમલદારને મારા રાજ્યના દિવાન તરીકે રાખી લેવાનું મારા પર દબાણ ચલાવે અથવા તો બીજા અંગ્રેજ અમલદારો ભલામણની ચીઠ્ઠીઓ લખી લખીને મને સતાવે એ મારાથી સહન થઇ શકે નહિ; તેટલા માટે તમે અત્યારથી મુક્ત થાઓ એ વાત મને રૂચતી નથી. "

"ભલે; હું કાંઇ આવતી કાલે ચાલ્યો જવા માંગતો નથી; પરન્તુ કાંઇ ભવિષ્યની ગોઠવણ આપ નક્કી કરો ત્યાંસુધી ગમે તેમ કરીને હું ચલાવી લેવા તૈયાર છું." દિવાને જણાવ્યું.

"ત્યારે તમે આમ કરો. આપણા અત્યારના અમલદારોમાંથી કોઇને તમારા હાથ નીચે રાખીને તેને કાર્યભારનો અનુભવ લેવા દો. તેને આપણે નાયબ દિવાન ઠરાવીશું અને છેક બાર મહિને તે અનુભવ લઇને તૈયાર થાય એટલે પછી તમે ખુશીથી મુક્ત થઇ શકશો અને આપણે નાયબ દિવાનને દિવાનની પદવીએ ચડાવી દઇશું. એમ કરવાથી પોલીટીકલ એજંટ આપણા અનુભવી માણસને મૂકીને બીજા કોઇને રાખવાની ભલામણ કરી શકશે નહિ અને કરશે તો તો આપણે એને તડતડતો જવાબ આપીશું. કેમ એ વાત તમને રૂચે છે ને?"

"હા મહારાજ! આપની એ ગોઠવણ બરાબર છે; પણ રાજ્યનો કયો અમલદાર આપને એ પદવીને યોગ્ય લાગે છે? ચડતી–ઉતરતી પદવી પ્રમાણે આપણે સરન્યાયાધીશને અથવાતો મુખ્ય વસુલાતી અધિકારીને એ પદવી આપવી જોઇએ." દિવાને પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"સર–ન્યાયાધીશ અપીલો ચુકવવાનું કામ સારૂં કરશે; પરન્તુ તે ખરો મુત્સદ્દી નથી. તમને લાગે છે કે એ દિવાન તરીકે આપણા રાજ્યને બંધબેસતો થઈ પડશે?"

"જો એવી દૃષ્ટિથી વિચારીશું તો આપણે કોઇને પણ લાયક માની શકીશું નહિ. તો પછી વસુલાતી અધિકારી અપીલોનું કામ કેવી રીતે કરી શકશે મહારાજ? એમ જોતાં કોઇ નવો અનુભવી માણસ લાવ્યા વિના આપણને ચાલી શકવાનું નથી."

"એક માણુસ હું તમને બતાવું; પરન્તુ તે તમારી પસંદગી પામશે કે કેમ તે માટે મને શંકા છે." મહારાજાએ કહ્યું.

"કોનું નામ સૂચવવા માંગો છો?"

"ચંદ્રમણિશંકરનું." મહારાજાએ નામ જણાવીને દિવાનના વદન સામે એકી ટશે જોઇ રહી તે ઉપરની રેષાઓવડે તેનું હૃદય પારખી લેવાનો યત્ન કરવા માંડ્યો.

"ખરેખરૂં નામ કહ્યું મહારાજ! પરન્તુ બીજા અમલદારો તે માટે વાંધો લેશે અને ન્યાયના કામમાં ચંદ્રમણિશંકર બરાબર કામ કરી શકશે કે કેમ તે માટે મને શંકા રહે છે." દિવાને જણાવ્યું.

"બીજા અમલદારો શામાટે વાંધો ઉઠાવશે? તેને નાયબ દિવાન બનાવવાથી બીજા અમલદારો વાંધો નહિ ઉઠાવે, પરન્તુ યોગ્યતા અને પ્રામાણિકતાથી આગળ વધનારને માટે તેમના વાંધાને હું જરાએ ફાવવા નહિ દઉં. ન્યાયના કામમાં, દિવાનજી! સહૃદયતા અને પવિત્ર મનની જરૂર માત્ર છે; અલબત્ત, તેણે કાયદો જાણવો જોઇએ, પરન્તુ એ કામમાં તે બરાબર તૈયાર નહિ થાય ત્યાંસુધી હજુર કોર્ટમાં હું તેની સાથે બેસીને અપીલો ચૂકવીશ!"

"ધન્ય છે મહારાજ! આપની ખંત અને ઉદારતાનાં હું શાં વખાણ કરૂં! આપે સૂચવેલી ગોઠવણ મને સર્વાંશે માન્ય છે. ચંદ્રમણિશંકર ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે અને તેની યોગ્યતા તથા શક્તિને માટે આપની પેઠે હું પણ ઉંચો અભિપ્રાય ધરાવું છું." દિવાને અંતરના ઉંડા ઉમળકાથી જણાવ્યું.

"તો પછી હું તેને એક વાર બોલાવીશ, અને તેને મારો સઘળો ઈરાદો સમજાવીશ; તમે પણ તેને નાયબ દિવાન બનાવ્યા પછી જેમ

અને તેમ વધારે પ્રમાણમાં તમારી પદવીનો અનુભવ આપજો." મહારાજાએ સૂચના કરી.

ભાગ્યની ઘટના અત્યંત વિલક્ષણ હોય છે. જે ચંદ્રમણિશંકરને એક વાર નોકરી મળવાના પણ સાંસા હતા અને જે પોતાના ઉદરનિર્વાહની ચિન્તામાં આત્મઘાત કરવાને તૈયાર બની ગયો હતો, તે જ ચંદ્રમણિશંકરનું ભાગ્ય અત્યારે સવળે માર્ગે એક પછી એક પગથીયે ઉંચે ચડતું જતું હતું. આપત્તિના અનુભવે ચંદ્રમણિશંકરને સહનશીલ અને ધીરજવાળો બનાવ્યો હતો. ગરીબાઇએ તેને મહેનતુ બનાવ્યો હતો. તેના ઉંચા ખાનદાને તેનામાં નીતિના સંસ્કારો મૂક્યા હતા અને લતાગૌરીએ એ સંસ્કારોને ખીલવીને તેને સમયસૂચક બનાવ્યો હતો. તેના ભાગ્યોદયમાં તેના એ સર્વ ગુણો પણ ઘણે અંશે કારણીભૂત હતા.

એ દિવસ વીતી ગયા અને ત્રીજે દિવસે રાત્રે મહારાજાએ ચંદ્રમણિશંકરને પોતાની પાસે એકાન્તમાં બોલાવ્યો. ચંદ્રમણિશંકર ગયો. મહારાજાના ખાનગી સેક્રેટરી તરીકે તે મહારાજાની સાથે એવા ઘણા પ્રસંગોમાં આવતો હતો, એટલે આજનો પ્રસંગ તેને મન કેવળ નવીન પ્રકારનો નહોતો. તે મહારાજાની પાસે ગયો, ત્યારે તેમની પાસે બે હજુરીયા ઊભા હતા. તેમને મહારાજાએ રજા આપી અને કહ્યું: "હમણાં આ બાજુએ કોઈ પણ માણસને આવવા દેશો નહિ," એટલે ચંદ્રમણિશંકરે કોઈ ગંભીર પ્રસંગ ઊભો થયો હોવાનું અનુમાન કર્યું. તે ધીરજથી મહારાજાને નમન કરીને બેઠો. મહારાજાએ ચલાવ્યું: "ચંદ્રમણિશંકર ! આવતી કાલથી તમારે શિરે એક વિશેષ જોખમદારીનું કાર્ય હું મૂકવા ચાહું છું, અને તેમ કરવાનો મારો ઇરાદો મારા અને તમારા—ઉભયના લાભનો છે."

"ફરમાવો મહારાજ! મારી શક્તિને અનુસરતું તે કાર્ય હશે તો હું આનંદથી ઉપાડી લઇશ." ચંદ્રમણિશંકરે ઉત્તર આપ્યો.

"તમારામાં એવી શક્તિ નહિ હોય તો હું એવી શક્તિ લાવીશ, પણ એ જોખમદારી તો અવશ્ય હું તમને જ સોંપીશ."

"એ તો મારા પર આપની મોટી કૃપા થઈ લેખાય—આ દીન સેવક ઉપર એવડા મોટા પક્ષપાતનો શો પ્રસંગ આવ્યો છે?"

"તમારી યોગ્યતા, ખંત, પ્રામાણિકતા અને ઉચ્ચ મનોવૃત્તિએ મને તેમ જ દિવાનજીને તમારા પક્ષપાતી બનાવ્યા છે. આવતી કાલથી તમે મારા ખાનગી સેક્રેટરી ઉપરાંત રાજ્યના નાયબ દિવાન છો અને દિવાનજીની સહાયમાં રહીને તે ફરમાવે તે કાર્યનો અનુભવ તમારે ઉતાવળે ગ્રહણ કરવાનો છે. ૭ માસમાં તમારે રાજ્યના કાર્યભારમાં અને ન્યાય ચૂકવવાના કામમાં એટલા પ્રવીણ થવાનું છે કે જેથી દિવાનજીની જગ્યાએ તમને એ પદવી આપવાના મારા ઇરાદામાં મને નિરાશા પ્રાપ્ત ન થાય; પરન્તુ યાદ રાખજો કે મારો આ ઇરાદો કેવળ ગુપ્ત રાખવાનો છે—કોઇને પણ કહેવાનો નથી."

ચંદ્રમણિશંકર અત્યંત ઉપકૃત ભાવવાળો બની ગયો અને તેની આંખોમાં હર્ષનાં આંસુ આવી ગયાં. તે બોલ્યોઃ "મહારાજ! આપની કૃપાના મહત્ત્વથી હું મુગ્ધ બની ગયો છું; પરન્તુ આપનો આ ઇરાદો શું મારે કોઇને પણ કહેવો નહિ?"

મહારાજાએ ગંભીર બનીને કહ્યુંઃ "ના; કોઇને પણ નહિ. હું, દિવાનજી અને તમે એ ત્રણ જણા એ વિષે જાણીએ છીયે અને ચોથા માણસને કાને એ વાત ન જવી જોઇએ!"

ચંદ્રમણિશંકર દીનતાથી બોલ્યોઃ "ત્યારે મહારાજ! અવિનય ક્ષમા કરશો. પરન્તુ એ તો મારાથી નહિ બની શકે!"

આ ઉત્તર સાંભળીને મહારાજાને બહુ જ આશ્ચર્ય થયું. ક્ષણભર તેની સામે એકી ટશે જોઈ રહીને તે બોલ્યાઃ "એમ કેમ વારૂ?"

"મહારાજ! મારા જીવનમાં એવો કોઈ પણ બનાવ બન્યો નથી કે મારી એવી કાંઈ પણ છુપી વાત નથી કે જે મેં મારી સ્ત્રીને ન કહી હોય. આ વાત પણ હું તેનાથી ગુપ્ત રાખીશ નહિ."

આ ઉત્તર સાંભળીને મહારાજાથી હસી જવાયું. મહારાજાને લતાગૌરીનો બિલકુલ પરિચય નહોતો, પરન્તુ નાગસિંહવાળા બનાવની વાત તેમણે દિવાનને મુખેથી સાંભળી હતી, તે ઉપરથી લતાની ચતુરાઇનો ખ્યાલ તેમને આવી ચૂક્યો હતો. છતાં ચંદ્રમણિશંકરના મનની દઢતા જોવાને તેમણે કહ્યુંઃ "ચંદ્રમણિશંકર! બીજી ગમે તેવી વાતો હોય તે સ્ત્રીઓને કહી શકાય; પરન્તુ જે વાતમાં ગુપ્ત રાજનીતિનો સમાવેશ થતો હોય તે વાત સ્ત્રીને કહેવી એ એક ભયંકર સાહસ છે; માટે તમારે આ વાત તો તમારી સ્ત્રીથી પણ ગુપ્ત રાખવી પડશે."

"મહારાજ! મારી સ્ત્રી અત્યંત સુશીલ અને ડાહી છે; તે આ વાત કોઇને મ્હોંએ કહેશે નહિઃ પછી શી હરકત છે?"

"નહિ, નહિ, એ તો નહિ બનેઃ ગમે તેવી સુશીલ અને ડાહી પણ તે એક સ્ત્રી જ ને?

"ભણી ગણી ડહાપણભરી, તોપણ અબળા જાત;
"શરદ પૂનમની શોભતી અજવાળી પણ રાત!

એ શું તમે ભૂલી ગયા?"

ચંદ્રમણિશંકર હાથ જોડીને બોલ્યો: "મને માફ કરો મહારાજ! સ્ત્રીજાતિ પ્રત્યે હજી હું એટલો તિરસ્કાર ધરાવતો બન્યો નથી. મને મારી સ્ત્રી પ્રત્યે જે વિશ્વાસ છે, તે આપને ન હોય, તો હું લાચાર છું; અને નાયબ દિવાન કે દિવાનની જોખમદારીવાળી પદવીને માટે હું અયોગ્ય છું!"

મહારાજાને સંપૂર્ણ પ્રતીતિ થઇ કે એ દંપતીનો પ્રેમ તથા પરસ્પરનો વિશ્વાસ અદ્વિતીય અને દૃઢ છે. લતાની યોગ્યતા સંબંધે તેમણે સાંભળ્યું હતું એટલે તેમણે હવે ખુલ્લા મનથી કહ્યું: "ચંદ્રમણિશંકર! તમે એ પદવીને માટે અયોગ્ય નથી પણ સંપૂર્ણ રીતે યોગ્ય છો. જેમ રાજાને રાજ્યકાર્યભારને માટે પોતાના મંત્રીની સલાહ વિના ચાલતું નથી, તેમ પુરૂષે પણ પોતાના જીવન કાર્યભારને માટે પોતાની ચતુર ગૃહમંત્રિણીની સલાહ વિના વર્તવું ન જોઇએ, એવું હું પણ માનું છું. તમારા પરસ્પરના દૃઢ વિશ્વાસથી હું સંતુષ્ટ થયો છું."

ચંદ્રમણિશંકર સમજ્યો કે દક્ષ મહારાજાએ પોતાની યોગ્યતાની પરીક્ષા કરી વાળી. તે મહારાજાને નમન કરીને બોલ્યો: "કૃપાવંત! એ મારા પર આપનો મોટો ઉપકાર થયો છે અને હું સમજ્યો છું કે આપના વિના અન્ય કોઇ મારી કદર કરવાને યોગ્ય નથી. આપની આજ્ઞાને શિરસાવંદ્ય માનીને હવે હું રજા લઉં છું."

"ભલે, ખુશીથી જાઓ; કાલથી તમોને નાયબ દિવાન નીમવાનો હુકમ હું બહાર પાડીશ, અને તમારે દિવાનની આજ્ઞા તળે તે જે કાર્ય સૂચવે તે કાર્યનો અનુભવ લઈ તેમના સઘળા કામકાજમાં

પ્રવીણ બનવાનું છે, એ લક્ષ્યબિંદુને ચૂકશો નહિ.” મહારાજાએ છેલ્લી ભલામણ કરી.

ચંદ્રમણિશંકર ઉઠ્યો અને નેત્ર તથા મસ્તકવડે નમ્ર ભાવથી ઉપકૃતતાનું દર્શન કરાવતો ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩ જું.

---

### પતિગૃહમાં પહેલો દિવસ.

શોભનાનું ભાગ્ય સામંત સાથે જડાયું તેનો આજે પહેલો દિવસ હતો.

સામંતના ઘરમાં તેની વૃદ્ધ માતા સિવાય બીજું કોઇ નહોતું, તોપણ સામંતનો લગ્નપ્રસંગ હોવાથી તેનાં થોડાંએક સગાં પરગામથી આવ્યાં હતાં અને ગામનાં બીજાં સ્નેહી-સંબંધીઓથી તેનું નાનું ઘર ભરાઇ ગયું હતું. શોભનાએ સ્રીપુરૂષોથી હલમલી રહેલા એ ગૃહના દ્વારના પગ મેલ્યો, તે સાથે જ અશ્રાવ્ય સ્નેહનિનાદથી તેનાં રોમ સહર્ષ કમ્પી ઉઠ્યાં ! ‘આજસુધી હું જ્યાં રહેતી હતી તે ગૃહ પરાયું હતું, પરન્તુ અત્યારે હું જે ગૃહમાં પ્રવેશ કરૂં છું તે ગૃહ મારૂં છે–હું તે ગૃહની દેવી બનીશ અને મારા ગૃહદેવની સેવા કરી–તેમને રીઝાવી–તેમને મારે વશ કરીશ.’ એવો એક તરંગ તેના મનમાં આવ્યો. પૂર્વે થએલા દુઃખના વિચારોને તે અત્યારે સમૂળગા વિસરી ગઈ હતી. ગૃહદ્વારમાંથી આગળ ચાલતાં ગૃહનું નાનું-સાંકડું આંગણું

આવ્યું. એ જ આંગણું શોભનાનો ભવિષ્યનો 'સ્ત્રીવિહારોદ્યાન' થવાનો હતો ! અહીં સૂર્યસિંહના રાજમહાલયની ઉંચી અટ્ટાલિકા નહોતી, સૂવાનો, વાંચવાનો, બેસવાનો કે જમવાનો ઓરડો જૂદો નહોતો, મન અને તનને પ્રફુલ્લિત કરનાર બગીચો નહોતો, કે નાનું રમતિયાળ-રમકડાં સરખું બાલહરિણ નહોતું ! એક સાંકડો-અંધારાવાળો ઓરડો, લાંબી ઓસરી અને નાનું આંગણું એ શોભનાના પતિનું ગૃહ હતું-એ શોભનાનું દેવમંદિર હતું. ત્યાં જ તેને રહેવાનું હતું, ઓરડામાં એક ખૂણે માટીનાં વાસણોમાં રાંધીને, જમવાનું હતું, અને તેની બાજુએ જ પથારી કરી તેના ઉપર તેને સૂવાનું હતું. ગરમીના દિવસોમાં રાજમહાલયની બારીએ બેસી ખુલ્લો પવન ખાઇ શાંતિ મેળવવાના દિવસો હવે તેને માટે વહી ગયા હતા અને ગમે તેવા ઉકળાટમાં પણ ગૃહનાં દ્વાર બંધ કરી અકળાતાં-મુંઝાતાં પથારીમાં તરફડતાં પડી રહેવાનું તેના ભાગ્યમાં આવ્યું હતું. વાંચવા માટે વખત ગાળવાની તો હવે મનાઇ જ થશે તે શોભના જાણતી હતી. અહીં પુસ્તકો નહોતાં, વાંચવા માટે બેસવાનું સ્થળ નહોતું કે સમય પણ નહોતો. રાંધવાનો, જમવાનો, સૂવા-બેસવાનો કે બીજા હરકોઇ કામને માટે એક અંધારાવાળો ઓરડો એ જ શોભનાનું ઝુંપડું કહો કે રાજમહાલય કહો-સર્વ કાંઇ હતું. શોભના સમજતી હતી કે બાલ્ય અવસ્થાથી જે જીવન તેણે ગાળ્યું હતું તેની તુલનામાં આ જીવન તેને અત્યંત કંટાળાભરેલું લાગશે, તોપણ એક વાર તેણે સઘળાં વિઘ્નો અને મુશ્કેલીઓની સામે થઇને જીવનનિર્વાહ કરવાનો નિશ્ચય કર્યો હતો-પ્રતિકૂળતાઓની સામે બાથંબાથા યુદ્ધ કરવાનો તેણે ઠરાવ કર્યો હતો, એટલે પછી આ સર્વ સંયોગો તેને એકાએક કંટાળો ઉપજાવનારા ન લાગ્યા, પરન્તુ અવનવી આશાના તંતુઓ એકત્ર થઇને તેના મગજમાં એવો ઝણઝણાટ

કરી રહ્યા કે " આ કંટાળો ઉપજાવનારા સ્થળને હું નંદનવન બનાવું તેમાં જ મારી યોગ્યતા છે–તેમાં જ મહારાજા સૂર્યસિંહે મને જ્ઞાન આપી જે ઉપકાર કર્યો છે તેનું સાર્થક્ય છે ! " શોભના એ પ્રકારનાં ભાવ, વિચાર અને આશાઓ સાથે પતિગૃહે જઈને કુળદેવતાને નમન કરી ઊભી રહી.

શોભનાની સાસુએ અને બીજી સ્ત્રીઓએ વર–વધૂનાં એક પછી એક ઓવારણાં લીધાં. સૌ કોઈ વધૂના સ્વરૂપની પ્રશંસા કરીને રાજી થયાં. " વહુ ! હું તમારી ફોઈજી થાઉં હોં ! " " વહુજી ! આ ઘરડાં મા તે તમારાં માસીજી થાય ! " " આ નંદકોરને તમારે મોટાં બા કહીને બોલાવવાનાં હોં કે " એવાં એવાં વચનો શોભનાની આસપાસ સંભળાવા લાગ્યાં. શોભના એ વચનોને તુરત ગ્રહણ કરી–તેનું મનન કરી–તેને ઉતાવળે સ્મૃતિપટમાં ચોડી દેતી કે જેથી ભવિષ્યમાં ગૃહ-વ્યવહાર અને વિનય મર્યાદા જાળવવામાં કાંઈ ખામી આવે નહિ. શોભના એ નવા ગૃહમાં કેવળ અજાણી હોવાથી અને નવવધૂ હોવાથી કોઈ તેને કાંઈ કામ બતાવતું નહિ, પરન્તુ ઉલટાં સૌ તેનું માન જાળવવાને યત્ન કરતાં. શોભના સમજતી હતી કે એ ભાવ ઘણો વખત ટકશે નહિ, તોપણ એવો જ ભાવ ટકી રહે એવા પોતે બનવું એવો અભિલાષ તેણે છોડ્યો નહિ.

રાત્રિ પડી. સામંતની માએ કંસાર કરીને વરવધૂને જમાડ્યો. એટલામાં સૂર્યસિંહ તરફથી સામંતને બોલાવવા માટે માણસ આવ્યો, તેથી સામંત ત્યાં ગયો. સગાં–સ્નેહી સૌ પોતપોતાને ઉતારે અને ઘેર ચાલ્યાં ગયાં. એક પ્રહર રાત્રિ વીતતાં ઘરમાં માત્ર શોભના અને તેની વૃદ્ધ સાસુ એકલાં રહ્યાં.

શોભનાની સાસુ એક વૃદ્ધ ખવાસણ હતી. જમાનો તેણે સારી પેઠે જોયો અને અનુભવ્યો હતો. તે હૃદયની દયાળુ અને સ્વભાવની ભલી હતી, પરન્તુ સામંતના ઉદ્ધત અને આકળા સ્વભાવથી તેનો સ્વભાવ પણ બ્હીડીયો બની ગયો હતો. પતિ તરફનું કાંઇ સુખ તેણે જોયું નહોતું. પતિ ચાળીસ વર્ષની ઉમરે દારૂની બૂરી લતમાં મરણ પામ્યો અને પોતે વિધવા થઇ ત્યારે તેની સર્વ આશાઓ સામંત સારો ઉછરે તે ઉપર રહી હતી, પરન્તુ તેને દુર્ભાગ્યે સામંત પણ તેના બાપ જેવો ઉછાંછળો અને તોફાની થયો તેથી તેની વૃદ્ધ માતાની બહુ પજવણી થતી હતી. સામંતમાં બુદ્ધિ અને ચતુરાઈના અંકુરો હતા, પરન્તુ સ્વભાવમાં તો તેના બાપનું જ તોફાનીપણું ઉતર્યું હતું તેથી તેની માતા બહુ અકળાતી; પણ છેવટે સૂર્યસિંહે તેને પોતાની પાસે રાખી મોટો કરવા માંડયો, તેને ભણાવ્યો, તે સુધર્યો એટલે તેની માતાને પુનઃ સુખના દર્શનની આશા ઉત્પન્ન થઈ. હવે પોતાની વૃદ્ધાવસ્થાના છેલ્લા દિવસો પુત્ર તરફના સુખમાં જશે, રાજા તેને સારી નોકરી આપશે એટલે ઉદરપોષણની પણ ચિંતા નહિ રહે અને રાજકુંવરી જેવી ભણેલી, ડાહી વહુ ઘરમાં આવી; એટલે વૃદ્ધાના સુખનો અતિરેક થયો. તેને મન હવે જરા પણ કષ્ટની સંભાવના રહી નહિ. એકાએક સુખની વૃષ્ટિ તેના મસ્તકપર થવા લાગી અને તેથી તેનો હર્ષ મનમાં માતો નહોતો. શોભનાને સુંદર વસ્ત્રાલંકારોથી વિભૂષિત થઇને ઘરમાં હરતી ફરતી જોઇ તે પુનઃ પુનઃ પુલકિત થતી હતી. તેના વદનપરથી હર્ષની સુરખી ક્ષણભર પણ અદૃશ્ય થતી નહિ. માતા સરખી સાસુના એ આનંદથી શોભનાનું સર્વ મનોદુઃખ વિસારે પડયું અને મધરાત થતાં આશાભરિત હૃદયે—પૂરા ઉમંગથી તે પતિના આગમનની રાહ જોતી બિછાનાની બાજુએ બેઠી.

શોભનાએ સામંતને 'પરાયા' તરીકે પુષ્કળ વાર જોયો હતો,

પરન્તુ 'પોતાના' તરીકે નિહાળી નિહાળીને હજી કોઇ પણ વાર જોયો નહોતો. માહ્યરામાં ઝીણી રેશમી ચુંદડીની આડેથી તેની મુખ-મુદ્રા શોભનાએ જોઈ હતી, પરન્તુ નયનની મિલાવટ થયા વિના 'પોતાના સામંત' નું યથાસૂચિત દર્શન થયું કેમ કહેવાય ? આજ રાત્રે એવા પ્રકારનું દર્શન કરી શોભના કૃતાર્થ થવાની હતી અને જેમ જેમ વખત જતો હતો, તેમ તેમ તેનામાં આતુરતા ઉભરાતી જતી હતી. મધરાત વીતી ગઇ છતાં સામંત આવ્યો નહિ, કારણ-કે તે વખતે તો તે ભદ્રમુખ ઉપર સૂર્યસિંહની સાથે ફરતો હતો અને સૂર્યસિંહ તેને ઉપદેશ આપતો હતો. ત્યારપછી રમણાનંદજીનું કાવતરૂં પકડાયું અને તે વિષેની તપાસ કરવામાં સામંતને છેવટ-સુધી રાજાની સાથે જ રહેવાની ફરજ પડી. આથી શોભનાની મોટી આશાતુરતાની વચ્ચે રાત પસાર થતી હતી અને વિરહદોરી લંબાતી જતી હતી.

લાંબો સમય એકલાં-અમસ્થાં બેસી રહેવાથી કદાચ નિદ્રા આવી જશે અને સ્વામીનું આગમન થતાં તેમને કદાચ પોતા ઉપર ગુસ્સો આવશે, એવા ભયથી સામંત આવે ત્યાંસુધી જાગતાં રહેવાનો શોભનાએ નિશ્ચય કર્યો. તેની કપડાંની પેટીમાં બે ચાર પુસ્તકો તેણે રાજમહેલમાંથી આણ્યાં હતાં, તેમાંનું એકાદ વાંચીને રાત્રિ ગુજાર-વાનો તેણે વિચાર કર્યો. પુસ્તક કાઢવાને પેટી ઉઘાડી તો તેમાં થોડા કાગળ અને એકાદ બે પેન્સીલો પણ જોવામાં આવી. પુસ્તક વાંચવાથી પણ કદાચ નિદ્રા આવી જશે, એમ માનીને તેણે કાગળ-પેન્સીલ લઇ કાંઇ લખવામાં રાત્રીનો વખત ગાળવાનો પુનઃ વિચાર કર્યો અને કાગળ પેન્સીલ લીધાં. બીછાના પાસેની ચટાઇપર જરા આડાં પડીને તેણે કાંઇક લખવા માંડ્યુંઃ "શું લખું ? મહારાજ આવા

પુરસદના વખતમાં કોઇ કોઇ વાર કવિતાઓ લખતા, તેમ હું પણ કવિતા લખું ? મેં કોઇ વાર કવિતા લખી નથી, તોપણ યત્ન તો કરી જોઉં ! " એમ વિચારી કાગળ ઉપર આમ તેમ બે–ચાર લીંટીઓ લખી કાઢી પણ તે તેને ગમી નહિ. છંદોબદ્ધતા એટલે શું તે શોભના જાણતી નહોતી, તોપણ સૂર્યસિંહની લખેલી કવિતાઓ ગાવાના અભ્યાસથી તે એટલું તો સમજતાં શીખી હતી કે સરળ રીતે–કોઇ પણ સ્થળે ખેંચતાણ થયા વિના ગાઇ શકાય તે કવિતા બરાબર લેખાય. તેણે પોતાને ફાવતા બે–ચાર રાગો શોધવા માંડ્યા, એટલે પ્રેમાનંદના ઓખાહરણની ચોપાઇઓ તેને ગમી. તે જ રાગમાં તેણે પોતાના મનોવિચાર આલેખવા માંડ્યા અને એકાદ ઘડીના પ્રયત્ન પછી તેણે પોતાની પહેલી કવિતા તૈયાર કરીઃ

" ન્હોતી હું કાંઇ રાજકુંવરી,
" માત્ર રાણીતણીએ કિંકરી,
" તોએ જોયાં'તાં છત્ર પલંગ,
" હિંડોળામાં ઝુલાવ્યાં'તાં અંગ.
" વસવાને હતા રાજમહેલ,
" બગીચામાં કરતાં સહેલ,
" શય્યા સૂવાને હતી સુંવાળી,
" આજ્ઞા માનતા ચાકર માળી.
" આજથી એ બધુંએ વિસરવું,
" દાસ કેરીએ દાસી બનવું,
" મારો મહેલ એ આ જ ઝુંપડી,
" મારો છત્ર પલંગ ગોદડી !
" પેલી આંબલી મારો બગીચો,
" હવે મનજી ! સંતોષમાં હીંચો,
" કેવી સુંદર લીલા પ્રભુની !
" આવીને પડી ક્યાં હું તો ક્યાંની ? "

શોભનાને પોતાની પહેલી જ કવિતા પુનઃ પુનઃ વાંચીને બહુ આનંદ થયો. પોતાના મનથી સંતોષ માનવાને તેણે જે આત્મસંયમ કર્યો હતો તે આત્મસંયમનું ટૂંકું પણ યથાસ્થિત ચિત્ર આલેખાએલું તે તે નાની કવિતામાં જોવા લાગી. તેના મનમાં એમ આવ્યું કે સૂર્ય-સિંહે જે લતાને ઉછેરી હતી અને વિદ્યાના વારિસિંચનથી તૃપ્ત બનાવી હતી, જે લતા ઉપર સુંદર પુષ્પો આવ્યા પહેલાં તેને દૂર ચાલી નીક-ળવું પડ્યું, પણ અત્યારે હવે દૂરથી પણ જો તે તે લતાનાં પહેલાં જ પુષ્પોને જુએ, તો તેને શું આનંદ થયા વિના રહે ? તેને એમ લાગ્યું કે કોઇ પણ રીતે પોતે આ કવિતા સૂર્યસિંહને વંચાવી શકે તો સારૂં. "તે વાંચવાથી મહારાજાને મારો આત્મસંયમ જોઇને સંતોષ થશે અને પોતે મને આપેલી વિદ્યાનું આવું ફળ જોઇને આનંદ થશે...... અહો! મને સાંભરે છે; એક વાર પોતે ઉછેરેલા રોપાનાં પહેલાં જ પુષ્પો જોઇને રમાને કેટલો બધો આનંદ થયો હતો! તે પુષ્પોની માળા તેણે ગુંથી હતી, અને હું તે મહારાજને આપવા બગીચામાં ગઇ હતી. પુષ્પશય્યાપર મારો પગ પડતાં હું લપસી ગઇ હતી અને મહારાજે મારો હાથ પકડી લઇ, મને પડતાં પડતાં બચાવી, મારા હાથ ઉપર.........હા, હા, તોપછી મહારાજાએ પોતે જ ઉછેરેલી જીવતી લતાનું આ કવિતારૂપી પહેલું પુષ્પ મહારાજને કેમ આનંદ નહિ આપે ? ઠીક છે, વખત આવ્યે હું જ મારી મેળે આ કવિતા મહા-રાજને આપીશ અને તેમનો આનંદ તથા સંતોષ જાણીશ."

એટલું વિચારીને શોભના એ જ કવિતા ધીમે સ્વરે—ઓરડાની બહાર કોઇ પણ ન સાંભળે એવી રીતે એક વાર ફરીથી ગાઇ ગઇ અને તેને બહુ આનંદ મળ્યો. તેને ખરેખર લાગ્યું કે તેણે પોતાના મનોવિચારનું ચિત્ર બરાબર દોર્યું હતું. પોતે રાજમહાલયમાં ઉછરી

હોવા છતાં આ ઝુંપડીમાં પરમ સંતોષથી રહી શકશે એવું સૂચન કરનારી એ નાની કવિતા પોતાનો પતિ–સામંત વાંચે તોપણ ઠીક, એવી તેની ઇચ્છા હતી. પોતાના સ્વભાવપરથી સામંત શોભનાને ગર્વિષ્ઠ માનતો હતો. રાજાની માનીતી દાસી હોઇને તે બહુ છકી ગઈ હતી એવી તેના મન ઉપર સામાન્ય છાપ પડી હતી. જેને સામંત ગર્વિષ્ઠ માનતો હતો. તેના જ આવા મનોવિચાર વાંચતાં તેનો અભિપ્રાય એકદમ બદલાઇ જશે, પોતાના ગરીબ ઘરમાં સંતોષ માનનાર શોભના પોતાને સંપૂર્ણ સુખ આપશે એમ તે માનવા લાગશે અને પ્રભુની એવી લીલામાં એ આનંદ માનનાર પ્રત્યે સામંતનો સંપૂર્ણ પ્રેમભાવ જાગૃત થશે એવી ધારણાથી શોભના સૌથી પહેલાં પોતાની એ કવિતા પતિદેવના ચરણકમળમાં જ અર્પણ કરવા ઉત્સુક બની.

છેવટે પરોઢ થયું અને સામંત થાક તથા ઉજાગરાથી કંટાળેલો ઘેર આવ્યો. ઘેર આવતાં જ તે સીધો ઓરડામાં પેઠો. ઓરડાના દ્વારનો ખખડાટ થતાં જ શોભના એકદમ ઝબકી ગઇ. ચટાઇપર આડી પડીને હાથમાં કવિતાવાળો કાગળ રાખી તે તે વાંચતી હતી એટલામાં દ્વાર ખખડ્યું અને શોભના સફાળી ઉઠી, વસ્ત્રો સમાં કરતી સલજ્જ બની તથા વિનયપૂર્વક એક બાજુએ ઊભી રહી. ઘણી ઉતાવળમાં તેણે એમ કર્યું તોપણ સામંત તેની એ બધી ક્રિયાને જોઇ ગયો હતો, તેમ જ તેના હાથમાંનો કવિતાનો કાગળ પણ તેની દૃષ્ટિની બહાર ગયો નહોતો. સામાન્ય રીતે બૈરૂં વાંચે–લખે તે ઉપર સામંતને તિરસ્કાર જ હતો એટલે શોભનાના હાથમાંનો કાગળ જોઇને સામંતને સારૂં લાગ્યું નહિ, તોપણ થોડી વાર પહેલાં જ સૂર્યસિંહે તેને જે ઉપદેશ આપ્યો હતો, તેની અસરથી તેણે પોતાની એ લાગણીને દબાવી દીધી. તેણે તુરત પોતાનાં કપડાં ઉતારી નાંખ્યાં અને પછી

શોભના સામે નજર કરી. શોભના ઓરડાના એક ખૂણામાં ઘુમટો તાણીને વસ્ત્રો સંકોરી વિનયથી ઊભી હતી. તેને એવી રીતે ઊભેલી જોઇને સામંત બોલ્યોઃ "વળી આ બધો ઢોંગ શાને આદર્યો છે? તારૂં મ્હોં આજે કાંઇ મારે પહેલી જ વાર જોવાનું નથી."

પરંતુ શોભનાથી લાજ મૂકી શકાઇ નહિ, તેમ જ સ્વામીના શબ્દોનો ઉત્તર પણ આપી શકાયો નહિ. એ જોઇને સામંત શોભનાની પાસે ગયો, તેના કંઠમાં હસ્તારોપણ કર્યું, બીજા હાથે શોભનાનો ઘુમટો ખોલી નાંખ્યો અને પછી કહ્યુંઃ "આજ તો સારી પેઠે ઉજાગરો થયો હશે!"

ઘુમટો ખોલી નાંખવામાં આવ્યાથી અને સામંતના પહેલી જ વારનો હસ્તસ્પર્શ થવાથી શોભનાએ રોમાંચ અને કંપ અનુભવ્યો. લજ્જાનુભવથી સ્વામીના પ્રશ્નનો ઉત્તર તે આપી શકી નહિ. સામંત તેને બિછાનાભણી ખેંચી ગયો અને નીચે બેસવા કહ્યું. સામંત બિછાનાપર બેઠો, પરન્તુ શોભના તો નીચે ચટાઇપર જ નીચું જોઇને બેઠી. સામંત કાંઇક કંટાળો દર્શાવતાં બોલ્યોઃ "હવે કાંઇ બોલીશ કે જીભને રાજમહેલમાં મૂકતી આવી છે?"

"શું બોલું? મને તો શરમ આવે છે." નીચું જોઇ રહીને જ શોભના ધીમેથી બોલી.

"હા, શરમ જ આવે ને? હું કાંઈ પરાયો ખરો!"

"પરાયા નહોતા, ત્યારે આટલા મોડા કેમ આવ્યા? હમણાં સ્હવાર પડશે."

"મહારાજની સાથે ભદ્રમુખ ઉપર ફરવા ગયો હતો, ત્યાં

વળી એક કૌતુક થયું. પેલા **રમણાનંદજી** સ્વામી અને **મોહનાદેવીએ** **શારદાને** દરિયામાં ફેંકી દીધી હતી, તેને મેં અને મહારાજાએ ભળીને બચાવી અને પછી **રમણાનંદજીને** પકડ્યાઃ એ બધી ખટપટમાં આટલું મોડું થઈ ગયું. ”

**શોભના** તે સાંભળીને આશ્ચર્ય પામી અને બોલીઃ “ ત્યારે તો સારા કામ માટે મોડું થયું તે ભલે થયું: બિચારી એક બાળાનો જીવ બચ્યો. ”

“ પણ તેથી તને તો ઉજાગરો કરવો પડ્યો હશે ! ”

“ હા, હું અત્યારસુધી જાગી. ઉંઘ આવતી હતી એટલે કાગળ પેન્સીલ લઇને કાંઈ લખવા બેઠી. ધીમે ધીમે આટલી કવિતા લખાઈ.” એમ કહીને **શોભનાએ** કવિતાવાળો કાગળ **સામંતના** હાથમાં મૂક્યો. તે વાંચવાથી **સામંતને** જે આનંદ અને સંતોષ ઉત્પન્ન થાય તેનું નિરીક્ષણ કરવાને **શોભના** ચકોરીની પેઠે પતિના વદનચંદ્ર તરફ આતુર દૃષ્ટિથી નિહાળી રહી. પરન્તુ જે પર્વત ઉપરથી **શોભનાએ** સુગંધી મલયાનિલની આશા રાખી હતી તે જ પર્વત જ્વાળામુખી થઇ પડ્યો ! પોતાની વિદ્યાના પ્રથમ પુષ્પ તરીકે જે કવિતા તેણે પોતાના સ્વામીને તેની પ્રશંસા, સંતોષ અને આનંદને અર્થે અર્પણ કરી હતી, તે જ કવિતા **સામંતનો** અસાધારણ ક્રોધ ઉત્પન્ન કરનારી થઇ પડી ! જેમાં **શોભનાએ** પોતાના આત્મસંયમની રેખાઓ દોરી હતી, તેમાં જ **સામંતને** મૂર્તિમતી ગર્વિષ્ઠતાનો ભાસ થયો અને તે કવિતાને પૂરી વાંચ્યા વિના જ તેણે કાગળને પોતાના હાથમાંથી દૂર ફેંકી દઈને **શોભના** ઉપર એકદમ લત્તાપ્રહાર કર્યો ! **શોભના** એકાએક આ ભાવવિકૃતિ જોઇને આભી બની ગઇ. પતિએ પોતાને પ્રેમથી બોલાવી

હતી, તેથી તેના હૃદયમાં આનંદ માતો નહોતો. પુલકિત હૃદયે તેણે પોતાની પ્રથમ કૃતિ સ્વામીને બતાવી હતી, તેના બદલામાં સ્વામી સાથેના પ્રથમ પરિચયમાં જ તેને તિરસ્કાર અને લાત મળી, તેથી તેનું હૃદય એકાએક તૂટી પડ્યું. લાત પડતાં જ તે દૂર ખસીને સામેના ખૂણામાં ઊભી રહી, સ્વામીનો ક્રોધવિવશ ચહેરો ટગર ટગર જોઈ રહી, બે–ચાર ક્ષણ પછી ઓશિઆળે વદને–મંદ સ્વરે–ગદ્‌ગદ કંઠે તે બોલીઃ “ મારો કાંઈ વાંક થયો હોય તો મને માફ કરો. આપને માઠું લાગે તેવું હવે કદિ નહિ કરૂં. ”

શોભના દૈવની વિલક્ષણ કૃતિને શિરપર ચડાવીને સ્વામીની તન–મનથી સેવા કરવાને જ આ ગૃહમાં આવી હતી, તેથી પોતાનો અપરાધ પણ જાણ્યા વિના એકદમ સ્વામી પ્રત્યે અધીનતા દર્શાવીને તેણે માફી માંગી. અત્યારસુધી મનમાં જ બળી જળી રહેલા સામંતના મુખમાંથી હવે વચનજ્વાળા બહાર પડીઃ “ તું તો રાજમહેલની રાણી છે: ચાલી જા અહીંથી, આ ઝુંપડીમાં કેમ આવી છે ? મારી ઝુંપડીમાં તને સુંવાળી શય્યા નહિ મળે, પણ એક ગોદડી જ માત્ર મળશે, અને દાસનીએ દાસી બનતાં તો તારો આંકડો ઉતરી જતો હતો, ત્યારે કેમ રાજાને પરણી નહિ ? ”

“ શિવ, શિવ, શિવ ! આ તમે શું બોલો છો ? રાજાજી તો હું અનાથના પિતા છે, તેમને માટે તમે આવું બોલો છો ? મને તો આ ઝુંપડી જ રાજમહેલ છે, એક ગોદડી જ છત્રપલંગ છે, અને તમે ગમે તેવા તોએ મારે મન આખા દેશના રાજા કરતાંએ અધિક છો ! મેં એ કવિતામાંએ બીજું કાંઇ લખ્યું નથી. જૂનું બધું ભૂલીને નવું જે કાંઇ મને મળ્યું છે તેમાં મારો સંપૂર્ણ સંતોષ જ મેં બતાવ્યો છે. ”

"હું તે સમજું છું, રાંડ!" પતિને મુખે જ શોભનાએ પહેલી અમંગળ ગાળ સાંભળી! સામંત આગળ બોલ્યો: "આ કવિતામાં તેં મારી હાંસી કરી છે! મારી ગોદડીની અને ઝુંપડીની તેં મશ્કરી કરી છે અને મને પણ દાસ કહી મારૂં અપમાન કર્યું છે! અહીં રહ્યાં રહ્યાં તને આગળનું બધું કેમ સાંભરે છે તે હું સમજું છું!"

"નહિ નાથ! મેં આપનું અપમાન નથી કર્યું અને મને આગળનું બધું સાંભરે છે તે બીજા કશા માટે નથી. આગળની મારી સ્થિતિ કરતાં મને અત્યારની મારી સ્થિતિ વધારે સંતોષકારક લાગે છે. આપ તો મારા માથાના મુકુટ છો; હું આપનું અપમાન કરૂં તે પ્રભુ કેમ સહન કરી શકે?" શોભનાએ નમ્ર ભાવે કહ્યું.

"એ બધું ચરિત્ર હું સમજું છું! મહારાજની શિખામણથી તારી સાથેનો આગળનો અણબનાવ હું ભૂલી જવા તૈયાર થયો હતો અને તારી સાથે મમતા રાખવાનું મારૂં મન હતું: પરંતુ તારામાં જે ગર્વ હતો તે હજીસુધી ગયો નથી—તું મારા હાથમાં આવી છે છતાં પણ તેં તારૂં એ અપલક્ષણ છોડ્યું નથી એ જોઇને હું બળી જઉં છું. મહારાજે જ મારી જીંદગીને ધૂળમાં મેળવીને મને દુ:ખી કર્યો છે! હું તે એમને ગાળો દઉં કે મારા દૈવને દોષ દઉં?"

ક્રોધાતુર સ્વામીની સાથે કશી દલીલો કરવી નિરર્થક છે, તેમ જ તેવી દલીલો વળી તેના વધારે ક્રોધને ઉશ્કેરશે એવું જોઇને શોભના શાન્ત ઊભી રહી. પોતે આગળનું સઘળું વિસરીને પતિને પ્રભુ તુલ્ય માની તેની આજ્ઞાંકિત દાસી બનવાનો યત્ન કરતી હતી, સ્વામીને પોતે વધારે સુખ આપનારી કેવી રીતે નિવડે તેનો જ અહર્નિશ વિચાર ક્ર્યાં કરતી હતી, તેના ફળરૂપે સ્વામીએ જ માન્યું કે તેની જીંદગી ધૂળમાં મળી ગઇ હતી, એથી વધારે મોટું દુર્ભાગ્ય બીજું

કર્યું ? તેની આંખોમાંથી ખળખળ અશ્રુની ધારા વહી નીકળી. તે જ્યાં ઊભી હતી ત્યાંથી એક ડગલું પણ આગળ વધવાનું ધૈર્ય ધારણ કરી શકી નહિ કે સ્વામીને કશી વિનતિ કરી શકી નહિ. **સામંત** ક્રોધના જ ઉભરામાં બિછાનામાં સૂતો. સ્વામીસેવાતુર નવોઢા પત્નીની લાગણીનો, તેની ઋજુતાભરી પ્રાર્થનાનો, તેના અનુપમ આત્માર્પણનો સ્વામીએ તિરસ્કાર કર્યો. નવપરિણીતા, જ્ઞાતયૌવના મુગ્ધા અને માતાપિતા વિનાની અનાથ બાળાનું આ કરતાં વધારે મહદુઃખ બીજું કયું ?

ક્રોધવિવશ **સામંત** બિછાનામાં સૂઈ ગયા, પણ તેણે **શોભના**ને સૂવા માટે ન બોલાવી. અવગણના પામેલી બાળા ત્યાં ને ત્યાં જ સ્થિર ઊભી રહી. પહેલાં તો **સામંત**ને નિદ્રા આવી નહિ અને થોડી વાર સુધી તેણે બિછાનામાં તરફડીયાં માર્યા; પરંતુ પછી આખી રાતના થાક તથા ઉજાગરાથી તેને ઉંઘ આવી. **શોભના**ની ઉંઘ, થાક, ઉજાગરો સઘળું ઉડી ગયું હતું. કેટલીક વાર સુધી તે વિચારવિવશ શોકાર્ત ચિત્તે ઊભી રહી અને પછી બિછાના તરફ આવી. ચટાઇ ઉપર તે બેઠી અને નિદ્રામાં પડેલા સ્વામીના વદનપર એકી દ્રષ્ટે જોઇ રહી ! જે વદનપર સેંકડો વાર ક્રોધી ભ્રુકુટી અને તિરસ્કારની રેષાઓ ચડેલી **શોભના**એ જોઈ હતી તે જ વદનપર અત્યારે નિદ્રાનું રાજ્ય ચાલતું હોવાથી અનુપમ શાન્તિ છવાઇ રહેલી **શોભના** જોતી હતી. **સામંત**નો ચહેરો ફુટતી જુવાનીમાં સુંદર અને ભરાવાદાર લાગતો હતો. તેના ગૌર વદનપર આછી–ફૂટતી મૂછોની કાળી રેષાઓ શોભતી હતી અને ચત્તા શાંત સૂતેલા **સામંત** ઉપર તેનું મનોહર મુખ જોઇને **શોભના**ને અનુરાગ ઉત્પન્ન થયા વિના રહ્યો નહિ. થોડી વાર પહેલાં જે સ્વામીએ તેને આળો દીધી હતી. જે સ્વામીએ તેનો

તિરસ્કાર કર્યો હતો અને પહેલા જ પરિચય સમયે લાત મારતાં પાછું વાળી જોયું નહોતું, તે જ સ્વામી ઉપર શોભનાને અનુરાગ ઉપજ્યો ? હા ! શોભનાની સુશીલતાએ જ એ અનુરાગને ઉશ્કેર્યો હતો ! ગમે તેવા પણ તે જ પોતાનો શિરછત્ર છે, તે જ પોતાનું અખંડ સૌભાગ્ય છે, તે જ પોતાનું પરમ ભાગ્ય છે, એવું શોભના માનવા લાગી હતી. સૂર્યસિંહના મહેલમાંથી વિદાય થતી વખતે ભવિષ્યનાં અનેક સંકટોની કલ્પના તે કરી ચૂકી હતી. એ સંકટો વેઠવા છતાં પોતે જેની થઇ છે, તેની જ મરણસુધી રહેવાનો તેનો દૃઢ સંકલ્પ હતો. એ સંકટની કલ્પનાના પ્રમાણમાં તો સ્વામી તરફની આ અવગણના, તિરસ્કાર અને લત્તાપ્રહારને ગળી જતાં શોભનાની આત્મસંયમી વૃત્તિને વાર લાગી નહિ. સ્વામીના વદન સામે ક્ષણભર નિહાળી, પવિત્ર પ્રેમના આવેગથી ઉત્સુક બની, સ્વામીના વદનપરની શાંતિમાં મુગ્ધ થઇ તેણે સ્વામીના ઓષ્ઠદ્વય ઉપર આછું—મધુરૂં ચુંબન લીધું ! “ મારા સ્વામી તો બિચારા શાન્ત અને ભોળા છે; મારૂં દુર્દૈવ જ તેમના ક્રોધને ઉશ્કેરીને મને દુ:ખી કરે છે ! ” એમ વિચારી શાન્તિ—સંતોષ વૃત્તિ ધારણ કરી શોભના સ્વામીની બાજુએ ચટાઇ પર જ સૂઇ રહી !

“ સોંપી ઈશ્વરે જેને હાથ, તે સ્વામી મારો રે,
“ આખા ભવમાં તે એક જ નાથ, બીજો અકારો રે;
“ તેની ગાળ તે ઘી તણી નાળ, મારે સમજવી રે,
“ તેની લાત તે પુષ્પની માળ, માની લેવી રે.
“ તેની ઉપર સામો ક્રોધ, નરકની બારી રે,
“ તેનાં વચનનો કરૂં જો વિરોધ, તો હું હત્યારી રે !
“ પ્રભુ ! માગું હું તાહરી પાસ, દયા તું કરજે રે;
“ સ્વામીસેવા કરવાની આસ, મારી તું ભરજે રે ! ”

માળાના મણકાની પેઠે શોભના મનમાં ને મનમાં એ કવિતા ગાતી ગાતી ચટાઈ પર જ પડી રહી. તેને નિદ્રા આવી નહિ. પ્રભાત થયું, પડોશમાં કૂકડો બોલ્યો, એટલે તુરત જ શોભના ઉઠી અને વસ્ત્રો બદલાવી ઓરડાની બહાર નીકળી. સ્વામીસંમિલનની પ્રથમ રાત્રિ એ પ્રમાણે પૂરી થઈ !

---

## પ્રકરણ ૪ થું.

### પતિને રિઝવવાના યત્નો.

પર્યાપ્ત વસ્તુસ્થિતિમાં સંતોષ માની લેવો, એ શોભનાના જીવનનું મુખ્ય સૂત્ર બન્યું હતું. તેનો મોટામાં મોટો અભિલાષ એ હતો કે જે યુવાનના દુષ્ટ સ્વભાવને માટે તે એક વાર તેને ધિક્કારતી હતી, તે જ યુવાનને પતિ તરીકે મેળવ્યા પછી પોતાના મનને એવી સંયમી વૃત્તિથી કેળવવું કે જેથી તેનાથી પોતે સંતુષ્ટ રહી પોતે જીવનના પરિતાપોથી મુક્ત રહી શકે. મનને એવી રીતે કેળવવાનો પ્રારંભ તેણે પતિગૃહમાં પ્રવેશ કરતાંની સાથે જ કર્યો હતો, અને પ્રારંભમાં જ તેની સખ્તમાં સખ્ત કસોટી થઇ હતી. એ પહેલી જ કસોટી હોવાથી પહેલાં તો તેને દુઃખ લાગ્યું, પરન્તુ પાછળથી તે સમજી કે દૈવે શરૂ કરેલી પોતાની એ કસોટી હતી અને એ કસોટીમાંથી પોતે શુદ્ધ કુંદન રૂપે બહાર નીકળવું તેમાં જ પોતાના જીવનની સફળતા તથા સૂર્યસિંહે આપેલી વિદ્યાની સાર્થકતા હતી. સર્વ પ્રકારની કસોટીઓમાં થઇને પસાર થવું એ

એક જ નિશ્ચય હવે શોભનાએ કર્યો હતો અને બીજા જ દિવસના પ્રભાતથી એ નિશ્ચયનું સતત સ્મરણ તેના ચિત્તમાં રહેવા લાગ્યું.

નવી વહુ ઘરમાં આવ્યા પછી એકદમ તેને શિરે ગૃહકાર્યભારનો બોજો લાદી દેવા જેટલું ઘાતકીપણું હજી હિંદુ સંસારમાં જોવામાં આવતું નથી. બાપને ઘેર છૂટમાં રહેલી બાળા ઉપર અકસ્માત્ ભાર આવી પડે તો તે ગભરાઇ જાય એમ માનીને મોટેરાંઓ તેને ધીમે ધીમે ગૃહકાર્યભારની કેળવણી આપે છે. સામંતની માતાનો પણ તેવો જ ઇરાદો હતો, પરંતુ પોતે ઘરમાં બેસી રહે અને વૃદ્ધ સાસુ ઘરકામમાં ગુંચવાઇ રહે એ શોભનાની વિવેકબુદ્ધિને રૂચ્યું નહિ. સ્હવારમાં ગૃહકાર્યમાં પરોવાતાં સાસુને તેણે સત્વર કહી દીધું: "બાઇજી ! હવે રસોઇની અને બીજા ઘરકામની ગુંચવણમાં તમે પડશો નહિ. તે સઘળું હું ઉપાડી લઇશ. પ્રભાતમાં તમે દેવદર્શન કરવાને જવાનું હવે શરૂ કરો."

શોભનાની આ સૂચના સાસુને બહુ મિટ્ટી લાગી. ઘડપણ આવતાં સુધી ચૂલો ફૂંકીને કંટાળેલીને વહુ આવતાં જ આશ્વાસન મળ્યું તેથી તેને પરમ સંતોષ થયો. તે બોલી: "સો વર્ષનાં થજો, વહુ ! આજે તમે મારાપરનો ઘરકામનો બોજો ઉતાર્યો: પણ બાપુ ! તમે એકદમ ઘરનું કામ કરતાં મુંઝાશો નહિ?"

"મુંઝાઇશ તો તમારી સલાહ માંગીશ કે મદદ માંગીશ: પણ હવે આ બધું વૈતરૂં તમે કરો તે મને ઠીક લાગતું નથી." એમ કહી શોભનાએ સાસુના હાથમાંનું બધું કામ પોતાના હાથમાં લીધું. એ બાળાની ચતુરાઈ, ચોખવટ, અને ચપળતાથી સઘળું કામકાજ કરવાની આવડત જોઇને સાસુને પરમ સંતોષ થયો. તે સંતોષથી બોલ્યાં: "હાશ ! મારૂં જીવ્યું આજે સફળ થયું !"

**સામંત** એક પ્રહર દિવસ ચડચે બિછાનામાંથી ઉઠ્યો. રાતનો પ્રસંગ સ્મરણમાં આવતાં તેનો શોભના ઉપરનો ગુસ્સો તાજો થયો. દાતણપાણીથી પરવારીને કપડાં પહેરી તે બહાર ચાલ્યો, એટલે તેની માએ તેને કહ્યું: "ક્યાં જાય છે બાપુ ?"

"હું મહારાજા પાસે જઉં છું. સાંજે આવીશ. જમવાનું ત્યાં જ રાખીશ."

"ના રે ના. હવે તારાથી ત્યાં જમવા જવાય ? વહુ ઘેર આવી અને તું રાજાને રસોડે જમે, એ તો આપણું બહુ હલકું દેખાય. હવેથી તારે અહીં જ રહેવું જોઇએ અને માત્ર નોકરી જેટલો જ સંબંધ મહારાજા સાથે રાખજો."

"પણ મને અહીં ખાવાનું ગમશે નહિ, ભાવશે નહિ અને હું ભૂખ્યો મરીશ. રસોઇ બપોરસુધી પણ તૈયાર થશે નહિ અને રોજ મહારાજા પાસે જતાં મોડું થશે." **સામંતે** પોતાની સગવડનો વાંધો બતાવ્યો.

"જો ભાઇ ! આપણું ગરીબ ઘર રહ્યું. રાજાના રસોડા જેવું ખાવાનું ઘેર ન થાય, તોએ ચલાવી લેવું પડે. પારકાં પકવાન્ન નકામાં પણ ઘરની જારબાજરી સારી. તું પરણ્યો, મહારાજે તને નોકરીમાં રાખ્યો અને હવે તું ત્યાં જમે, એ તો આપણું ભિખારીપણું કહેવાય; અને રસોઇ તો હવેથી મોડી નહિ થાય. અમે સાસુ વહુ બે જણ કામ કરનારાં છીએ પછી શું છે ? આજથી જ તારી વહુએ મારા પરનો બધો બોજો ઉતારી નાંખ્યો છે, તોએ તને વહેલી રસોઇ કરી આપવા માટે હું થોડી મદદ કરીશ, પછી કાંઇ છે ?"

**સામંતનો** સ્વભાવ અભિમાની હતો, એટલે જેથી પોતાનું હલકુ દેખાય તે નહિ કરવાની સૂચના તેને ગમી. તે બહાર જતાં

થોભ્યો. એટલામાં શોભનાએ સાસુની પાસે આવીને ધીમેથી કહ્યું: " રસોઇ તૈયાર થઈ ગઇ છે. એમને જમવા બેસવું હોય તો ભલે બેસે, અને પછી બહાર જાય. "

તે ઉપરથી સામંતને તેની માતાએ કહ્યું: "જો, એટલી વારમાં તો રસોઇ તૈયાર થઇ ગઇ છે. ચાલ જમવા બેસ અને પછી બહાર જા. "

સામંત માતાનું કથન માનીને જમવા બેઠો. આજે એ ગરીબ ઘરની સુઘડ ગૃહિણીએ રસોઇમાં પોતાની ચતુરાઇ બતાવી આપી હતી. જેવી રીતે થોડા જ વખતમાં તેણે સઘળી તૈયારી કરી હતી, તેવી જ રીતે તેણે તેમાં સારી પેઠે સ્વાદ ઉમેર્યો હતો. પરંપરાથી ચાલ્યા આવતા ગૃહરસાયનમાં નવા જમાનાનું રસાયન બુદ્ધિપૂર્વક દાખલ કરવાથી પરિણામ વધારે સારૂં આવે છે. શોભના અનુભવથી રસોઇ કરતાં શિખી હતી, પરંતુ પાકશાસ્ત્રને લગતું કેટલુંક વાંચન કરીને તેણે જે નવું જ્ઞાન મેળવ્યું હતું તેનો ઉપયોગ કરવાથી પરંપરાથી ચાલી આવતી રસોઇમાં તે કેટલોક સુધારો કરી શકી હતી. કોઇ વાર સૂર્યસિંહને માટે રસોઇ કરવાના કામમાં શોભના મદદ કરતી, પરન્તુ તે વખતે તેણે જેટલી કાળજી રાખી હતી, તેના કરતાં ઘણી વધારે કાળજી રાખીને તેણે આજે રસોઇ કરી હતી, કારણકે એ રસોઇ તેને પોતાના ગૃહદેવને પીરસવાની હતી. માતાને ત્યાં કોઇ કોઇ વાર જમીને અર્ધો ભૂખ્યો રહેલો સામંત આજે શોભનાના હાથે કરેલી રસોઇ જમીને ચકિત થયો અને પેટ ભરીને જમ્યો.

* * * *

ક્યારે રાત પડે અને પોતે સ્વામીની સેવામાં હાજર થઈ, પોતાના અપરાધની માફી માંગી, તેને રિઝવી લે, એવું શોભનાને થયાં કરતું હતું. સાંજે વાળુ કરીને સામંત પોતાના મિત્રો સાથે બહાર ફરવા ગયો એટલે શોભના તેની એંઠી થાળીમાં ભોજન કરી, ઘરકામથી પરવારી, બિછાનાં કરી પોતાના ઓરડામાં ગઇ. ગઇ આખી રાતનો ઉજાગરો હતો, તેથી આજે આંખો ઉંઘથી ઘેરાતી હતી, છતાં સ્વામી આવે ત્યાંસુધી તો જાગતાં જ રહેવાનો તેણે નિશ્ચય કર્યો હતો, તેથી તેણે બળાત્કારે પોતાની નિદ્રાને ખાળી રાખી. પરંતુ આજે મોડું થયા છતાં તે ઘેર આવ્યો નહિ. છેક મધ-રાત થઇ એટલે તે આવ્યો અને ઓરડામાં પેઠો, પણ તે કેવી દશામાં ? તેણે ખૂબ દારૂ પીધો હતો અને તે આજે પહેલીજ વાર પીધો હતો ! તેના મુખમાંથી દુર્ગંધ છૂટતી હતી અને કપડાં કોઈ ગંદી જગ્યાએ પડી જવાથી બગડીને ગંધાતાં હતાં ? એવી ને એવી સ્થિતિમાં આવીને કાંઇ અસ્પષ્ટ શબ્દો બરબડતો તે બિછાનામાં પડ્યો ! શોભના તો તેને જોઇને હીબકી જ ગઇ ! તે ખરી વાત સમજી ગઇ. સામંતને ખરાબ સ્થિતિમાં જોઇને તેને પતિ ઉપર ગુસ્સો કે તિરસ્કાર ઉત્પન્ન થયો નહિ, પરંતુ તેના પામરપણા માટે માત્ર દયા જ આવી.

સ્હવાર પડતાં જ સ્વામીનાં ગંદાં કપડાં જોઇને સાસુ વહેમાઇ જશે અને કદાચ તેને ઠપકો આપશે એવું શોભનાએ અનુમાન કર્યું. કુટેવવાળા માણસને તેના પહેલા જ વાંકને માટે ઠપકો આપવો કે તિરસ્કાર કરવો એ તેને નફ્ટ બનાવવા સરખું થઈ પડે છે, એ શોભના સમજતી હતી. તેથી સ્વામીને માતા તરફના ઠપકામાંથી બચાવી લેવાની તેણે જરૂર માની. તેણે નિશામાં પડેલા સામંતનાં

ગંદાં કપડાં કાઢી નાંખ્યાં અને રાત્રે ને રાત્રે કોઇ ન જાણે એવી રીતે જરા પણ અવાજ ન થવા દેતાં ધોઇ નાંખ્યાં અને પોતાના જ ઓરડામાં સૂકવ્યાં. **સામંત** નિશો ઉતર્યાં વિના જાગૃત થાય એવો સંભવ નહિ હોવાથી તેને બોલાવ્યા વિના જ **શોભના** ચટાઈપર સૂતી અને નિદ્રાધીન થઈ.

પરોઢ થતાં જ **સામંત** જાગ્યો અને જાગતાંની સાથે જ રાતની પોતાની સ્થિતિનું સ્મરણ થવાથી ગભરાયો. બાજુએ ચટાઈ ઉપર **શોભના** ઘસઘસાટ ઉંઘતી હતી તેના ઉપર તેની નજર ગઇ. **સામંતે** પોતાનાં ગંદાં કપડાં ક્યાંય છુપાવી દેવાનો વિચાર કર્યો હતો પણ તેણે જોયું કે પોતાના શરીરપર એ કપડાં નહોતાં; ભરનિદ્રામાં પડેલી **શોભનાને** તેણે પગનું ઠેબું મારીને જગાડી અને જાગતાં જ **શોભના** બ્હેબાકળી બેઠી થઈ. પરોઢના ઝાંખા અજવાળામાં તેણે **સામંતને** ઉભેલો જોયો અને પૂછ્યું: " શું કામ છે ? રાત્રે તમારૂં શરીર બરાબર સારૂં નહોતું: હવે તો સારૂં છે ને ?"

" હા સારૂં છે, પણ મારાં કપડાં ક્યાં ?"

" તે તો મેં રાત્રે ને રાત્રે જ ધોઇ નાંખીને સૂકવ્યાં છે !"

" એમ ?" **સામંત** એ સાંભળીને આશ્ચર્ય સાથે આનંદ પામ્યો ખરો; પણ તેને એમ લાગ્યું કે પોતે નિશો કર્યો હતો એ વાત પોતાની સ્ત્રી જાણી ગઇ હોવી જોઇએ. આથી તેને **શોભના** ઉપર જરા ગુસ્સો પણ આવ્યો.

**શોભના** બોલી: " રાત્રે તમે મોડા આવેલા અને એકદમ કપડાં કાઢ્યા વિના જ સૂઈ ગયા એટલે મેં જાણ્યું કે તમને બહુ ઉંઘ આવી હશે. વળી જોયું કે અંધારામાં પડોશીની ભેંશની સાથે અથડાવાથી તમારૂં અંગરખું ગંદું થયું છે, એટલે સ્હવારમાં તે

પાછું પહેરવાને કામ લાગે એટલા માટે મેં તુરત ધોઈ નાંખ્યું." **શોભના** પોતાના અંતરના ખેદને દબાવીને, ક્રોધી પ્રકૃતિના સ્વામીને માત્ર ખુશ રાખવા માટે જ જૂઠું બોલી.

**સામંત** મનમાં સમજ્યો કે ભોળી **શોભના** ખરી વાતને સમજી શકી નથી. હવે તેના મનમાં ખરેખરો આનંદ થયો કારણકે તેનો ભય તથા સંકોચ સર્વથા ટળી ગયો હતો. અત્યારે પહેલી જ વાર **શોભના** તેને વહાલી લાગી અને તે મંદ સ્મિત કરીને બોલ્યોઃ "એ તો ભારે ચતુરાઈનું કામ કર્યું."

"એમાં ચતુરાઈ શી છે? મેં ક્યાં ઘરકામથી વિશેષ કાંઈ કર્યું છે?"

**સામંત** મૌન રહ્યો. પરોઢ થયું હોવાથી **શોભના** ઓરડાની બહાર જવા માટે વસ્ત્રો બદલાવવા લાગી. **સામંતે** તેને જવા ન દીધી અને વ્હાલપૂર્વક એક ચુંબન લીધું! અહો! આજે **શોભના**ને મન તેનું જીવન સાર્થક થયું હતું, કારણકે તે આકરી તપશ્ચર્યા પછી પોતાના દેવને રિઝવી શકી હતી!

પરંતુ **સામંત**નો ગુમાની સ્વભાવ એ રીતે સુધરવાને બદલે બગડવા પામ્યો! તે ધીમે ધીમે વધારે ને વધારે દારૂની લતે ચડવા લાગ્યો, પરન્તુ **શોભના** તેને કશું કહી શકી નહિ. પહેલાં પોતે સ્વામીના થવું અને પછી સ્વામીને પોતાને વશ કરવોઃ અર્થાત્ પહેલાં સ્વામીને વશ થઇને પછી સ્વામીને વશ કરવો એ સૂત્ર **શોભના**ને **સામંત** જેવા સ્વામીને માટે વધારે બંધબેસતું લાગ્યું હતું. ગૃહસંસારને કુશળ રીતે ચલાવવા માટે તેણે જે પુસ્તકો વાંચ્યાં હતાં, તેના સાર રૂપે તેણે પોતાનું એ સૂત્ર નક્કી કર્યું હતું અને તે પ્રમાણે તે વર્તતી હતી. સ્વામીની ખોટી ખુશામત કરીને તેને પ્રિય થવાનો પ્રયત્ન તેણે થોડા

દિવસ કર્યો અને તેને પરિણામે સામંતની શોભના ઉપરની ઇર્ષા ધીમે ધીમે દબાવા લાગી; પરંતુ બીજી બાજુએ સામંતનું વર્તન વધારે બગડવા લાગ્યું. પહેલાં તો તે શોભનાને ભોળી સમજી રહ્યો, પરન્તુ પછી તેના જાણુવામાં આવ્યું કે શોભના મનમાં બધું સમજે છે, પરંતુ પોતાની બીકથી કશું બોલી શકતી નથી. આટલું સમજ્યા પછી સામંત વધારે નિર્ભય બન્યો, કારણકે શોભના પાસે જૂઠું બોલવાનો કે તેને ભોળવવાનો યત્ન કરવાની હવે તેને જરૂર રહી નહિ. હવે તે નિઃસંકોચે દારૂ પીને ઘેર આવવા લાગ્યો અને શોભના બધુંએ મનમાં સમજીને ચૂપ બેસી રહેતી. પહેલાં તો શોભનાને ભોળપણુમાં ફસાવી રાખવાને સામંત તેનાપર પ્રેમ બતાવતો, પરન્તુ ત્યારપછી શોભનાને ગણુકારવાનું તેણે છોડી દીધું. આ રીતે શોભનાને સામંત તરફથી કશું દુઃખ મળતું નહિ, પરન્તુ સામંત મધરાતે દારૂ પીને લથડીયાં ખાતો ઘેર આવે એથી શોભનાના મનને બહુ દુઃખ થવા લાગ્યું. એક બે વાર સામંત ખુશમિજાજમાં હોય ત્યારે તેને બે શબ્દો કહેવાને તે તત્પર થઈ, પરંતુ બોલ ઓઠસુધી આવીને પાછા વળી જતા હતા ! તે કહેવાની હિંમત ધરી શકતી નહોતી. સ્વામીને વશ થઇને પછી તેમને પોતાને વશ કરવા એ સૂત્ર અજમાવવા જતાં શોભના સ્વામીને વશ થઇ શકી પરંતુ સ્વામીને પોતાને વશ કરી શકી નહિ !

લાંબા વખત સુધી મનોદુઃખ વેઠવાથી તેનું શરીર સુકાવા લાગ્યું. "બાપુ ! તારૂં શરીર કેમ સુકાતું જાય છે?" એવો વત્સલ પ્રશ્ન કરનાર હવે કોઇ રહ્યું નહોતું. શોભના મનમાં ને મનમાં અકળાતી હતી પરન્તુ કોઇને મ્હોંએ કશું કહેતી નહોતી. એક વાર સૂર્યસિંહે તેને દૂરથી જોઇ અને જોતાંની સાથે જ સૂર્યસિંહ ખેદ પામ્યો. શોભના લગ્ન

પછી બે ચાર વાર રમાના દર્શનાર્થે રાજમહેલમાં આવી હતી પરંતુ કોઈ વાર સૂર્યસિંહની નજરે પડી નહોતી. લગ્ન પછી પહેલી જ વાર આજે સૂર્યસિંહે તેને દૂરથી જોઇ. શોભનાના મ્હોં ઉપરથી લોહી ઉડી ગયું હતું અને શરીર કેવળ વિશીર્ણ બની ગયું હતું. તેના પહેલાંના સૌંદર્યમાં વૃદ્ધિ કરનારી તેના ગાલપરની લાલી હવે દૂર થઇ ગઇ હતી અને તને સ્થળે પાંડુતા છવાઇ હતી. એ અવસ્થા જોતાં જ સૂર્યસિંહે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. તે મનમાં બોલ્યોઃ "શોભના! શોભના! છેવટે મેં તને ભઠ્ઠીમાં જ હોમી, હેં? સામંતરૂપી ભઠ્ઠીમાં જ તારૂં લોહી શોષાઈ ગયું, તારૂં સૌંદર્ય ઉડી ગયું, તારૂં ચાતુર્ય વિલીન બની ગયું અને સૂકા હાડપિંજર જેવી તું અત્યારે મારી નજરે આવે છે! ઓ પ્રભુ! તેં મારે હાથે આ પાપી કર્મ કેમ કરાવ્યું? લોકાપવાદને જીતવા જેટલું હૃદયબળ તેં મને કેમ ન આપ્યું? જે વેલીને મેં મારા હાથે જ ઉછેરી, ખીલાવી, તે જ વેલીને ધગધગતી આગમાં ફેંકી દેવા જેવું ઘાતકી કર્મ મારા હાથે જ કરાવવામાં ઓ ઇશ્વર! તેં કયો નીતિનો નિયમ જાળવ્યો? ઓ સૃષ્ટિનિયંતા! સૃષ્ટિને નિયમનમાં રાખવાનું જ શું તારૂં એ કાર્ય હતું? એક બાળાનો ભોગ જત એવી રીતે ન આપ્યો હોત તો શું તારી સૃષ્ટિ અંકુશની બહાર ચાલી જાત?"

સૂર્યસિંહ વિચારમાં પડી ગયો. શોભનાના ચહેરા ઉપરથી જ તેનું દુઃખ તેના મનમાં વસી ગયું હતું અને તેને સુખી કરવાના યત્નો કરવાને તે અધીરો બની ગયો હતો. સ્વાભાવિક રીતે જ તે સમજ્યો કે સામંતને ઉપદેશ આપ્યા છતાં તેની કશી અસર તેના દુષ્ટ સ્વભાવ ઉપર થવા પામી નથી અને તે બિચારી શોભનાને પીડતો હોવો જોઇએ. માન સરોવરપર વસીને મોતીનો ચારો ચરનારી હંસીને એક કાગડાના હાથમાં સોંપવાથી તેની આવી દુર્દશા

થાય, હંસી તરીકેના તેના ગુણોનો લય થઇ જાય, તેનું સૌંદર્ય નાશ પામે, એ સઘળું સ્વાભાવિક હતું. પોતે જાણતાં છતાં એ દુષ્ટ કાર્ય કર્યું હતું તો તેનો દોષ પોતાને શિરે જ રહેવો જોઇએ એમ સૂર્યસિંહે માન્યું. વિચારમાં ને વિચારમાં તે ઉઠયો અને ચાલ્યો.

અત્યારે શોભના રાજમહાલયમાં રમાને મળવા આવી હતી. રમાએ તેના પ્રત્યે ગમે તેવું વર્તન ચલાવ્યું હતું, તોપણ તેના પોતાના ઉપરના ઉપકારોને શોભના વિસરી ગઈ નહોતી. સૂર્યસિંહની કૃપા પોતાના ઉપર ઉતરી, તે પણ મૂળે રમાની જ કૃપાના પરિણામરૂપ હતી, એમ સમજીને તેણે રમા પ્રત્યે કદાપિ કૃતઘ્નતા દાખવી નહોતી. સૂર્યસિંહને મળવાથી કેવો અનર્થ નીપજવાનો સંભવ હતો, એ શોભના સમજતી હતી, તેથી તે તેને કદાપિ મળતી નહિ, જોકે પોતાના મનોદુઃખના નિવારણને માટે જે આશ્વાસનરૂપી ઔષધ જોઇએ તે તો તેને એક માત્ર સૂર્યસિંહ તરફથી જ મળે તેમ હતું ! શોભનાના હૃદયને પારખનાર આખા જગતમાં માત્ર એક જ વ્યક્તિ હતી, અને તે માત્ર સૂર્યસિંહ જ હતો, પરન્તુ જગતની નીતિએ શોભનાને ફરમાવ્યું હતું કે તેણે તેનું દર્શન કરવું તે પણ ભયંકર અનીતિ હતી અને તેથી તે મનમાં ને મનમાં હિજરાઇને જીંદગીના દિવસો ટૂંકા કરતી હતી ! હૃદયનો ઉભરો ખાલી કરવાનું સ્થાન તેને માટે એ રીતે બંધ થઇ જવા પામ્યું હતું અને તેથી એક માત્ર પ્રભુ સિવાય બીજું કોઈ શોભનાનાં હૃદયનાં આંસુને લૂછવાને શક્તિમાન નહોતું.

પરંતુ સૂર્યસિંહથી એ અન્યાય થઇ શકયો નહિ. તેની રગેરગમાં, તંતુએ તંતુમાં અને અણુએ અણુમાં દુઃખ અને ક્રોધ વ્યાપી રહ્યાં હતાં અને હવે તેનાથી તે સહન થઈ શકતાં નહોતાં. હૃદયના સાથી વિના, આશ્વાસન વિના અને મન તથા તનના દુઃખથી તે

એકલી ઝુર્યા કરે. કોઇની પણ પાસે તે પોતાના હૃદયનો ઉભરો ખાલી ન કરી શકે એ સ્થિતિ તેને કેવળ અસહ્ય લાગી આવી. તે ઉતાવળો ઉતાવળો રમાના ઓરડામાં આવ્યો, જ્યાં રમા એક હીંડોળા પર ઝુલતી હતી અને શોભના તેની સામે આવી દીન ભાવે ઊભી રહી હતી. સૂર્યસિંહ ત્યાં જઇ પહોંચતાં જ રમા એકદમ હિંડોળાપરથી ઉતરી ગઇ અને વસ્ત્રો સંકોરતી બાજુએ ઊભી રહી. આવતાં વાંત જ સૂર્યસિંહે શોભનાને પ્રશ્ન કર્યો: " કેમ શોભના ! તું ખુશીમાં છે ને ?"

" હા, બાપુ ! આપના કૃપાપ્રસાદથી હું ખુશીમાં છું ! "

આ શબ્દો સાંભળતાં જ સૂર્યસિંહના હૃદયમાં ઉંડો ચીરો પડ્યો! શોભના ખુશીમાં હતી કે નહિ તે તેને પૂછવાની જરૂર જ નહોતી. તેના ફિક્કા ચહેરાપર પડેલી રેખાઓ પોતાની કહાણીને બરાબર રીતે કહી સંભળાવતી હતી. સૂર્યસિંહ એ રેખાઓને ઉકેલી શકયો હતો અને તે પરિણામ શોભનાના શબ્દોમાં સૂર્યસિંહના જ "કૃપાપ્રસાદ"નું હતું, એ જ્યારે શોભનાને મુખેથી સૂર્યસિંહે સાંભળ્યું, ત્યારે સૂર્યસિંહને પોતાની માનસિક નિર્બળતા ઉપર બહુ ક્રોધ આવ્યો. શોભનાએ જે શબ્દો વિવેકથી કહ્યા હતા, તે શબ્દોમાં સૂર્યસિંહને ટોણો જણાયો, પરંતુ તેથી તેને માઠું લાગ્યું નહિ. તે સમજતો હતો કે પોતાના દુષ્કાર્યનું ફળ શોભના ભોગવતી હતી, તોપછી તેને એ ટોણો મારવાનો અધિકાર હતો અને પોતે તે સાંભળીને પસ્તાવો કરવાને પાત્ર પણ હતો. તે બોલ્યો: " શોભના ! હું સમજું છું કે મારા " કૃપાપ્રસાદ "થી જ તારૂં શરીર આવું કૃશ, તેજહીન, અને દુર્બળ બની ગયું છે. તું ભયંકર માનસિક યાતનાથી પીડાય છે, એમ તારૂં વદન જ કહી આપે છે; તો મને કહે, તને શું દુઃખ છે ? "

શોભના શરમથી નીચું જોતી બોલીઃ "બાપુ ! મને કશું દુઃખ નથી. મને ઘર આગળ કોઇ પ્રકારની યાતના વેઠવી પડતી નથી !"

"ના, તું તે જૂઠું કહે છે–ખરી વાતને છુપાવે છે. તારૂં મ્હોં જ કહી આપે છે કે તું સુખી નથી. તારી અવસ્થાની બીજી છોકરીઓ તરફ અને તારી તરફ જોતાં વાંત જ કોઇ ત્રાહિત મનુષ્ય પણ કહી દે કે તું કાંઇ છુપા દુઃખથી રિબાય છે !"

"ના બાપુ ! તમે મારી કાંઈ ચિંતા કરશો નહિ. મને કશું દુઃખ નથી."

શોભનાના એકસરખા ઉત્તરથી સૂર્યસિંહ નિરાશ થયો. તેણે રમા તરફ જોયું અને કહ્યુંઃ "રમા ! તે તારી હાજરીમાં ખરી વાત કહેતાં શરમાય છે; માટે તું બીજા ઓરડામાં જા; પછી એ મને જવાબ આપી શકશે."

"નહિ નહિ;" શોભના બોલીઃ "બાસાહેબ ! તમે અહીં જ રહો. બાપુ, હું આપને ખરૂં જ કહું છું કે હું સાસરામાં સુખી છું. મારૂં શરીર તમને ખરાબ લાગતું હશે, તે ઘણે દિવસે જોવાથી કદાચ એમ જણાતું હશે."

રમા તો સ્વામીની આજ્ઞા માનીને કાંઇક રોષમાં જ તે ઓરડો છોડી ગઇ અને ત્યાં શોભના તથા સૂર્યસિંહ એકલાં રહ્યાં. સૂર્યસિંહ બોલ્યોઃ "શોભના ! મેં તને ઉછેરીને મોટી કરી છે અને મેં જ તારૂં કન્યાદાન દીધું છે. શું તારા હૃદયની મર્મવેદના તું મને પણ કહેતાં શરમાય છે ? ખુલ્લા દિલથી તું મને કહે ! સામંત તારી પ્રત્યે કેવું વર્તન ચલાવે છે ? તેની ઈર્ષા તારા પરથી હજી દૂર થઈ નથી શું ? તે તારા પરમમત્વ રાખે છે ? શોભના ! જરા પણ સંકોચ વિના તારૂં દિલ મારી પાસે ખુલ્લું કર; નહિતો તારાં સુખ

દુઃખ જાણ્યા વિના મને બિલકુલ ચેન પડનાર નથી !"

પરંતુ શોભનાના હૃદયમાં સ્વામી પ્રત્યે જેટલું મમત્વ હતું તેટલું સૂર્યસિંહ પ્રત્યે પણ નહોતું. સ્વામીની ગુહ્ય વાતો સૂર્યસિંહને કહી દેવાથી સ્વામીનું અપમાન અને પાપ થાય એવું સમજીને સામંતની કુટેવ સંબંધે કે પોતાની અવગણના સંબંધે તેણે સૂર્યસિંહને કાંઇ પણ કહેવાનું ઉચિત માન્યું નહિ. વળી સૂર્યસિંહના દયાળુ અને ચિંતાતુર હૃદયને તે ઓળખતી હતી. પોતાની ખરી સ્થિતિ જાણવાથી સૂર્યસિંહના હૃદયને બહુ દુઃખ તથા ચિંતા ઉત્પન્ન થશે એવું તે સમજતી હતી અને પોતાની ખાતર પોતાના ઉપકારક નરને આખી જીંદગી ચિંતા અને શોકમાં જ ગાળવી પડે એ શોભનાને જરા પણ ઠીક લાગતું નહોતું. પોતે રાજમહેલની બહાર ગયા પછી સૂર્યસિંહ કેવળ નિશ્ચિંત બને અને ધીમે ધીમે તેના દિલનું દર્દ ઘસાતું-ભુંસાતું રૂઝાઈ થાય એવી શોભનાની ઇચ્છા હતી. કાળચક્રના ઘસારાની સાથે એ દર્દ ઘસાતું જતું હતું, અને વળી તેને પુનઃ તાજું કરવાથી પોતે જ નિર્દય બનેલી લેખાશે એમ સમજીને શોભનાએ પોતાના દુઃખનો જરા પણ ખ્યાલ સૂર્યસિંહને આવવા પામે નહિ તેવી કાળજીથી ઉત્તર આપ્યો: " બાપુ ! તમે એ બધા નકામા સવાલો કરો છો. હું ખરા દિલથી જ કહું છું કે મને સાસુજી તેમ જ તેમના પુત્ર તરફથી કશું દુઃખ વેઠવું પડતું નથી. હું સર્વ રીતે સુખી છું. મનથી પણ હું સંપૂર્ણ સુખી છું. " એટલું બોલતાં શોભનાને પોતાની પહેલી જ રાત્રિએ રચેલી કવિતા સાંભરી આવી. પોતે મનઃસંયમવડે પતિગૃહમાં કેટલું સુખ તથા સંતોષ માની રહી છે, તેની પ્રતીતિ સૂર્યસિંહને આવે તેટલા માટે તેણે એ કવિતાવાળો કાગળ સૂર્યસિંહને આપવાનું વાજબી માન્યું. તેના પોલકાના

ગજવામાં જ તે કાગળ હતો, તે તેણે કાઢ્યો અને સૂર્યસિંહના હાથમાં મૂકતાં તે બોલી: " જુઓ બાપુ! મને સાસરામાં જરા પણ દુઃખ નથી તેનું આ ખાત્રીપત્ર છે. હું ત્યાં કેટલું સુખ તથા સંતોષ માની રહી છું તેનો ખ્યાલ મેં આ મારી પહેલી જ કવિતામાં ઉતાર્યો છે; મારા ગજવામાં એ કાગળ રહી ગએલો તે અચાનક સાંભરી આવવાથી હું આપને આપું છું: તે ફુરસદે વાંચી જોજો એટલે આપની ખાત્રી થશે કે મને દુઃખી માનવામાં આપ ભૂલ કરો છો ! "

સૂર્યસિંહે તે કવિતાવાળો કાગળ હાથમાં લીધો અને વાંચ્યો; તેની આંખો તે જોઈને ઉત્સાહથી ચમકી, પુનઃ ખેદથી તેજહીન બની અને છેલ્લે એ આંખોમાં જળ ભરાઈ આવ્યું. પોતાની શિષ્યામાં કવિતા લખવાની શક્તિ આવી તેને લીધે ઉત્સાહનો જન્મ થયો, દુઃખમાં પણ સુખ માનીને સંતુષ્ટ રહેવાની એ બિચારીને ફરજ પડી તેથી તેને ખેદ થયો અને એ બધી પ્રભુની લીલા સમજીને વૈરાગ્ય-યુક્ત હૃદયે કાળના પ્રવાહમાં ઘસડાવાની શોભનાની તત્પરતા જોઈને સૂર્યસિંહને દયા ઉત્પન્ન થઈ તેથી આંખોમાં જળ ભરાઈ આવ્યું. તે ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો: " શોભના ! તું આ મૃત્યુલોકની બાલિકા નથી પરંતુ અમર લોકમાં વસતી સહિષ્ણુતાની સાક્ષાત્ મૂર્તિ છે ! પર્વતના ઉચ્ચતમ સાનુ ઉપરથી છેટી અંધકારમય ગર્ત્તામાં ગબડી પડવા છતાં ત્યાંએ સ્વયંપ્રકાશ ઉત્પન્ન કરીને સંતોષ માની રહેવાની તારી વૃત્તિએ જ તને દેવીપદ આપ્યું છે અને મનુષ્ય સ્વભાવના ગુણોની તો એ પરાકાષ્ઠા છે એમ હું માનું છું ! અહો ! તારા જેવા દૈવી જીવો જ આ જગત્ ઉપર પોતાના જીવનના બોધવડે જેટલો ઉપકાર કરી શકે તેટલો ઉપકાર મોટા ઋષિવરો પણ પોતાના ઉપ-

દેશવટે કરી શકે નહિ! શોભના! તારા આટલા ગુણો અને ડહાપણ છતાં તું સાસરામાં દુઃખ પામે છે એ મારી માન્યતામાં જરા પણ ફેર પડ્યો નથી! જ્યાંસુધી હું તને સુખી નહિ જોઉં ત્યાંસુધી હું મારા મનોદુઃખનો ત્યાગ કરી શકીશ નહિ; માટે મારી ખાતર પણ તું તારૂં દુઃખ નિવેદન કર!"

શોભનાને સૂર્યસિંહના હૃદયની બહુ જ દયા આવી. સૂર્યસિંહના ઋજુતાભર્યા ઉદ્‍ગારોએ તેની આંખોને સજળ બનાવી. તે નીચી નજર રાખી રહી અને બોલીઃ "બાપુ! તમે નકામું કલ્પાંત કરો છો. મારી સંતોષવૃત્તિને જાણ્યા છતાં હું દુઃખી હોઉં એમ તમે કેમ માની શકો છો?"

"તારા વદનની રેખાઓ કહે છે કે તું દુઃખી છે, પરન્તુ તારી સુશીલતા તારા દુઃખને મારી પાસે નિવેદન કરવા દેતી નથી, એ હું સમજું છું. સામંતને મેં ઘણોએ બોધ આપ્યો છે; પરન્તુ હલકા સંસ્કારોમાં ઉછરેલા યુવાન ઉપર એ બોધ કાંઈ અસર નહિ કરી શક્યો હોય એમ હું સમજું છું. શોભના! ત્યારે શું તું આમ દુઃખમાં જ હીજરાઈને તારા જીવનયજ્ઞની પૂર્ણાહુતિ કરવાની?"

શોભના નીરવ ઊભી રહી. પોતે દુઃખી નથી એવી સૂર્યસિંહને પ્રતીતિ કરી આપવામાં તે સફળ નીવડી નહિ. સૂર્યસિંહ આગળ બોલ્યોઃ "શોભના! મેં મારા હાથે જ લોકાપવાદની ખાતર તને ભઠ્ઠીમાં હોમી દીધી છે, એ હું ભૂલી ગયો નથી; પરન્તુ તું મને ખુલ્લા દિલથી કહે. જો ખરેખર તું દુઃખી જ હોય અને એ દુઃખ તને તારા પતિ તરફથી જ મળતું હોય તો હું તને તેનાથી છૂટી પાડીને પુનઃ આ રાજમહાલયમાં આશ્રય આપવા તેમ જ તારૂં રક્ષણ કરવા તૈયાર છું! તેમ કરવાથી એક રાજા તરીકેની મારી સત્તાનો મેં દુરૂપયોગ

કરેલો લેખાશે એ હું સમજું છું અને એ દુરૂપયોગ નહિ કરવો એવો મારો નિશ્ચય છે; તોપણ તારે માટે તે સઘળું કરવામાં હું પાપ નહિ પણ ધર્મ સમજું છું અને હું તે કરીશ જ. કશા પણ ભય કે સંકોચ વિના તું મને તારી યથાર્થ સ્થિતિ કહી સંભળાવ."

"બાપુ ! આ આપ શું કહો છો ? કદાચ હું દુઃખી હોઉં, તોપણ આ જીવનમાં હું મારા પતિનો સંગ ત્યજીને જૂદા—ગમે તેવા સુખમાં પણ રહેવાનું પસંદ જ કેમ કરૂં ? આપની અનુપમ વત્સલતાને લીધે આપ મને ગમે તેવું સુખ, આશ્રય કે રક્ષણ આપવા તૈયાર હો, મારે ખાતર આપ આપના રાજધર્મનો ભોગ આપવાને પણ તત્પર હો, તોપણ પ્રભુએ સોંપેલા પતિનો સંગ મારા શરીરસુખને માટે ત્યજીને હું નરકની અધિકારિણી થવાનું કેમ પસંદ કરૂં ?"

"ધન્ય છે, શોભના ! તું આ મૃત્યુલોકની સતીઓમાં તો ખરેખર વંદનીય છે. તારા મુખેથી તારા દુઃખની કહાણી હું હવે નહિ જ સાંભળી શકું એવી મારી ખાત્રી થઇ છે ! છતાં તારા દુઃખનું નિવારણ કરવાની ઉત્સુક વૃત્તિ મારા હૃદયમાં કદી પણ શાન્ત થશે નહિ !" સૂર્યસિંહ નિરાશ થતો બોલ્યો.

"બાપુ ! ત્યારે હવે હું રજા લઉં છું." શોભના બોલી.

"હા, સુખેથી જા."

શોભના ગઇ પરંતુ સૂર્યસિંહની ચિંતાતુરતા વધી પડી. શોભનાની કવિતાવાળો કાગળ હાથમાં જ રાખીને, તેમાંની કવિતા પુનઃ પુનઃ વાંચતો તે ઓરડામાંથી બહાર નીકળ્યો અને પોતાની બેઠકના ઓરડામાં આવ્યો. શોભના૰ લગ્નથી ક્ષણભર જે માનસિક ઉદ્વેગ

દૂર થયો હતો, તે જ ઉદ્વેગ પુનઃ તેની સમીપ આવીને ઊભો રહ્યો. નહિ, તે કરતાં પણ વિશેષ ઉદ્વેગ અત્યારે તેના મસ્તિષ્કમાં પેસીને તેને દુઃખ ઉપજાવી રહ્યો ! પહેલાં તેને શોભનાને માટે યોગ્ય પાત્ર શોધવાનો ચિંતાભાર ઉદ્વિગ્ન કરતો હતો, તોપણ તેનું લગ્ન કરવા—ન કરવાનો અધિકાર તેના હાથમાં હતો, પરન્તુ હવે તો થવાનું હતું તે થઇ ચૂક્યું હતું અને તેના ભાગ્યમાં માત્ર પશ્ચાત્તાપ સિવાય બીજું કશું કરવાનું અવશેષ રહ્યું નહોતું. છતાં કુદરતના આવેગની સામે પ્રત્યાવેગ કરવાને મનુષ્ય પોતાનાં સર્વ સાધનોનો ઉપયોગ કરવાને પાછી પાની કરતો નથી એવો માનવસ્વભાવ હોવાથી સૂર્યસિંહને શોભનાના મનોદુઃખનું નિવારણ કરવાની ઉત્કટ જિજ્ઞાસા ઉત્પન્ન થયા વિના રહી નહિ. તેણે સ્વાભાવિક રીતે જ માન્યું કે શોભના સામંતના જ દુર્વર્તનથી પીડિત થતી હોવી જોઇએ. સામંતના મનનો સંશય દૂર કરવાને સૂર્યસિંહે બહુ યત્ન કર્યો હતો, પરંતુ છેવટે તેનો સંશય દૂર નહિ જ થયો હોય અને તેથી તે શોભના પ્રત્યે ખરાબ વર્તન ચલાવતો હશે એવું સ્વાભાવિક અનુમાન સૂર્યસિંહે કર્યું અને તેણે ઊંડો નિઃશ્વાસ નાંખ્યો. તે મનમાં બરબડ્યોઃ “ઓ પ્રભુ ! તેં આવા કુટિલ જગતની રચના કેમ કરી ? જગત્ પવિત્રતામાં પણ અપવિત્રતા જ જુએ છે અને ગમે તેટલી પ્રતીતિના પ્રયત્નો છતાં તે કદાપિ પવિત્રતામાં પવિત્રતા જોઇ શકતું નથી !”

એટલામાં સામેના છજામાં સામંત સૂર્યસિંહની નજરે પડ્યો અને તેણે તેને બોલાવ્યો. સામંત સલામ કરીને સૂર્યસિંહની સમીપે ઊભો રહ્યો કે એક જ ક્ષણમાં વજ્રપાતના પેઠે સૂર્યસિંહ ગર્જના કરતો બોલ્યોઃ “ઓ દુષ્ટ પિશાચ ! તું નરકનો ભોગી છે તે શું કદાપિ અમૃતનો ભોગી નહિ જ બને ? ઓ કાગડા ! તારી કોટે રત્ન બાંધ્યું

તેને તોડીને ફેંકી દેવામાં જ તું તારૂં કુળગૌરવ સમજે છે શું ? તને સુધારવાને આટલા આટલા યત્નો કર્યા, તને ભણાવ્યો, મારા સહવાસમાં રાખ્યો, શોભનાના જીવનના ભલાને માટે તને અનેક શિખામણો આપી, તેનામાં સમાએલું અમૂલ્ય જવાહીર તને બતાવ્યું, છેવટે તને રાજ્યમાં જ નોકરી આપી તને નિશ્ચિંત બનાવ્યો, છતાં પણ તું પિશાચ ને પિશાચ જ રહ્યો ?"

આ આકસ્મિક ગુસ્સો જોતાં જ સામંત ગર્ભગલિત થયા જેવો બની ગયો ! પોતા ઉપર એકાએક આટલો બધો કોપ થવાનું કારણ પહેલાં તો તેના સમજવામાં આવ્યું નહિ, પરંતુ તુરત જ તેણે અનુમાન કર્યું કે પોતાની દારૂની લત રાજાજીના જાણવામાં આવી હશે, અને તેથી જ તેમણે 'તું નરકનો ભોગી છે તે શું કદાપિ અમૃતનો ભોગી નહિ જ બને ?' એમ કહ્યું હોવું જોઈએ. અત્યાર સુધી પોતે જે વાત છૂપી રાખી શક્યો હતો, તે એકાએક રાજાને કાને કેવી રીતે પહોંચી ગઈ તે તે સમજી શક્યો નહિ, તેથી તેને આશ્ચર્ય અને ગભરાટ ઉત્પન્ન થયાં, તોપણ તેણે રાજા પાસે એ વાત માની જઈને માફ માંગવાની જ જરૂર માની, કારણકે તેમ કર્યા વિના રાજાના ક્રોધનો તીવ્ર આવેગ કદાચ પોતાને વધારે નુકસાન કરશે એવું તેણે માન્યું. તેથી સામંત ગળગળો થઈ જતો બે હાથ જોડીને વીલે મ્હોંએ બોલ્યો: "મહારાજ! આ વખતે મને માફ કરો: હવે પછી એ બૂરી લતમાં હું કદાપિ પડીશ નહિ. હવે પછી કદાચ હું દારૂ પીઉં છું એમ આપ સાંભળો તો મને રાજ્યમાંથી કાઢી મૂકજો."

પતિના છિદ્રની જે વાત શોભના સૂર્યસિંહને મ્હોંએ કહી શકી નહોતી, તે વાત આ પ્રમાણે એકાએક સામંતના મુખમાંથી નીકળી

પડેલી સાંભળીને **સૂર્યસિંહ**ના ક્રોધ તથા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે બોલી ઉઠ્યો: "ત્યારે શું તું દારૂની લતે ચઢ્યો છે કે? આ તો મેં નવી વાત જાણી! **શોભના** પ્રત્યેના તારા દુષ્ટ વર્તનનું કારણ તારી એ બૂરી આદત જ હોવી જોઇએ, એવું હવે મને સમજાયું, અને તેથી જ એ બિચારી મનમાં ને મનમાં દુઃખથી હિજરાયાં કરતી હોવી જોઈએ. પરન્તુ **સામંત**! એક વાર ફરીથી હું તને કહું છું કે એ રત્નની અવગણના કરવાથી તું દુઃખી થઇશ, એટલું જ નહિ પણ મારો અને પરમેશ્વરનો પણ અપરાધી બનીશ. તને ભણાવવાથી, મારા સહવાસમાં રાખવાથી, સારો ઉપદેશ આપવાથી અને છેવટે તારા જીવનનિર્વાહ નિમિત્તે યોગ્ય નોકરી આપવાથી હું તને **શોભના**ને યોગ્ય પતિ બનાવી શકીશ, એવું માનતો હતો, મારા કાર્યકૌશલ્યનું મને એટલું અભિમાન હતું, પરન્તુ અત્યારસુધી તો તે સઘળું કેવળ વ્યર્થ ગયું છે અને હું નિરાશ થયો છું. તારા માટે આટલું કરવા છતાં તું તો તારો દુષ્ટ સ્વભાવ બદલાવી શક્યો જ નથી અને તેથી મને તારાપર બહુ ગુસ્સો ઉત્પન્ન થયો છે **સામંત**! હું તને હજી પણ કહું છું કે તું સુધર અને સુખી થા; નહિતો અભાગીયાઓને માટે ગમે તેટલા પ્રયત્નો કર્યાં છતાં તેઓ કદી સુખી થઇ શકતા જ નથી એ સત્ય છે!"

**સામંત** શરમથી અને ગભરાટથી નીચું જોઇને સાંભળી રહ્યો અને તેણે કશો ઉત્તર આપ્યો નહિ. નીચું જોઈ રહ્યા છતાં કોઈ કોઈ વાર આંખ ઉંચી કરીને **સૂર્યસિંહ**ના વદનપરની રેખાઓ દ્વારા તેના ગુસ્સાનું માપ કરવાને **સામંત** યત્ન કરતો હતો અને તેમ કરતાં એક વાર તેણે **સૂર્યસિંહ**ના હાથમાં **શોભના**ની કવિતાવાળો કાગળ જોયો—દૂર ઊભાં ઊભાં તેણે તે કાગળમાંની કવિતા અને તે

કવિતાના અક્ષરો પણ ઓળખ્યા ! જુદા જુદા પ્રકારનાં અનુમાનો કરતાં કરતાં તે ગુંચવાઈ ગયો અને તેને આખે શરીરે પરસેવાનાં બિંદુઓ ઝમી આવ્યાં.

સામંતને મૌનપણે પોતાનો ઠપકો સાંભળી રહેલો જોઈને સૂર્યસિંહે પોતાના શબ્દોની કાંઈક અસર થએલી માનીને તેને રજા આપી અને તે ત્યાંથી ચાલ્યો ગયો. સૂર્યસિંહે શોભનાની કવિતામાં પુનઃ મન પરોવ્યું.

## પ્રકરણ ૫ મું.

### ભઠ્ઠીની જ્વાળા.

પોતાની ઉપર રાજાનો ક્રોધ શાથી ઉતર્યો તે હવે સામંતના સમજવામાં આવ્યું અને શોભના ઉપરના તેના ક્રોધનો પાર રહ્યો નહિ. શોભના પ્રત્યેના પોતાના દુર્વર્તનની વાત શી રાજાને કાને પહોંચી કેવી રીતે ગઈ હશે તે માટે પહેલાં તેને આશ્ચર્ય થયું હતું, પરંતુ શોભનાની કવિતાવાળો કાગળ રાજાના હાથમાં જોયા પછી તેનું આશ્ચર્ય ઉડી ગયું. તે સમજ્યો કે શોભના-એ રાજાને પત્રથી અથવા તો જાતે મળીને પોતાના સંબંધમાં ફરી-યાદ કરી હોવી જોઈએ અને તેની જ સૂચનાથી રાજાએ પોતાને ઠપકો આપ્યો હોવો જોઈએ. આખો દિવસ સામંતનું મગજ એ જ વિચારમાં ક્રોધમાં ધુંધવાએલું રહ્યું. સાંજે તે ઘેર આવ્યો, ત્યારે શોભના નિત્યની પેઠે ઘરકામમાં ગુંથાએલી હતી. સામંતની માતા

કાંઈ કામનિમિત્તે બહાર ગઈ હતી. ઘરમાં આવતાં જ સામંત સીદ્ધો શોભનાની પાસે ગયો અને બોલ્યો: "બોલો, મારાં ચતુર રાણી સાહેબ! આજ શાં શાં કરતૂતો કર્યાં છે?"

સામંતનો ક્રોધી ચહેરો જોઈને શોભનાને ફાળ પડી. પોતે રાજાને મળી હતી એ વાત સામંતને કોઇએ કહી હોવી જોઈએ અને તે ઉપરથી પોતાના પતિને તે વિષે કાંઈ કાંઇ અનુમાનો તથા વહેમો ઉત્પન્ન થયા હશે એવું તેણે માન્યું. સ્વામીના એ શબ્દોની સાથે જ શોભનાનું મ્હોં ઉતરી ગયું અને સામંત તે ભાવને સમજીને મનમાં ફુલાયો કે પોતે શોભનાની ચોરી બરાબર રીતે પકડી હતી. શોભના બોલી: "મેં કરતૂતો કર્યાં છે? એવું તમને કોણે કહ્યું? આજે બાઈ સાહેબને મળવા ગઈ હતી અને ત્યાં આવીને રાજાજી મને મળ્યા હતા અને મારા દુઃખની ખબર પૂછી હતી. એમાં મેં કરતૂતો કર્યાં એવું તમને કોણે કહ્યું?"

"તું જાતે રાજાજીને મળી હતી એમ કે? ત્યારે તો પેલી કવિતાનો કાગળ પણ તેજ રાજાજીને આપ્યો હશે, નહિ વારૂ?"

એ સાંભળતાં જ શોભના ભયથી ધ્રૂજવા લાગી. જે વાત સ્વામીથી છાની બની હતી, જે વાત પાપથી ભરેલી નહોતી પરંતુ વહેમી પતિથી છાની જ રાખવામાં શ્રેય હતું, તે વાત સ્વામીના જાણવામાં આવી એ સાંભળીને શોભના હીબકી ગઈ. વળી એ જ કવિતા વાંચીને સામંત ગુસ્સે થયો હતો એ પ્રસંગ પણ શોભનાને સાંભરી આવ્યો અને તેના ગભરાટમાં વધારો થયો. તે બોલી: "હા, એ કાગળ મેં જ રાજાજીને આપ્યો હતો, પણ એક વાર તમે મારી બધી વાત સાંભળો—એકદમ અકળાશો નહિ."

" સાંભળી ચૂક્યો તારી વાત, અને જોઈ ચૂક્યો તારૂં ચરિત્ર, રંડા, તું નફ્ટ અને શંખણી છે, નહિતો રાજાજી સાથે વાતચીત કરવાની હીંમત તું કદી ધરી શકે જ નહિ. એ બધું તો ઠીક પણ રાજાજી પાસે તું મારૂં વાકું કેટલું બોલી આવી છે ?" સામંતે એક-સરખા ગુસ્સાથી કહ્યું.

" તમારૂં વાંકું હું બોલું ? તેમ કરૂં તો મારી જીભમાં કીડા જ પડે, નાથ ! સ્વામીની નિંદા કરનાર સ્ત્રી નરકની અધિકારિણી થયા વિના રહે નહિ. "

" એ બધું તારૂં જ્ઞાન હું સારી પેઠે સમજું છું. તેં મારી નિંદા રાજાજી પાસે ન કરી હોય, તો રાજાજી શાને મને ઠપકો આપે ? તારે માટે જ મને આજે તેમણે ઠપકો આપ્યો તે શું તેં કશું કહ્યા વિના ? શું તું મને એક બાળક સમજીને ફોસલાવે છે ? "

" રાજાજીએ તમને ઠપકો આપ્યો શું ? નાથ ! હું મારા ઇષ્ટ-દેવના સોગંદ લઈને કહું છું કે મેં રાજાજીને એવું કાંઈ જ કહ્યું નથી કે જેથી તે તમને ઠપકો આપે ! તમે સાંભળો; તેમણે મને પૂછ્યું કે તારૂં મ્હોં દુઃખી જણાય છે, તારૂં લોહી ઉડી ગયું છે, તો તને કાંઈ મનનું દુઃખ હોવું જોઈએ. તેમણે મારી પાસેથી વાત કઢાવવાને ઘણું ઘણું કહ્યું, પણ મેં તો છેવટસુધી માત્ર એટલો જ જવાબ આપ્યો છે કે હું પતિગૃહે સર્વ રીતે સુખી છું અને ગરીબ અવસ્થામાં પણ આનંદ તથા સંતોષ માનું છું. તે આનંદ તથા સંતોષની પ્રતીતિ ખાતર પેલી કવિતાનો કાગળ તે વખતે મારા ગજવામાં હતો તે મેં રાજાજીને આપ્યો હતો એ વાત ખરી છે: પણ એથી તમને કાંઈ રાજાજી ઠપકો આપે તેમ નહોતું."

" શું તું એમ સમજે છે કે તારી બનાવટને સમજી ન શકું

તેવો હું મૂર્ખ છું ? ઓ દુષ્ટા! તું જ મને દુ:ખી કરનારી અને રાજા પાસે મારી નિંદા કરનારી છે તે હું સમજી ગયો છું ! રાજાએ તને આશરો આપીને મોટી કરી અને તું રાજાની માનીતી થઈ પડી, એટલે રાજા પાસે વારે વારે રાવ ખાવા જઈને તું મને દબાવે છે તે હવે હું બિલકુલ ચાલવા દેનાર નથી ! ”

“ મને અહીં શું દુ:ખ છે કે હું રાજા પાસે જઈને રાવ ખાઉં ! તમારા સુખમાં જ મારું સુખ સમાએલું છે, તો હું તમને શામાટે દુ:ખી કરૂં ? હું સાચું જ કહું છું કે તમારા અપરાધમાં આવું એવું કાંઇ પણ કાર્ય મેં કર્યું નથી કે એવી કાંઇ વાત રાજાજીને કહી નથી. ”

“ બાઈ સાહેબના ઓરડામાં રાજાજી આવ્યા હતા કે ? તો બાઇસાહેબે એ વાત સાંભળી જ હશે.” સામંત બોલ્યો.

“ મહારાજની આજ્ઞાથી બાઇસાહેબ ત્યાંથી જતાં રહ્યાં હતાં અને મહારાજે એકાંતમાં મારી સાથે વાતચાત કરી હતી એટલે અમારી વચ્ચે થએલી વાતચીતનું કોઇ સાક્ષી નથી.” શોભનાએ ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું.

“ હેં ! રાજાજી સાથે ફરીથી એકાંત ? ” એટલું બોલતાં જ સામંતની આંખ ફાટી. તેના મગજમાંનો વહેમનો કીડો ચળવળી રહ્યો અને તેણે પોતાના હાથમાંની સોટીવડે શોભનાની પીઠ ઉપર અસંખ્ય પ્રહારો કર્યા ! શોભનાએ એક પણ શબ્દ સામો બોલ્યા વિના અને જરા પણ અંગ સંકોચ્યા વિના શાન્તિથી એ પ્રહારો સહન કર્યા કોમળ પુષ્પકલિકાને માળી સૂત્રતંતુમાં પરોવાને તેના ભોક્તાના કંઠમાં સમર્પે છે, પછી ભોક્તા તે કલિકાની સુગંધથી આનંદિત બની તેની સુકોમલતાના ઉપભોગથી પરિતૃપ્ત બને કે તેને છૂંદી મસળીને ફેંકી

દે તો તેમ કરવાનો તેને અધિકાર છે ! બિચારી પુષ્પકલિકાને પોતાના ભોક્તાની મરજીને અધીન રહ્યા વિના ચાલતું નથી. શોભનાની પણ તેવી જ ગતિ હતી અને શોભના તે સમજતી હતી. તત્કાળમાં સ્વામીના ક્રોધને શાન્ત કરવાનો યત્ન કરવો એ નિરર્થક હતું એટલે તે કશું બોલી નહિ, તેમ જ એટલો સખ્ત માર પડ્યા છતાં તેની આંખમાં એક પણ અશ્રુબિંદુ ઝમી આવ્યું નહિ. મનઃસંયમનો એ અતિરેક હતો !

સામંત પોતાના હાથની ચેળ ઉતારીને ચાલ્યો ગયો. શોભનાના મનની વિશુદ્ધિ તેને ખરી લાગી નહિ. એટલું જ નહિ પણ એ વિશુદ્ધિની કલ્પના તેના મગજમાં સમાઇ શકી જ નહિ. દારૂ અને દેવતા એકત્ર મળતાં ભડકો થવો જ જોઈએ એવો આ કુટીલ જગત્‌ની નીતિનો જ પાઠ તે ભણ્યો હતો અને એ જ નીતિથી તે આખી સૃષ્ટિને જોતો હતો, એટલે શોભના અને સૂર્યસિંહનાં વિશુદ્ધ, મનોને સમજવાની શક્તિ તેનામાં ન હોય એ સંભવિત હતું. શોભનાની પણ તે જ મોટી નિરાશા હતી. પોતાના હૃદયને પોતાનો પતિ સમજી શકતો નથી, જો કે પોતે પતિના હૃદયને સમજીને જેમ બને તેમ વધારે પ્રમાણમાં તેને અનુકૂળ બનવા યત્ન કરે છે, એ સ્થિતિ તેને બહુ દુઃખદાયક લાગતી હતી. સામંત ચાલ્યો ગયો એટલે શોભના એ જ વિચારમાં ગમગીન બનીને શાન્ત બેઠી.

એટલામાં તેની સાસુ બહારથી આવી, એટલે શોભના સ્વસ્થ થઈ. મ્હોંપરથી ગમગીનીનાં ચિન્હોને દૂર હાંકી કાઢ્યાં અને જાણે કે કાંઇક જ બન્યું નથી એવી રીતે બળાત્કારે મ્હોંને પ્રસન્ન રાખવાનો યત્ન કર્યો. સાસુ શોભનાના મ્હોં ઉપરથી તો બની ગએલા બનાવને જાણી શકી નહિ. રાત્રે વાળુ કરી, ઘરકામથી પરવારી શોભના

સૂઇ રહી. તેની આખી પીઠપર સોટીના સોળ ઉઠી આવ્યા હતા અને ભારે સોજો ચડી આવવાથી આખી પીઠમાં વેદના થયા કરતી હતી, પરંતુ તેણે બહાર કશુંએ જણાવા દીધું નહિ. નિયમ મુજબ સામંત મોડી રાત્રે ઘેર આવ્યો. આજે તેણે દારૂ પીધો નહોતો, પણ શું તે સૂર્યસિંહને આપેલું વચન પાળવાને? ના. શોભના અને સૂર્યસિંહ વચ્ચેના કપટના પ્રસંગો શોધી કાઢવાને તે બહુ આતુર બની ગયો હતો અને તેથી નીશો નહિ કરવાની તેણે જરૂર માની હતી. ઘેર આવતાં જ તેણે શોભનાની પેટી, તેનાં કપડાંનાં પોટલાં એ બધો ગવાજો વીંખવા–પીંખવા માંડ્યો. તેની ધારણા હતી કે તેમાંથી સૂર્યસિંહે ચોરી છૂપીથી શોભનાપર લખેલી ચિઠ્ઠીઓ મળી આવશે, પરન્તુ તેની તે ધારણા પાર પડી નહિ. કદાચ તેમાંથી શોભનાની કવિતાઓના કાગળના ટુકડા મળી આવ્યા હોત, પરંતુ પતિગૃહમાં આવતાં પહેલી જ રાત્રિએ પોતાની પહેલી જ કવિતા ઉપરથી પોતાની દુર્દશા થઇ હતી, તે ઉપરથી તેણે કવિતાના નિર્ઝરને આપોઆપ સુકાઇ જવા દીધું હતું. સામંતના વહેમાએલા મગજે આ સ્થિતિનો કેવળ ઉંધો અર્થ લીધો. તે સમજ્યો કે શોભનાએ તેની સર્વ ચિઠ્ઠીઓનો ઉતાવળે ઉતાવળે નાશ કરી નાંખ્યો હોવો જોઇએ, નહિતો શું એક કાગળનો ટુકડો પણ પકડાય નહિ ?

ગુસ્સામાં ને ગુસ્સામાં તે કપડાં કાઢી બિછાનામાં પડ્યો પરંતુ તેને ચેન પડ્યું નહિ. શોભના જાગતી હતી, પણ તે મૌન સૂઇ રહી હતી. તેને સામંતે પગનો હડસેલો મારીને કહ્યું: "ચાલ, હું પૂછું તેના જવાબ દે, નહિતો અત્યારે ને અત્યારે મારા ઘરમાંથી ચાલી જા; મને હવે તારૂં કામ નથી."

"પૂછો." શોભના પથારીમાં બેઠી થતી બોલી: "હું જે

જાણું છું તે ઈશ્વરસાક્ષીએ સાચું કહીશ. તમને હવે મારૂં કામ નહિ હોય, પરંતુ મને તો તમારા વિના ચાલે તેમ નથી. તમારાથી જ મારૂં સૌભાગ્ય છે અને તમારી સેવામાંજ મારો ઉદ્ધાર છે. ”

“ એ બધી તારી ચાલાકીભરેલી વાતો મારે સાંભળવી નથી. એક વાર મને કહે કે તું રાજાજી સાથે કેટલો વખત એકાન્તમાં રહી હતી ? ”

“ અર્ધો કલાક થયો હશે; પણ એ પૂછીને તમે શું મારા પતિવ્રત ઉપર શંકા લઈ જાઓ છો ? મારા પિતારૂપ રાજાજીની પાસે હું થોડી વાર એકાંતમાં બેઠી એ શું મેં પાપ કરેલું તમે સમજો છો ?” શોભનાએ વિશેષ ગાંભીર્ય ધારણ કરતાં કહ્યું.

એ પ્રશ્નમાળાથી છેડાએલા સામંતે જોરથી શોભનાના ગાલ ઉપર તમાચો માર્યો. શોભના તે શાન્ત રીતે સહન કરી રહી. સામંત બોલ્યો: “ તું કેવી પતિવ્રતાની પૂંછડી છે તે હું સમજું છું. એક વાર રાણીએ તને નજરોનજર પાપાચરણ કરતાં જોઇ હતી, તે હું ભૂલી ગયો નથી, પાપિણી ! જો રાજાજીએ આગ્રહ ન કર્યો હોત તો હું તારો હાથ જ પકડત નહિ, પરન્તુ પરણ્યા પછીએ તું તારી ટેવ છોડતી નથી એ હવે મેં જાણ્યું. તારા જેવી સ્ત્રીનું મને બિલકુલ કામ નથી, માટે અત્યારે ને અત્યારે મારા ઘરમાંથી ચાલી જા. ”

શારીર પીડાથી નહિ ગભરાએલી બાળા માનસિક પીડાથી રડી પડી ! પતિની આજ્ઞા સાંભળતાં જ તેની આંખમાંથી દડદડ આંસુની ધારા વહી નીકળી. પતિની સામે બોલવાનું તે નમ્ર બાળામાં સામર્થ્ય જ નહોતું. સ્વામીના કથનનો પ્રતિકાર કરવાનું ધૈર્ય તે ધારણ કરી શકે તેમ જ નહોતું. માત્ર મૌન્યપૂર્વક આંસુ સારીને તેણે પોતાનું

મનોદુઃખ દર્શાવ્યું, પરન્તુ સામંતને તેથી કાંઇ દયા આવે તેમ નહોતું. તે એકસરખી કઠોરતાથી બોલ્યોઃ "તારા સ્ત્રીચરિત્રથી હું હવે કદાપિ અંજાઇ જવાનો નથી. તું હવે મારા ઉપયોગની રહી નથી, માટે તને મારા ઘરમાંથી રજા છે: તારી મરજીમાં આવે ત્યાં ચાલી જા."

શોભના તે સાંભળીને બેસી રહી અને કશું બોલી નહિ. થોડી વારે સામંત પુનઃ બોલ્યોઃ "મેં કહ્યું તે સાંભળ્યું કે નહિ?"

"નાથ, તમારી આજ્ઞા મને શિરસાવંદ્ય છે, પણ જરા તો વિચારો કે તમે જો મને તરછોડશો તો હું નિરાધાર બાળા બીજે ક્યાં જઇશ?"

"તારે માટે રાજાનો મહેલ તૈયાર જ છે: મારી ગરીબ ઝુંપડીમાં દાસનીએ દાસી થવા કરતાં રાજાની રાણી થવું એ જ તારે માટે ઠીક છે."

"નાથ! તમે મને વચનબાણુથી વીંધો છો! રાજાના મહેલને મારે શું કરવો છે? મારા સ્વામીનું ઘર એ જ મારે મન રાજમહેલ છે. મેં કદાપિ રાજમહેલની વાંચ્છના કરી નથી: તમે વૃથા વહેમે ભરાયા છો."

"મારી માન્યતાની સામે તારે કાંઇ પણ દલીલો કરવાની જરૂર નથી." સામંતે આંખો કાઢીને કહ્યુંઃ "તારા કરતાં મારામાં વધારે અક્કલ છે. બસ, અત્યારે ને અત્યારે તારે અહીંથી ચાલ્યા જવું, નહિતો મારા જેવો ભુંડો બીજો કોઈ નથી."

"ભલે!" શોભના વખત વિચારીને બોલીઃ "આપની આજ્ઞા છે તો હું જઇશ; પણ અત્યારે ક્યાં જઉં? સ્હવારે જઇશ. અત્યારે આપના પગ પાસે મને સુઇ રહેવા દો, મારા પર એટલી દયા કરો."

" એ કશું બનવાનું નથી, અત્યારે ને અત્યારે તું મારી આંખોથી અળગી થાય એવી જ મારી ઇચ્છા છે. હું તારૂં મ્હોં જોવા બિલકુલ ઇચ્છતો નથી."

" કાલે સ્હવારથી હું આપની આજ્ઞા પ્રમાણે જ અહીંથી ચાલી જઈશ; પરન્તુ આ કાળી રાત્રે મધરાતને સમયે, અહીંથી નીકળીને હું ક્યાં જઇશ? કહો તો હું બહાર ઓસરીમાં સૂઈ રહું; પરન્તુ મને અત્યારે ને અત્યારે જ કાઢી મૂકવા જેટલા ઘાતકી ન થાવ." શોભના કરગરતી બોલી.

ગુસ્સે થએલા સામંતે શોભનાનાં પાંસળાંપર જોરથી લાત મારી અને કહ્યું: " એક વાર ના કહી, તોપણ પાછી એની એ જ વાત? બસ; અત્યારે ને અત્યારે ચાલી જા; તારી મરજીમાં આવે તો મશાણમાં જા કે તારી મરજીમાં આવે તો જહાન્નમની ખાડીમાં જા; મારા ઘરમાં હવે તારો ખપ નથી."

નબળે શરીરે શોભનાને પાંસળાંપર વાગેલી લાત ઘણી સખત જણાઇ હતી. મારથી તે બેવડ જ વળી ગઇ અને કેટલીક વાર સુધી તો તેનાથી દમ પણ લેવાઈ શક્યો નહિ! તુરતમાં તેની કળ ઉતરી નહિ અને તેથી તત્કાળ તે ત્યાંથી દૂર પણ ખસી શકી નહિ. સામંત સમજ્યો કે પોતાના તાકીદના હુકમ ઉપર પણ તે ધ્યાન આપતી નથી, તેથી તેનો ગુસ્સો બેવડો વધ્યો. તે તુરત ઉઠ્યો અને એક ખૂણામાં પડેલી નેતરની સોટી લઇને શોભનાની પીઠ ઉપર તેના પ્રહારનો વરસાદ વરસાવ્યો. શોભનાને હજી પહેલી લાતની પણ કળ વળી નહોતી, એટલામાં ઉપરથી આ માર પડતાં તે ભાન ભૂલી ગઈ અને ત્યાં ને ત્યાં જ બેભાન થઇને પડી!

સામંત હવે જરા ભાનમાં આવ્યો. તે બીધો કે કદાચ શોભના મરી ગઇ તો નહિ હોય? તોપણ તેને શોભનાની કશી પરવા નહોતી. તેને તેમ ને તેમ જ રહેવા દઇને તે કપડાં પહેરી બહાર ચાલ્યો ગયો. સામંતની માતાને આ બનાવની કશી ખબર નહોતી. તે બિચારી જાણતી હતી કે પોતાનો પુત્ર ડાહ્યો થયો છે અને શોભના પોતાના ઘરમાં અમરપુરીના જેવું સુખ ભોગવી રહી છે!

## પ્રકરણ ૬ ઠું.

### "રજની ગઈ એ, વાયુ ફુંક્યા, તુફાન પુરાં થયાં!"*

O Death! the poor man's dearest friend!
The kindest and the best!
Welcome the hour my aged limbs
Are laid with thee at rest!

*Burns.*

બેભાન થઇને પડેલી શોભના રાત્રિના છેલ્લા પ્રહર સુધી ભાનમાં આવી નહિ. પરોઢની વાયુલહરીએ બારીમાંથી મંદ મંદ પગલે આવીને દયાપૂર્વક તેને જાગૃત કરી, ત્યારે જ તેને પોતાની સ્થિતિ સાંભરી આવી! પરન્તુ શોભનાને એ

* કલાપી—હૃદય ત્રિપુટી.

દુઃખદાયક જાગૃતિની જરુર નહોતી ! તે પોતાના મનમાં વાયુલહરીને સંબોધીને બોલીઃ " વ્હાલી સખી ! તારા સખીકૃત્યે મને ઉપકૃત કરી; પરન્તુ મને તેં જાગૃત શામાટે કરી બ્હેન ? એ અખંડ સમાધિમાં જ તેં મને પડી રહેવા દીધી હોત, તો જ બહુ સારૂં હતું ! તેં મને જાગૃત કરીને મારા મનને દુઃખની ભઠ્ઠીની જ્વાળામાં પુનઃ દગ્ધ કરવા માંડ્યું છે અને શારીર દુઃખનું સંસ્મરણ બેભાન અવસ્થામાં નહોતું તે તેં પુનઃ આણી આપ્યું છે ! "

સામંતના ઘાતકી વર્તનથી શોભનાની દુર્દશા થઇ હતી. જે પાંસળાં ઉપર તેની લાત વાગી હતી ત્યાં તેને શૂળ ઉપડ્યું હતું અને પીઠપર નેતરના શોળ ઉઠ્યા હતા. તેના ઉપર પુનઃ પ્રહારો વાગવાથી તરી આવેલા લોહીના લીસોટા આખી પીઠપર ઉઠી આવ્યા હતા, તેથી શોભનાને અસહ્ય વેદના થતી હતી. શારીર દુઃખને નહિ ગણકારવાનો તેણે મનોનિશ્ચય કર્યો હતો અને માનસિક દુઃખને મનઃસંયમવડે જીતી લેવાને તો તેણે પોતાના મનને કેળવી રાખ્યું હતું; પરન્તુ શારીર અને માનસિક દુઃખનો એટલો બધો ભાર હવે તેના ઉપર આવી પડ્યો હતો કે તે પોતાના નિશ્ચયમાં ડગવા લાગી. તેના દુઃખમાં ભાગ લેનાર આ જગત્માં કોઇ જ નહોતું ! પરણેલો પતિ એ જ પોતાનો શિરશ્છત્ર, એ જ પોતાના સુખદુઃખનો વિભાગી, તેના વિના સ્ત્રીને બીજું કોણ હોય ? પરન્તુ સુખદુઃખના ભાગી બનવાને બદલે તે જ તેના વૈરીરૂપ બન્યો હતો, અને તેને અસહ્ય દુઃખ આપતો હતો. એ દુઃખને રડવાનું એક જ માત્ર સ્થાન હતું અને તે માત્ર સૂર્યસિંહ હતો. પરન્તુ સૂર્યસિંહનું મુખદર્શન પુનઃ કરવું એ તો મહા આપત્તિરૂપ હતું. શોભનાને અંતરની એક પણ સખી નહોતી અને તેનું કારણ રમાની તેના ઉપરની અવકૃપા હતી. સાસુ કાંઇક બળતા

રણમાં મીઠી વીરડી જેવી હતી, પરન્તુ તે તો હજીસુધી કશું જાણુતી નહોતી અને શોભનાને પતિની સામે સાસુ પાસે ફરિયાદ કરવી એ એક પાપ જણાતું હતું તેથી તેણે તેને હજી કશું કહ્યું નહોતું. આ પ્રમાણે તેની ચારે દિશાઓ અંધકારમય જ દેખાતી હતી. હૃદય ખોલવાનું કોઇ પણ સ્થાન હજી તેને સાંપડ્યું નહોતું. પરન્તુ એવું સ્થાન પ્રાપ્ત કર્યા વિના હૃદય ઉપરના અત્યંત ભારથી કદાચ પોતે અકળાઇ મરશે એવું હવે તેને લાગવા માંડ્યું.

પતિનો સ્વભાવ જોતાં પ્રભાતમાં જ પોતાને કદાચ ચાલ્યાં જવું પડશે એવું શોભનાને લાગવા માંડ્યું. કદાચ એવો પ્રસંગ આવી પહોંચે તો પોતે ક્યાં જવું? સૂર્યસિંહ સિવાય બીજું કોઇ જ આશ્રયસ્થાન તેને નહોતું અને તેથી તે દિશા સિવાય બીજી સઘળી દિશાઓ તેને કેવળ શૂન્ય જ લાગતી હતી. તેમ કરવાથી બહુ અપકીર્તિ થશે, લોકો કાંઇ કાંઇ વાતો કરશે, રમાકુંવરનો વધારે કોપ પોતા ઉપર ઉતરશે, એવો વિચાર કરતાં તે મનમાં ને મનમાં જ ત્રાસી ગઇ. છેવટે તેણે વિચાર્યું કે આ દુઃખની વાર્તા અન્ય કોઇને નહિ, પણ સાસુજીને તો કહેવી જ; પછી ભલે ગમે તેમ થાય. એ વિચારને પણ તે સ્થિર કરી શકી નહિ. સાસુને કહેવાથી કદાચ સાસુ સામંતને ઠપકો આપે; પરન્તુ તેથી તો પોતાપરની પતિની ક્રૂરતા ઉલટી વૃદ્ધિંગત થાય; એવો વિચાર કરીને તેણે સઘળી વાત મનમાં જ શમાવી દેવાનો વિચાર કર્યો!

એટલો વિચાર કરીને તે બિછાનામાં જરા સૂતી, પરન્તુ તેનાથી બિલકુલ સૂઇ શકાયું નહિ. પીઠ ઉપર પડેલા શોળથી એટલું બધું દર્દ થતું હતું કે તેનાથી સૂઇ શકાય તેમ જ રહ્યું નહોતું. તુરત જ તે બેઠી થઇ ગઇ, પરન્તુ બેઠા થતાં પાંસળામાં સખ્ત શૂળ

ઉપડ્યું અને તેથી તે અર્ધ બેભાન જેવી બની ગઇ. એક પાસાભેર દિવાલને અઢેલીને તે થોડી વાર સુધી શૂન્યમૂન્ય જેવી બનીને બેસી રહી.

એટલામાં પ્રભાત થયું. સામંત બહારથી ઘેર આવ્યો અને શોભના ઓરડામાંથી બહાર નીકળી. સામંતની માતા એ જોઇને આશ્ચર્ય પામી. તેણે સામંતને પૂછ્યું: "આજે રાત્રે તું ઘેર આવ્યો જ નહોતો કે શું ?"

સામંત જૂઠું બોલ્યો: "એક મિત્રને ત્યાં રાત્રે ભજન હતાં તે સાંભળવા ગયો હતો અને મોડું થયું એટલે ત્યાં જ સૂઈ રહ્યો હતો."

સામંતે પોતાનો રાતનો વિચાર પાછો બદલાવી નાંખ્યો હતો. શોભનાને ઘરની બહાર કાઢી મૂકવી એ હવે તેને ઠીક લાગ્યું નહોતું, કારણકે તેથી સૂર્યસિંહ વધારે ગુસ્સે થાય અને પોતાનો રોટલો તૂટી જાય એવો ભય હતો. તેથી જો શોભના ઘરમાંથી ચાલી ગઈ ન હોય તો ફરીથી તેને ચાલ્યા જવાનું કહેવાની તેણે જરૂર જોઈ નહોતી. શોભનાને ભય હતો કે પતિ બહારથી આવતાં જ પોતાનો હાથ પકડીને ઘરની બહાર હડસેલી મૂકશે, પરન્તુ તેણે તેવું વર્તન જોયું નહિ અને આખી રાત બહાર રહેવાને માટે પતિએ ભળતું જ બહાનું બતાવ્યું એટલે તેને લાગ્યું કે કદાચ પોતાને ઘરમાંથી ચાલ્યા જવાની ફરજ પડશે નહિ. આથી કોઇને કશું નહિ કહેતાં મૌનપણે સહી રહીને ચલાવી લેવું એવો તેણે પોતાના મન સાથે ઠરાવ કર્યો અને તે ઘરકામમાં વળગી.

પરન્તુ આજે તેનાથી કશું કામ નીપજે તેમ નહોતું ! તેની

ઇચ્છા એવી હતી કે ગમે તેમ કરીને ઘરકામ કરવું જ અને પોતાની દુર્દશા સાસુના જાણવામાં આવવા દેવી નહિ; પરન્તુ રસોડામાં કામકાજ કરતાં તેને પાંસળાંમાં એકાદ શૂળનો આંચકો આવતો, તે સાથે જ તેને અર્ધ બેભાન બનીને એકાએક બેસી જવાની જરૂર પડતી ! વાંસામાં ઉંડેલા શોળને જો કશું પણ અડકતું તો પારાવાર વેદના થતી અને આંખમાં આંસુ આવી જતાં. છતાં તે તો મન મારીને કામે વળગી હતી. પરન્તુ સામંતની માતાના જાણવા બહાર વધારે વખતસુધી એ સ્થિતિ રહી શકી નહિ. શોભનાના શરીરની અશક્તિ તેના ફીક્કા મ્હોં ઉપરથી જ એકદમ માલૂમ પડી આવતી હતી, અને રોજ જે ઝડપથી તે ઘરકામ કરતી તે ઝડપ, તે ચૈતન્ય અને તે સ્ફૂર્તિ આજે સાસુના જોવામાં આવતી નહોતી, તેથી તેણે સહજ પૂછ્યું: " વહુ ! આજે શરીરે કાંઈ અસુખ છે ? કેમ આજે કાંઇ માંદાં માંદાં જેવાં જણાઓ છો ? "

શોભનાને કશુંએ કહેવાની ઇચ્છા નહોતી, પણ કોણ જાણે કેવીએ સ્વાભાવિક પ્રેરણાથી તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. અકળાએલા—ગભરાએલા હૃદયની સમીપ કિંચિત્ પણ દિલસોજ હૃદય આવી લાગતાં ગભરાએલા હૃદયનો ભાર એકાએક ઓછો થવાને મથન કરે છે, તેમ જ શોભનાને થયું. અનિચ્છાએ પણ તેની આંખોમાં આંસુ આવી ગયાં અને સુશીલ સાસુ સમજી કે વહુને પતિ તરફનું કાંઇક દુઃખ છે. પોતાના પુત્રનો સ્વભાવ તે સમજતી હતી એટલે તેણે ધીરેથી વહુને પૂછ્યું: " બાપુ ! મુંઝાશો નહિ: તમને જે કાંઈ દુઃખ હોય તે મને ખુલ્લા મનથી કહો. હું મારા દિકરાને ઠપકો આપીશ. "

પરંતુ શોભનાના મુખમાંથી પતિની વિરૂદ્ધ એક પણ શબ્દ

નીકળી શક્યો નહિ. સાસુએ બહુ બહુ વાનાં કર્યાં પણ શોભનાએ કશો જવાબ આપ્યો નહિ. છેવટે તે અકળાઇ અને સામંતને એક બાજુએ બોલાવીને પૂછ્યું: "બેટા! આજે વહુ મુંઝાય છે તો તેં કાંઈ તેને મારકૂટ કરી છે કે શું?"

સામંતનો મિજાજ ગયો. તે આકળો થતો બોલ્યો: "એમાં તારે કાંઈ જ બોલવું નહિ; એને લક્ષણે તે માર ખાશે એટલું જ નહિ, પણ તે મરી પણ જશે."

"પણ એવો તેનામાં શો વાંક આવ્યો છે?"

"તે તું કાંઈ ન જાણે." એમ બોલી સામંત માતાની પાસેથી ઉઠી ગયો. તેની માતાનું મન પણ ચલવિચલ થયું. વહુમાં કાંઈ મોટો વાંક આવ્યો હશે તેથી તેને સામંતે શિક્ષા કરી હશે એવું તેના મનમાં વસ્યું અને તેથી તે મૌન રહી. તેણે પુનઃ શોભનાને કે સામંતને કશું કહ્યું નહિ.

તે દિવસે સ્હવાર–સાંજની રસોઈ શોભનાએ અત્યંત પરિશ્રમ વેઠીને કરી. સાંજ પડતાં તેના શરીરમાં ધીમે ધીમે તાવ ભરાઈ આવ્યો. શોભનાએ માન્યું કે નબળે શરીરે શ્રમનું કામ કરવાથી જ કદાચ તાવ આવ્યો હશે, તે ઉતરી જશે. નિયમ પ્રમાણે તે રાત્રે ઓરડામાં સૂવા ગઈ. સામંત આજે વહેલો ઘેર આવ્યો હતો. શોભનાને આવેલી જોતાં જ તેણે તેને કહ્યું: "યાદ રાખજે કે જો કોઇને પણ કહ્યું છે કે મેં તને માર માર્યો છે, તો આ વખતે તો ઠાર જ કરી નાંખીશ!"

શોભના ધીમેથી ઓશિઆળે મ્હોંએ બોલી: "મેં કોઇને કશું કહ્યું નથી અને કહેવાની પણ નથી."

ત્યારપછી સામંત કશું બોલ્યો નહિ અને શોભના પાસાભેર સાદડીપર સુતી. ધીમે ધીમે તેનો તાવ વધતો ગયો. આખી રાત તેને ઉંઘ આવી નહિ. બાજુમાં પોતાની ગૃહદેવી ઉંઘને માટે ફાંફાં મારતી, તાવથી ઉચ્છ્‌વાસ ભરતી અને વેદનાથી 'હાય વાય' કરતી પડી હતી, પરન્તુ સામંતને કાંઈ તેની દરકાર નહોતી. એક વાર તિરસ્કારપૂર્વક પણ તેણે શોભનાને પૂછ્યું નહિ કે 'તને શું થાય છે ?'

પ્રભાત થયું, પણ આજે શોભનાથી બિલકુલ ઉઠી શકાયું નહિ. પોતાની વેદનાની વાત સાસુજીથી છૂપી રાખવાની તેની ઉત્કટ ઇચ્છા હતી; અત્યારસુધી તે છૂપી રાખી પણ શકી હતી: પરંતુ હવે વધારે વાર તે છૂપી રાખી શકે તેમ રહ્યું નહિ. સામંત તો બિછાનામાંથી ઉઠીને ઘરની બહાર ચાલ્યો ગયો અને શોભના ઓરડામાં જ પડી રહી. પહોર દિવસ ચડચે સાસુએ વહુની ખબર લીધી તો તેને સખ્ત તાવ ચડેલો જણાયો. માથું તપાસી, પેટ તપાસી સાસુએ .શોભનાના વાંસામાં હાથ ફેરવ્યો, ત્યાં શોભના ચીસ પાડી ઉઠી, અને બોલી: "સાસુજી ! મને વાંસામાં બીલકુલ અડશો નહિ: બહુ જ વેદના થાય છે."

"કેમ, વાંસામાં શું છે ?" એમ પુછી સાસુએ જરા કપડું આઘું કરીને વાંસો જોયો અને તે ગભરાઈ ગઈ! આખા વાંસામાં આડા અને ઉભા શોળ ઉઠચા હતા, લોહી તરી આવ્યું હતું અને કેટલાક શોળ પાકવા લાગવાથી બહુ જ સુજી આવ્યા હતા ! તે શોળ પાકતા હોવાથી જ શોભનાને સખ્ત તાવ ચડી આવ્યો હતો, જે તાવને શોભના નબળે શરીરે વધારે થાક લાગવાનું પરિણામ સમજતી હતી. શોભનાની આ દશા જોતાં જ તેની સાસુએ પૂછ્યું:

" અરરર ! સામંતે તમને આટલો બધો માર માર્યો છે? ત્યારે અત્યારસુધી તમે મને કહ્યું નહિ કેમ? અને તમારામાં એવો તે કેવો વાંક આવ્યો છે ? "

" વાંક માત્ર મારા ભાગ્યનો જ છે: બીજા કોઇનો નથી. હું મારો વાંક શું કહું ? મારો વાંક કહેતાં મારે બીજાનો વાંક કાઢવો પડે, અને તેમ મારે કરવું જ નથી. " શોભનાએ ઉત્તર આપ્યો.

" પણ આટલો બધો માર સામંતે તમને એક દિવસે જ માર્યો ન હોય. ઉપરાઉપર માર પડવાથી આ શોળ પાકવા માંડ્યા હોય એવું લાગે છે. તમે મને પહેલેથી વાત કહી હોત તો હું આમ થવા દેત નહિ. "

" એમની વિરૂદ્ધમાં કોઇને કાંઇ મારે કહેવું એ મને ઠીક લાગ્યું નહિ. હશે ! તમે કાંઇ ચિંતા કરશો નહિ. એ સઘળું એની મેળે મટી જશે. એ માટે તમે એમને કશું કહેશો નહિ. "

" આટલો બધો માર માર્યો છે અને કહું નહિ શામાટે ? વહુ તે કાંઇ ઢોર છે કે એટલો માર મરાય ? હું તેને ઠપકો આપ્યા વિના રહીશ નહિ. "

" ના, બાઇજી ! હું તમને પગે લાગીને કહું છું કે તમે તેમ કરશો નહિ. એથી એમનું મન દુઃખાશે અને માઠું લાગશે. મારે માટે એમના મનને દુઃખ થાય એવું ન જ કરશો. "

" તમને તેની બીક લાગતી હશે. કદાચ તમને વધારે માર પડવાની બીક લાગતી હશે; પણ એમાં બ્હીવાની જરૂર નથી. હવે હું તમને માર પડવા નહિ દઉં. પણ કહ્યા વિના તેને શી ખબર પડે ?"

" નહિ; મારની બીકથી નહિ, પણ એમને ખોટું લાગે, હું તેમની સામે થઇ એવું તેમના મનમાં વસે એટલા માટે જ હું ના કહું છું. આજે મને તેમણે મારી છે, તો કાલે તે જ મારા કોડ પૂરા કરશે; તેમને મારે શામાટે દુઃખ લગાડવું ? માટે તેમને કશું કહેશો નહિ. "

શોભનાની સહનશીલતાએ જ સાસુની આંખમાં આંસુ આણ્યાં. તેણે મનમાં વિચાર્યું: " આવી લક્ષ્મી જેવી વહુમાં એવો શો વાંક આવ્યો હશે ? આટલા દિવસ તેણે પોતાનું દુઃખ મને જણાવા દીધું નહિ; અને જ્યારે બિછાનામાંથી ઉઠી શકી નહિ, ત્યારે જ અનાયાસે તે વાત મારા જાણવામાં આવી ! છતાં તેના ધણીને માટે તેને કેટલું બધું માન છે અને કેવી લાગણી છે ? ! હાય, હાય, સામંતનો સ્વભાવ હજી સુધર્યો જ નહિ શું ? "

સામંતની માતા બિચારી એમ વિમાસણ કરવા લાગી અને શોભનાને માટે તેને બહુ જ લાગી આવ્યું, પરન્તુ સામંતને કશું જ નહિ કહેવાની શોભનાની ઇચ્છા હોવાથી તે આખો દિવસ મૌન રહી. સાંજ પડી, પરંતુ શોભનાથી બિલકુલ ઉઠી શકાયું નહિ અને તાવ વધારે ને વધારે ચડવા લાગ્યો. વાંસામાં થતી વેદનાને અત્યારસુધી તે મુંગે મોઢે સહન કરી રહી હતી, પરન્તુ હવે તો પીડા એટલી બધી વધી ગઇ હતી કે તે બૂમાબૂમ કરી રહી હતી. રાત્રી પડી. સાસુએ શોભનાને થોડું ખવરાવ્યું અને તાવ ઉતારવાને કાંઇ ઓસડ વાટીને પાયું. શોભનાની વેદનાની બૂમાબૂમને લીધે તે ઉંઘી શકી નહિ અને સામંત આવે એટલે પોતે સૂઇ જાય એવી ધારણાથી તે જાગતી બેઠી; પરંતુ મધરાત થઇ છતાંએ સામંત ઘેર આવ્યો નહિ અને શોભના જરા ઉંઘમાં જંપી એટલે સામંતની

માતાને પણ ઉંઘ આવી. મધરાત પછી સામંત ઘેર આવ્યો. પરન્તુ તે દારૂ પીને અને કોઇ ખાડા–ખાબોચીયાંમાં કપડાં ગંદાં કરીને આવ્યો હતો! અત્યારે તે કેવળ બેભાન નહોતો. પોતાનાં ખરાબ થએલાં કપડાંનું તેને ભાન હતું. ઓરડામાં આવતાં જ તેણે ગંદાં કપડાં કાઢી નાંખ્યાં અને બાજુએ હમહમતા તાવમાં પડીને સૂતેલી શોભનાને નિદ્રામાંથી જગાડીને કહ્યું: " જલ્દી ઉઠ; મારાં કપડાં ગંદાં થયાં છે તે અત્યારે ને અત્યારે ધોઇ નાંખ !"

પ્રત્યેક પ્રાણીની સહનશીલતાની હદ હોય છે, પરંતુ જેવી રીતે સામંતની દુષ્ટતાની હદ નહોતી, તેવી રીતે શોભનાની સહનશીલતાની પણ હદ નહોતી. આખો દિવસ તેનાથી ઉઠી શકાતું નહોતું અને પૂરતું ખવાયું પણ નહોતું; તાવ વધતો જતો હતો અને વેદના અસહ્ય થતી જતી હતી, છતાં પોતાના શિરશ્છત્ર સ્વામીનાથની આજ્ઞાનું પાલન કરતાં એ દુઃખમાંએ તેણે આનંદ અનુભવ્યો. " મને તિરસ્કારથી હાંકી કાઢનાર સ્વામીએ અત્યારે મને આટલું કામ બતાવ્યું " એવું સમજીને અત્યંત આયાસ કરીને પણ તે ઉઠી. સ્વામીનાં ગંદાં કપડાં લઇને તે ઓરડાની બહાર નીકળી. તાવથી તેનું આખું શરીર ધ્રૂજતું હતું, અશક્તિને લીધે લથડીયાં આવતાં હતાં, વાંસામાં થતી વેદનાથી મુંગી મુંગી બૂમો પાડી જવાતી હતી, છતાં સ્વામીનાં કપડાં તુરત જ–ચોરી છૂપીથી ધોઇ નાંખવાની તેણે હિંમત ભીડી. બહાર આવીને એક માટલામાંથી પાણી લીધું અને તેમાં ગંદા કપડાં નાંખી–ધીમે ધીમે ધોઇ નાંખ્યાં. ગંદું પાણી પાછું ખડકીની બહાર ફેંકી દીધું. કપડાં નીચોવીને તે ઉઠી પરન્તુ ઉઠતાં જ તેને તમસ આવી અને તે બેભાન બનતી નીચે પડી. મોટો ધબકારો થયો, તે સાંભળીને સામંતની માતા

સફાળી જાગી ઉઠીને દોડી આવી. જુએ છે તો શોભના ચત્તીપાટ પડેલી, અને ધોએલાં કપડાં બાજુએ ઉડી પડેલાં! તેણે "વહુ, બાપુ!" એવી બે ચાર હાક મારી પણ બેભાન શોભના જાગી શકી નહિ. ધોએલાં કપડાં સામંતનાં હતાં તે તેની માતાએ તુરત ઓળખી કાઢચાં. તેણે સામંતને જગાડવાને બહુ હાકો મારી, પરન્તુ દારૂના નીશાની અસરથી તે જાગ્યો નહિ. શોભનાને એમ ને એમ હાંફતી પડેલી જોઇને તે વધારે ગભરાઇ અને અમંગળ શંકાઓથી તેનું ચિત્ત વ્યાકુળ થવા લાગ્યું. છેવટે સામંતના ઓરડામાં જઇને તેને ઢંઢોળીને તેણે જગાડચો અને પૂછ્યું: "અત્યારે વહુને તેં કપડાં ધોવા મોકલી હતી? જાણતો નથી કે તે માંદી છે? મધરાતે વળી કપડાં ધોવાનાં કેવાં?"

સામંત જવાબ દેતાં ગભરાયો અને ઉડાઉ જવાબ આપવા લાગ્યો: "તેથી શું થઇ ગયું?"

"શુ થઇ ગયું કેમ? જરા બહાર આવીને જો. બિચારી બેભાન બનીને ચત્તીપાટ પડી છે! અને અલ્યા! તેં આજે દારૂ પીધો છે કે શું? તારૂં મ્હોં છાક મારે છે."

"ના, ના, દારૂ કોણ પીએ છે વળી?" સામંતે ગભરાતાં જવાબ આપ્યો.

સામંતની માનો મિજાજ ગયો. તે ગર્જના કરતી બોલી: "મારા પીટચા! જૂઠું બોલે છે? દારૂ પીને કોઇ ખાબોચીઆમાં પડચો હશે તેથી જ વહુ પાસે રાતોરાત કપડાં ધોવરાવવાં હશે, તે હું સમજી! પણ અક્કરમી! બિચારી વહુની શી દશા થઇ છે તે તું જરા બહાર આવીને જો." એમ કહી તેણે સામંતને ધક્કો મારીને બહાર કાઢચો. સામંત પોતાના વાંકને લીધે ઓશિયાળો

બની ગયો. તેની મા બોલી: " જો વહુ તો ડાહી કે તેણે અત્યાર-સુધી મને કશું કહ્યું નહિ: આ તેનો વાંસો જો. આટલો બધો માર મરાય ? લોહું ધખે એવો તાવ છે અને તેં એને કપડાં ધોવા મોકલી ! બિચારીથી બેઠાં થઇને ખવાયું નથી, તોએ તારૂં કામ તેણે કર્યું; એની સાલસાઇ જો અને તારી નીચતા જો ! ભુંડા ! જરા તો વિચાર કરવો'તો કે વહુ પણ એક માણસ છે—પશુ નથી."

" માણસ છે તેથી શું થયું ? ઘરનું કામ પણ ન કરે ? અને માર તો તેના વાંકે ખાધો છે; મારી ચોખ્ખી ના છતાં તે રાજાજી પાસે જઇને વાત કરી આવી અને મારૂં ભૂંડું બોલીને મને ઠપકો ખવરાવ્યો. શું હું કાંઇ એનો દબાએલો રહું ?"

" એ જ તેનો વાંક ? ઠપકો તો તારા લક્ષણે જ તું ખાઇશ. તારા બાપના પેઠે તું એ દારૂ પીતાં શીખ્યો અને શોભના તારો વાંક કોઇને મ્હોંએ કહે તેવી નથી. મને પણ તને ઠપકો આપ-વાની ના કહેતી હતી પણ અત્યારે મારાથી રહેવાયું નહિ એટલે મારે તને કહેવું પડે છે. એને તમસ આવી છે, હવે હું શું કરૂં ?"

" મ્હોંપર પાણી છાંટ એટલે ભાન આવશે." એમ કહી સામંતે પાણીનો લોટો ભરી આપ્યો. તેની માતાએ પાણી છાંટ્યું અને પછી પંખાવડે તે તેને પવન નાંખવા લાગી. એકાદ ઘડી પછી તે જાગી, પરન્તુ પછાડ વાગવાથી વાંસામાં જે વેદના થતી હતી તેનું ભાન થતાં તે ચીસેચીસ પાડવા લાગી. સાસુએ તેને જેમ તેમ કરીને ખાટલામાં સુવાડી તેની આસનાવાસના કરવા માંડી: દયાહીન સામંત ઓરડામાં જઇને સૂઇ રહ્યો !

શોભના આટલો વખત પોતાની સ્થિતિની વાર્તા છૂપી રાખી

શકી; પરન્તુ છેવટે તે ખુલ્લી જ થઇ અને પ્રભાત થતાં પડોશમાં પણ તેની માંદગીની વાત જાહેર થઇ. પરાયાં માણસોને તો એમ જ લાગ્યું કે શોભના એકાએક માંદી પડી ગઇ, કારણકે આગલા દિવસે જ સૌએ તેને ઘરકામ કરતાં જોઇ હતી. એકાએક માંદગી આવી અને તે ગંભીર માંદગી આવી, એ ઘણાને નવાઇ જેવું પણ લાગ્યું, પરન્તુ માંદગીનું ખરૂં કારણ કોઇના જાણવામાં આવ્યું નહિ.

બપોર થતાં શોભનાની વિહ્વળતા વધી. સાસુએ તેને તાવની ઘરગથ્થુ દવા પાઇ હતી, પરન્તુ તેથી તાવ જરા પણ ઉતર્યો નહોતો અને ઉલટો વધતો જ ચાલ્યો હતો. પીઠપર પડેલા શોળ પાકતા હતા અને હવે તો તેમાંથી પાણી ઝરવા લાગ્યું હતુ. એ શોભનાની વિહ્વળતાનું મુખ્ય કારણ હતું. વેદનાને મૌનતાથી સહન કરી લેવાનું તેનું ધૈર્ય અદ્વિતીય પ્રકારનું હતું, પરન્તુ તે ધૈર્યની દિવાલોને તોડી નાંખીને વેદના આગળ વધતી જતી હતી, અને તેથી શોભના કોઇ કોઇ વાર તાવના આવેગમાં "અરર" "હાય!" "ઓ પ્રભુ!" એવા ઉદ્ગારો કાઢતી હતી. સાંજ પડતાં છતાં તાવ વિરમ્યો નહિ એટલે સામંતની માતા વધારે અકળાઇ. સામંત તો શોભનાની તબીયતને માટે કેવળ બેદરકાર હતો, તેથી તેણે એક પણ વાર શોભનાની ખબર લીધી નહોતી. તેની માતાએ તેને બોલાવીને કહ્યું: "ભાઈ! બિચારી વહુ બહુ પિડાય છે: તું ડાક્તરની પાસે જઇને દવા લઇ આવીશ?"

"ડાક્તરને શરીર બતાવ્યા વિના દવા કેવી રીતે આપશે?" સામંતે દવા નહિ લાવી આપવાને એક બ્હાનું કાઢ્યું.

"ત્યારે ડાક્તરની પાસે તો આવવાની એની શક્તિ ક્યાં

છે ? જો તું મહારાજની પાસે જઇને કહે, તો તે ડાક્તરને ઘેર મોકલે."

સામંત ગુસ્સો કરતો બોલ્યો: "બહુ સારૂં ! આપણે મોટા શેઠ, એટલે ડાક્તર આપણે ઘેર તબીયત જોવા આવે ! હું તો મહારાજને એવું કાંઇ કહેવાનો નથી."

શોભનાએ એટલું સાંભળીને ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. તેણે મંદ સ્વરે સાસુને કહ્યું: "બાઇજી ! મારે દવા પીવી નથી, અને ડાક્તરનું કામ નથી."

સામંતે તે શબ્દો સાંભળ્યા અને તે બહાર ચાલ્યો ગયો. તે ગયો એટલે તેની માતા પુનઃ અકળામણમાં પડી, અને શોભનાના બિછાના પાસે આવીને બેઠી. તે બોલી: "વહુ ! તમે દવા પીવાની ના કહો છો, પણ તમારો આ તાવ ઉતરતો નથી અને તેથી હું બહુ ગભરાઉં છું."

"તે નહિ જ ઉતરે બાઇજી !"

"એમ નિરાશ ન થાઓ, વહુ ! દવા કરીશું એટલે તાવ ઉતરશે; પણ દવા પીવાની ના કહી એટલે સામંત જતો રહ્યો."

"હું નિરાશ થતી નથી; પણ સાચું કહું છું. બાઇજી ! મને મોતના ભણકારા વાગે છે. કોણ જાણે શાથી, હવે મને એવું લાગે છે કે હું હવે ફરીથી હરતી-ફરતી નહિ થઉં."

આ સાંભળતાં સાસુની આંખોમાં જળ ભરાઇ આવ્યું. તેને અમંગળ શંકાઓ આવવા લાગી. તેણે શોભનાને કપાળે હાથ મૂકીને તાવ તપાસ્યો તો તે જરાએ ઓછો થયો નહોતો. સાંજ પડી હતી પરન્તુ શોભનાની માંદગીને કારણે તેને રાંધવાનું ગમ્યું નહિ.

પડોશમાંથી એક ખવાસણ શોભનાને જોવા આવી, તેની પાસે સામંતની માતાએ પોતાના મનોદુઃખને લીધે બહુ આંસુ પાડયાં. તેના હૃદયમાંએ બહુ ગભરામણ ભરાઇ રહી હતી અને કોઇની પાસે તે ખુલ્લી કરી શકી નહોતી, તેથી છેવટે એ રીતે તેણે પોતાનો ઉભરો કાઢયો, અને તે ઉપરથી પડોશણ શોભનાની માંદગીનું ખરૂં કારણ સમજી.

રાત્રે શોભનાની રૂચિ નહિ હોવા છતાં સામંતની માતાએ તેને દૂધ પાયું, પરન્તુ પા કલાકમાં ઉલટી થવાથી તે પાછું નીકળી ગયું. તાવને લીધે ભારે હાંફ ચડી હોવાથી શોભનાનો કંઠ વારંવાર સુકાતો જતો હતો અને થોડી થોડી વારે તે પાણી માંગતી હતી. આ અપચિહ્નોને સામંતની માતા સંપૂર્ણ રીતે સમજી શકી નહિ, તોપણ તે એટલું તો જાણી શકી કે શોભનાની માંદગી ઘટવાને બદલે વધતી જાય છે. રાત્રે સામંત આવ્યો. તેની માતાને આજે તેના પર બહુ ગુસ્સો ચઢ્યો હતો. તે બોલી: "સામંત! ત્યારે વહુને દવા—દારૂ કર્યા વિના જ મરી જવા દેવી છે?"

"પણ તે દવા પીવાની હા ક્યાં કહે છે?"

"તું ક્યારે દવા લાવ્યો અને તેણે પીધી નહિ? તે ભલે ના કહે, પણ લાવ્યો હોય, તો આગ્રહ કરીનેએ બે ચમચા પવાય; પણ તારે સાંભળવું જ ક્યાં છે? પડોશીઓ કકળી ઉઠયાં છે કે વહુ આટલી માંદી છે તોએ દવા કરતાં નથી, પણ તને તો જાણે કશું છે જ નહિ."

"હવે એ માથાફોડ મૂક. હું દવા લઈ આવું છું." એમ કહી સામંત ગયો અને એક કલાકમાં દવા લઇને પાછો આવ્યો. સામં-

તની માતાએ બહુ આગ્રહ કરીને શોભનાને દવા પાઈ અને ઉપર પાણી આપ્યું; પરન્તુ થોડી વારમાં ઉલટીદ્વારા બધું એ નીકળી ગયું! મધરાત પછી શોભનાની વ્યાકુળતા પુનઃ વધી અને ઘડી વારમાં તે બિછાનામાં બેઠી થવા લાગી તો ઘડી વારમાં પાછી સૂઈ જવા લાગી. સાસુએ આખી રાત ઉજાગરો કરીને તેની ચાકરી કરી, રાત્રે બીજી બે વાર દવા પાઈ, પણ તાવ ઓછો થયો જ નહિ. સહવાર પડતાં પહેલાં તો તેનો શ્વાસ વધ્યો.

સામંતની માતાની અમંગળ શંકા દૃઢ થવા લાગી. તેને શોભનાનો છેવટનો વખત નજીક દેખાયો. તે ગભરાટથી બ્હેબાકળી બની ગઈ અને શોભનાના બિછાનાપર બેસીને તેને માથે હાથ મૂકી બોલી: "વહુ બેટા! તમને કેમ લાગે છે?"

"સાસુજી!" ભરાઈ ગએલે કંઠે શોભના એ શબ્દ બોલી અને તે સાથે જ તેની આંખમાંથી દડદડ અશ્રુની ધારા વહી નીકળી. ક્ષણભર વિરામ લઇને તે બોલી: "બાઇજી! મારૂં મોત હવે નજીક છે! તમે મારી સગી માની પેઠે મારી ચાકરી કરી છે. હું પરમેશ્વર પાસે માંગું છું કે આવતે ભવે પ્રભુ તમારે પેટે મને અવતાર આપે."

એ સાંભળતાં સામંતની માતાથી પણ રડી જવાયું. છતાં હૃદયને કાંઇક કઠણ રાખીને તે બોલી: "વહુ, દવા પીવાથી સારૂં થઇ જશે; માટે ગભરાશો નહિ. પણ તમને શું થાય છે બાપુ?"

"મારી નસેનસ તૂટે છે. તાવથી મારૂં માથું ફાટી જાય છે. મારા વાંસામાં આગના તણખા મૂકયા હોય એવું લાગે છે. ખરેખર, બાઇજી, હવે હું બચવાની નથી. મારા વાંક થયા હોય તે માફ કરજો!"

સાસુને એ ભયંકર સ્વપ્નમાં સત્ય દેખાવા લાગ્યું. ભારે શ્વાસની સાથે હમણાં શ્વાસ નીકળી જશે, એવું તેને જણાવા લાગ્યું. તેણે કહ્યું: "બાપુ! મોત તો સૌને એક વાર આવવાનું જ છેને, પણ મનમાં શાંતિ રાખજો. તમારે મને કાંઇ કહેવું હોય તો કહો. તમને કાંઇ ખાવાની, જોવાની, કહેવાની, સાંભળવાની ઇચ્છા છે?"

શોભનાએ શાંતિથી તે સાંભળ્યું. પુનઃ તેની બન્ને આંખોમાંથી અશ્રુધારા વહી નીકળી. સામંતની માતા ગદ્‌ગદ કંઠે બોલી: "વહુ બેટા! મનમાં ઓછું લાવશો નહિ. હું સમજું છું કે તમે મારે ઘેર આવીને સુખી થયાં નથી—"

"ના બાઇજી! હું સુખી છું. કોઇ પણ સ્થિતિમાં મેં હમેશાં સુખ જ માન્યું છે. વર્તમાન સ્થિતિમાં સુખ માનવાનું—મનઃસંયમ કરીને પણ સુખ માનવાનું મને મહારાજે શીખવ્યું છે–ભલું થજો તેમનું–તેમની કૃપાથી મેં કદાપિ દુઃખ દેખ્યું નથી." શોભના બોલી.

"એ તમારૂં ડહાપણ છે બાપુ, પણ મારો રૂપિયો ખોટો છે એમ હું ક્યાં સમજતી નથી? પણ તમે એ કાંઇ મનમાં લાવશો નહિ. હવે ખુલા મનથી તમે તમારી ઇચ્છા હોય તે મને કહો."

"બાઇજી! તમે મારી માતા જેવાં છો. હું નબાપી–નમાઈ બાળાનાં સર્વસ્વરૂપ એક વાર મહારાજા હતા, હવે એક માત્ર તમે જ છો."

"હા બાપુ!" શોભનાની સાસુનાં નેત્રમાંથી અપ્રતિહત અશ્રુ-ધારા વહી જતી હતી.

"ત્યારે તમે મારી એક ઇચ્છા પૂરી ન કરો?" શોભનાએ કહ્યું.

"કરીશ, બેટા! કહો તમારી શી ઇચ્છા છે?"

"હું મોતની અણી ઉપર છું. મારે ફક્ત મહારાજનું છેલ્લી વારનું દર્શન કરવું છે!" શોભનાએ છેલ્લી વારની માંગણી કરી.

એ માંગણી સાંભળીને શોભનાની સાસુ વિચારમાં પડી ગઈ. પરોઢ થયું હતું. આ વખતે રાજાજીને આ ખબર પહોંચાડવા, તેમને અહીં બોલાવવા, એ સઘળું કામ કોણ કરે ? સામંત તો પહેલેથી જ રાજાના શોભના સાથેના સંબંધને માટે વહેમાએલો હતો અને સામંતની માતા તે જાણતી હતી. દવા લેવા જવાને પણ આનાકાની કરનાર સામંત રાજાજીને આ ખબર આપવા જાય તે તેની માતાને શક્ય જણાયું નહિ. છતાં તેણે સામંતને ઉઠાડ્યો અને કહ્યું: "ભાઈ! શોભના હવે ઘડી—અધઘડીના પરોણા જેવી છે."

"હશે! બનવાનું હશે તે બનશે." સામંતે લુખ્ખો જવાબ આપ્યો.

"પરન્તુ મરતી વખતે તે બિચારી મારી પાસે એક માંગણી કરે છે; તેનું શું કરવું ?"

"શું માંગે છે તે?"

"તે કહે છે કે મારે મહારાજનું છેલ્લી વારનું દર્શન કરવું છે."

"હેં!! એ રાંડ મરવા પડી છે તોપણ હજી તેની છાલ છોડતી નથી ?" એમ બોલતો ગુસ્સામાં ને ગુસ્સામાં તે શોભનાના બિછાના તરફ દોડ્યો. તેની માતાએ તેનો હાથ પકડીને તેને અટકાવવાનો યત્ન કર્યો, પણ તેને નહિ ગણુકારતાં તે શોભનાની સામે જઈને ઊભો અને ઘાંટો કાઢીને બોલ્યો: "એ રાંડ! મરતી વખતે પણ તારી દાનત સુધરી નહિ? છેલ્લી ઘડીએ તો હવે પરમેશ્વરને સંભાર, નહિતો મરીનેએ નરકમાં પડીશ."

શોભનાએ તે શબ્દો સાંભળ્યા અને તેનું રોમે રોમ કંપી ઉઠયું. તે કાંઈ પણ દલીલ કરવાને શક્તિમાન હતી નહિ અને સામંતની પાસે દલીલ કરવી એ કશા કામનું પણ હતું નહિ. તે મૌન પડી રહી પરન્તુ તેના અંતરૂને અપરંપાર ખેદ થયો. પોતાના ઉપર આખી જીંદગીસુધી ઉપકાર કરનારનાં છેલ્લી વારનાં દર્શનથી પણ પોતાના દુર્ભાગ્યે પોતાને વંચિત રાખી, એવું મનમાં થઇ આવતાં તેણે ઉંડા નિઃશ્વાસ નાંખ્યો અને અશ્રુધારાએ આંખોમાં દર્શન આપ્યું. ગુસ્સે થએલા સ્વામીને શાંત કરવાને તે બોલી: “હવે મને છેલ્લી વારની ક્ષમા કરો, નાથ ! મારા સઘળા અપરાધોને વિસરી જવાની કૃપા કરો !”

સામંત ગુસ્સાથી ઉતાવળે બોલ્યો: “તારા શબ્દો તો મારા કાળજામાં ચોંટયા છે, તે હું કેમ વિસરી જઇશ ? મરતાં છતાંએ રાજાજીનું દર્શન કરવાનું માંગે છે, એ તારા મનનું પાપ હું માફ કરીશ, પણ પ્રભુ કેમ માફ કરશે ?”

“સામંત ! પ્રભુ તારા જેવો મૂર્ખ નથી !” કોઇએ પાછળથી કહ્યું.

સામંતે તે શબ્દો બોલનારની સામે પાછું વાળીને જોયું તો સૂર્યસિંહ, રાજ્યનો મોટો ડાક્તર, અને બીજા બે માણસો આવી પહોંચ્યા હતા. તેમને જોતાં જ સામંત એટલો બધો ગભરાયો કે તેનું આખું શરીર પ્રસ્વેદબિંદુઓથી તરબોળ થઇ ગયું અને પગમાં ગુંચળાં વળવાથી તે નીચે બેસી ગયો. સૂર્યસિંહે પોતાના શબ્દો સાંભળ્યા હતા તે બદલ સામંતની ખાત્રી જ હતી, કારણકે સૂર્યસિંહે જ તેની પાછળથી જવાબ વાળ્યો હતો.

સામંત ઉપર જરા પણ લક્ષ નહિ આપતાં સૂર્યસિંહે શોભનાને બોલાવી: "શોભના! તને કેમ છે બ્હેન?"

તાવથી શોભનાની આંખો મીંચેલી હતી તે તેણે ઉઘાડી અને દીવાના ઝાંખા પ્રકાશમાં પોતાની સમીપે સૂર્યસિંહને જોતાં જ તે ઝબકી. હજી થોડી ક્ષણો પૂર્વે જ સૂર્યસિંહનું દર્શન માંગવાને માટે તેને સ્વામીના વાક્પ્રહારો સહન કરવા પડ્યા હતા અને એકાએક પોતે સૂર્યસિંહનું દર્શન કરવા ભાગ્યશાળી થાય એ વાત તેની આંખો માની શકી નહિ. તેને લાગ્યું કે કદાચ પોતે ભ્રમમાં હોય. તેણે પોતાનો હાથ આંખોપર ફેરવ્યો અને થોડી વાર સુધી સૂર્યસિંહની સામે જોયું. પુનઃ તેને લાગ્યું કે એ ભ્રમ નહોતો પણ સત્ય દર્શન હતું, એટલે તે બેઠી થતી સૂર્યસિંહની કોટે વળગી પડી અને તેની છાતીપર માથું મૂકી ડુસકાં ભરવા લાગી.

શોભનાની સ્થિતિનો વૃત્તાંત અને તેની માંદગીનું કારણ, સામંતનું દુષ્ટ વર્તન વગેરે સઘળી વાત સૂર્યસિંહે થોડી વાર પહેલાં જ સાંભળી હતી. જે ખવાસણ સામંતની પડોશણ હતી અને સામંતની માતા પાસેથી ખરી વાત જાણી ગઇ હતી, તેણે જ એ વાત સૂર્યસિંહને કાને પહોંચાડી હતી. મધરાત પછી એ વાત તેના જાણવામાં આવી અને તુરત જ ડાક્તરને બોલાવી મંગાવીને તે અહીં આવી પહોંચ્યો હતો. તેણે ધારણ કરેલાં વસ્ત્રોમાં એક મલમલનું પહેરણ, પાયજામો અને સાદો ફટકો માત્ર હતો. શોભનાની અંતીમ અવસ્થાની વાત સાંભળીને તેની પાસે જઈ પહોંચવાને તે એટલો અધીરો બની ગયો હતો કે વસ્ત્રો પહેરવાનું પણ તેના ધ્યાનમાં રહ્યું નહોતું! શોભનાને પોતાને કંઠે વળગી પડેલી જોતાં જ તેને સાંભર્યું કે એ બાળાને સળગતી ભઠ્ઠીમાં હોમવાનું પાપ પોતે જ



તે બેઠી થતી સૂર્યસિંહની કોટે વળગી પડી અને તેની
છાતીપર માથું મૂકી ડૂસકાં ભરવા લાગી. પૃષ્ઠ ૮૪.

કર્યું હતું અને તેનું મોત નજીક આવી પહોંચ્યું હતું તેનો અપરાધ પણ તેને જ શિર હતો." શોભનાના મસ્તકપર હાથ ફેરવીને તે બોલ્યોઃ "શોભના! તને આ દુરવસ્થામાં પાડવાનો દોષ મેં જ કર્યો છે, અને એ દોષની ક્ષમા તું મને આપીશ?" એટલું બોલતાં જ સૂર્યસિંહથી પણ રડી જવાયું.

ચૈતન્યહીન થતી હોવાથી શોભના સૂર્યસિંહને કંઠેથી છુટીને પુનઃ બિછાનામાં પડી. તે બોલીઃ "મહારાજ! એવું બોલશો નહિ. મોત આવવાનું હશે તો મારા ભાગ્યથી આવશે; એમાં તમારો શો દોષ? પ્રભુ! હવે મારા જીવનની થોડી ક્ષણો બાકી છે!"

"નહિ, હું તને બચાવીશ. તને મહેલમાં લઇ જવાને હું માણસો સાથે આવ્યો છું. ડાક્તર તારી સારવાર કરશેઃ હું તને મરવા નહિ દઉં, શોભના!"

"મહારાજ! હું હવે મહેલમાં આવવા માંગતી નથી—આવી શઇાશ પણ નહિ. ગમે તેવું ગરીબ પણ આ મારૂં ઘર છે. મારા ઘરમાં હું મરીશ તો મને સ્વર્ગપ્રાપ્તિ થશે." શોભના બોલી.

સૂર્યસિંહનું હૃદય અશ્રાવ્ય સ્વરે બોલ્યુંઃ "ધન્ય છે, બાળા! તારી શ્રદ્ધાને, તારા મનઃસંયમને હજારો ધન્ય છે!" તે ખુલ્લી રીતે બોલ્યોઃ "તારી તબીયત સુધર્યા પછી ભલે તું તારા ઘરમાં પાછી આવજે, પણ તબીયત સુધરતાં સુધી તો હું તને મારી દૃષ્ટિ સમીપે જ રાખીશ. અહીં તારી માવજત કોણ કરશે?"

"મારી માવજત કરવાની હવે રહી નથી. મારા પ્રત્યેક અંગમાંથી ચૈતન્ય હરાઇ જતું હોય એવો મને અનુભવ થાય છે."

"ત્યારે તું શામાટે મારા દર્શનની માંગણી કરતી હતી?"

"મારા પર ઉપકાર કરનાર પાલક પિતાનાં છેલ્લી વારનાં

દર્શન કરી મારાં નેત્રોને કૃતાર્થ કરવા અને આપની પુત્રી તરીકે છેલ્લી વારનું કાંઇક માંગવા."

"માંગ, શોભના! તને જે કાંઈ જોઇએ તે માંગ; તેં મારા જીવન ઉપર એટલો પ્રકાશ પાડ્યો છે કે મારૂં અર્ધું રાજ્ય તને તેના બદલામાં આપું તોપણ તે ઓછું થઇ પડે!" સૂર્યસિંહ કૃતજ્ઞતા દર્શાવતો બોલ્યો.

"નહિ મહારાજ! હું એક નિરાધાર બાળકી એટલા મોટા માનને યોગ્ય નથી. પણ હું બે વસ્તુઓ માંગીશ તે આપ આપશો?"

"આપીશ, શોભના! તું નિશ્ચિંત થા; મારા ખરા જિગરથી હું તે આપીશ."

"ત્યારે મહારાજ! મારી એક માંગણી એ છે કે જગત્માં ગુણ–સ્વભાવનાં કજોડાં નહિ કરવાનો ઉપદેશ ફેલાવવાને યત્ન કરજો."

"કરીશ, શોભના! તારા દુઃખી જીવને મને એ જ શિક્ષણ આપ્યું છે અને એ શિક્ષણ આખા જગત્‌ને આપવાને યત્ન કરી એ રીતે મારા હૃદયમાં અને આ આખા જગત્માં તારા નામનો સ્મરણ-સ્થંભ રોપીશ; અને કહે તારી બીજી શી માંગણી છે?" સૂર્ય-સિંહે પૂછ્યું.

"મારા સ્વામીએ મારા–તમારા કે અન્ય કોઇના જે કાંઈ અપરાધો કર્યા હોય તે માટે તેમને ક્ષમા આપજો!"

એ માંગણી સાંભળીને સૂર્યસિંહ કિંચિત્ ઉશ્કેરાયો. તે બોલ્યોઃ "શોભના! તારી એ માંગણી બહુ આકરી છે! તારા ગુણની અવગણના કરીને તારી આવી દુર્દશા કરનારને તો રાજ્યનો કાયદો પણ સખ્ત શિક્ષા કર્યા વિના રહે નહિ; અને આ રીતે તો વળી એણે મારા અંતરને તીવ્ર દંશ માર્યો છે, મારા જીવનના એક તેજસ્વી

કિરણનો ધ્વંસ કર્યો છે; એ વેદનાને મારાથી વિસરી શકાશે જ નહિ, તોપછી હું એ અપરાધ કરનારને કેમ ક્ષમા આપી શકું ?"

"પ્રભુ! પિતા! તે ગમે તેવા તોપણ મારા શિરના મણિ છે; મારે ખાતર તે દુઃખી થાય તો સ્વર્ગમાં પણ મને નરકની વેદનાનો અનુભવ થાય; માટે આ બાળા ઉપર ઉપકાર કરીને પણ એટલી માંગણી તો સ્વીકારો, મહારાજ!"

"એ તો હું તને અગાઉથી વચન આપી ચૂક્યો છું: હવે બીજું કશું તું માંગે છે ?"

"રમાકુંવરને મારો અપરાધ વિસરી જવાનું મારીવતી વિનવજો......અને મહા......રાજ! મારૂં માથું બહુ તપે છે, તો તેના પર થોડા અંગારા ભરો!"

શોભનાનું છેલ્લું વાક્ય સૂર્યસિંહને વિલક્ષણ લાગ્યું, પણ ડાકટરના ધ્યાનમાં ઉપચારવિધિ આવ્યા વિના રહ્યો નહિ. તેણે એક ટુવાલ પાણીમાં ભીંજાવીને તેના માથાપર મેલ્યો. શોભનાને તેથી સહજ શીતળતાનો અનુભવ થયો, પણ હવે તે ભાન વિસરતી જતી હતી. તે જેમ તેમ બોલવા લાગી: "મહારાજ! અને પેલી કવિતા........"

"કઈ કવિતા ?"

"મેં આપને આપી હતી તે. તેને મારી સાથે ચિતામાં બાળી દેજો."

"કેમ ? એ કવિતા તો બહુ સુંદર છે. ગરીબ સ્થિતિમાં સંતોષ માનવાનો બોધ પ્રત્યેક નવપરિણીત બાળાને આપવા માટે એ કવિતાનો આખી દુનિયામાં પ્રચાર કરવાનો મેં વિચાર કર્યો છે: અને તું તેને બાળી નાંખવાનું કહે છે."

" હા, મહારાજ ! તે જ કવિતાએ અમે। દંપતી વચ્ચે વિક્ષેપ પડાવવાનું બીજ રોપ્યું છે; તેનાથી કદાચ આખી દુનિયામાં દંપતીઓ વચ્ચે વિક્ષેપ પડશે. "

" નહિ વિક્ષેપ પડે. તે કવિતાનું મૂલ્ય હું સમજું છું. "

" અહા ! અહા ! મહારાજ ! " શોભનાએ સસ્મિત વદને ગાવા માંડયું :

" પેલી આંબલી મારા બગીચા......
" હવે મનજી ! સંતોષમાં હીંચો ! "

સૂર્યસિંહ બોલ્યો: " શોભના ! હવે તું શાંત રહે, અને ડાક્તર દવા આપે છે તે પી જા."

" ના, મહારાજ ! હું એ ઝેર નહિ પીઉં; જુઓ, સાક્ષાત્ પરમેશ્વર મારે માટે અમૃતનો સુવર્ણ કટોરો લઇને ઊભા છે, તે જ હું પીશ ! "

" ક્યાં છે પ્રભુ ? "

" આ રહ્યા ! " શોભનાએ જરા દૂર ઊભેલા સામંતની સામે આંગળી કરી. ગભરાટથી નીચે બેસી ગયા પછી થોડી વારે ઊભો થઇ સામંત કેટલેક દૂર ઊભો હતો.

સૂર્યસિંહ સમજ્યો કે શોભના ભાન ભૂલી છે. તેની સાથે વધારે વાતચીત કરવાનું તેણે બંધ કર્યું અને હવે તેને મહેલમાં લઇ જવાની તૈયારી કરવા માંડી. સૂર્યસિંહ પોતાની સાથે ગાડી લાવ્યો હતો, પણ ગાડીમાં બેસી શકે તેવી સ્થિતિમાં શોભના નહોતી; તેથી તેણે માણસો મોકલીને પાલખી મંગાવી. દર્મિયાનમાં ડાક્તરે દવા પાઇ, પરન્તુ પા કલાકમાં જ તેનો એકદમ ચડતો જતો શ્વાસ હવે વિરામ પામતો જતો દેખાયો એટલે બીજી દવા આપવાનું બંધ કર-

વામાં આવ્યું. થોડી વાર પહેલાં શોભના અસ્પષ્ટ લવરી કરતી હતી, તે પણ હવે બંધ થઈ હતી.

અર્ધા કલાકમાં પાલખી આવીને હાજર થઇ. રાજાને આવેલા સાંભળીને પડોશમાંથી માણસો પણ એકઠાં થઇ ગયાં. સામંત એક ખૂણામાં ઓશિયાળું મ્હોં કરીને ઊભો હતો અને તેની માતા અશ્રુપાત કરતી બેઠી હતી. શોભનાના થોડા જ શ્વાસોચ્છ્વાસ હવે બાકી રહ્યા હતા. દબાઇ ગએલે હૈયે, નિસ્તેજ વદને, શોભનાના પ્રત્યેક શ્વાસોચ્છ્વાસે પોતાના જીવનનું એકએક વર્ષ ઓછું થતું જતું હોય એવી રીતે સૂર્યસિંહ શોભનાના બિછાનાના એક ખૂણાપર બેઠો હતો. સૌની આંખો મરણ પામતી શોભના અને તેને નિહાળી રહેલા સૂર્યસિંહના વદનપર સ્થંભી રહી હતી.

અરૂણોદય થયો. નિકટના દેવમંદિરમાંથી ઘંટાનાદ સંભળાયો. જૂદી જૂદી દિશાએથી કુકડાઓના દીર્ઘ શોર સંભળાયા. રાજમહેલમાં પ્રભાતનાં ચોઘડીયાં વાગવા લાગ્યાં. પક્ષીઓનો સ્વર કર્ણગોચર થવા લાગ્યો. સામેની આંબલીમાંથી વાયુની લહરિઓ આવીને સૂર્યસિંહના શરીરને અને શોભનાના વિખરાઇ ગએલા કેશગુચ્છની લટોને કંપાયમાન કરવા લાગી. તે જ વખતે શોભનાએ પોતાનો છેલ્લો શ્વાસ લીધો!

રજની ગઈ એ, વાયુ ફૂંક્યા, તુફાન પુરાં થયાં!
ઝળહળ થતો ઉગ્યો ભાનુ! તુષાર ઉડી ગયા!
દીપક મૂજતા તે બૂઝાઇ ગયા રવિમાં ભળી!
ધપતી ધપતી વ્હેતી વ્હેતી નદી દરિયે મળી!*



* કલાપી–હૃદય ત્રિપુટી.

# પ્રકરણ ૭ મું.

## ભઠ્ઠીમાં હોમાતી બીજી બાળાને બચાવી.

શોભના આ સંસારમાંથી ચાલી ગઇ! વેરાનમાં ઉગી નીકળેલી વલ્લી તેના સુભાગ્યયોગે બગીચામાં આવી, જળસિંચનથી ઉછરી, ફેલાઇ, પરન્તુ સુપુષ્પોથી સુંદર બને તે પહેલાં તો—અકાળે કરમાઇ ગઇ! તેનો સુવાસ આ જગત્માં પ્રસર્યો નહિ! તે સુવાસનો ઉપભોગ કોઇએ લીધો નહિ! દુર્ભાગ્યે એની સુવાસના ઉપભોગનો અધિકારી ભ્રમર તેને એવો મળ્યો કે જે સુ-વાસને પિછાણી શક્યો જ નહિ! તેના સુવાસનો વારસો પણ કોઇને મળ્યો નહિ! તે તો તેના દેહની સાથે ભદ્રપુરના સ્મશાનમાં જ બળીને ભસ્મીભૂત થઇ ગયો. તેના મરણને માટે રડનારૂં, તેના સુવાસનો નાશ થવાથી ખિન્ન થનારૂં, તેના સ્મરણને સ્વચિત્તમાં ધરી રહેનારૂં આ સંસારમાં જો કોઈ પણ હોય તો તે એક માત્ર સૂર્યસિંહ હતોઃ અન્ય કોઇ પણ નહોતું! તેને શોભનાના કાવ્યવિલાસની પ્રથમ લહરિરૂપ કવિતાના અક્ષરો જોઇને અત્યંત દુઃખ ઉત્પન્ન થતું હતું અને તેનું અંતર્ પોકાર કરતું હતું કે "ઓ શોભના! આ તારા કાવ્યવિલાસની પ્રથમ લહરિની સાથે જ તારો નાશ થઇ ગયો અને તે સાથે કવિતાની જન્મભૂમિરૂપ તારૂં હૃદય પણ નાશ પામ્યું! અહો, તે અસ્તિત્વમાં રહ્યું હોત તો તે ભૂમિમાંથી કેવી અને કેટલી અનુપમ લહરિઓથી આ જગત્ આંદોલયમાન થઇ રહેત! પરન્તુ તારા હૃદયરસનો માત્ર છંટકાવ જ નાંખીને—તું ગઈ, નહિ તેથી જગત્ નાહ્યું, પલળ્યું કે જરા ભીનું પણ થયું! અરેરે! જગત્ તો એ આછા

છાંટા સૂકાઇ જતાં ભૂલી જશે, પરન્તુ મારા હૃદયમાં તારા હૃદય-રસની સરિતા ધોધબંધ વહી રહી છે તે કેમ સુકાશે? તું મારા હૃદયમાંથી કેમ ભુલાઇશ? શોભના! પ્રિય શોભના! તું ગઈ નથી, પણ મેં જ તારો ઘાત કર્યો છે! લોકાપવાદની બ્હીકથી, માતાની આજ્ઞાના પરિપાલનની ટેકથી, ગૃહકલહને શમાવી દેવાના સંકલ્પથી: વસ્તુતઃ માત્ર મારા અસંસ્કારી હૃદયની નિર્બળતાથી મેં તને સળગતી ભઠ્ઠીમાં હોમી દીધી હતી અને તે જ ભઠ્ઠીની જ્વાળાથી તું ભડભડ બળીને ખાખ થઇ ગઇ છે! એ આઘાત શું મારા હૃદયમાંથી કદાપિ ભુંસાઈ શકશે? સામંત! કુટીલ સામંત? તારી કુટીલતાને લીધે તેં સર્વ કોઇને કુટીલ માન્યા, અને એ બિચારી બાળાને રીબાવી રીબાવીને મારી નાંખી! પણ ના, તેમાં પણ મારો જ દોષ છે: લોકાપવાદથી હું બ્હીતો હતો અને તેથી એ બાળાને ભૂલી જવાનો યત્ન કરતાં મેં કદાપિ તેની ખબર જ લીધી નહિ; નહિતો તે મરણના કાંઠાપર આવી પહોંચી ત્યાંસુધી હું અજ્ઞાત રહ્યો ન હોત! સ્વર્ગસ્થ માતા! શોભનાને પરણાવી દેવાનો આગ્રહ તેં મને શામાટે કર્યો? જો તેં મારી પાસેથી તેવું વચન ન લીધું હોત તો મારા મનની વિરૂદ્ધ મેં શોભનાને પરણાવી દીધી ન હોત! તેને એક કુમારિકા બાળા જ રાખીને મારી પાસે રાખત; અને તેના સુવાસથી કોઇ એક જ વ્યક્તિને તુષ્ટ કરવાને બદલે આખા જગતમાં એ સુવાસને વિસ્તારીને હું આહ્લાદ પામત! પણ એમાં માતાને જ શામાટે દોષ દેવો? હું એ પાપનો ભાગીદાર થવાને સરજાયો હોઈશ, અને તેથી જ મેં માતાની આજ્ઞાને આધારે એ વાંક કર્યો! **आज्ञा गुरूणामविचारणीया** એ સૂત્ર પ્રમાણે વર્તવાના મારા લોભથી જ મેં એ બાળાને દુઃખી કરી. માતાની આજ્ઞા પાળવાથી

થવાના અનર્થની કલ્પના જો મને આવી હોત તો મેં માતાની આજ્ઞાનો ભોગ આપવાનું વધારે પસંદ કર્યું હોત, પણ એ સુવાસિની વેલીનો તો ભોગ ન જ આપ્યો હોત ! રમા ! રમા ! માત્ર તારા શંકાશીલ સ્વભાવથી ઉત્પન્ન થએલા ગૃહકલહને શમાવી દેવાના સંકલ્પથી જ આ ભૂલ મેં ન્હોતી કરી ? જો તું સમજી હોત તો હું એ બાળાને તેની મરજીની વિરૂદ્ધ આ રાજમહેલમાંથી હાંકી કાઢત નહિ, પણ તેં ન જ માન્યું અને મારે નમી જવું પડ્યું ! પણ નહિ; એ મારા મનની નિર્બળતા હતી અને તેણે જ મને કુમાર્ગે દોર્યો હતો: એ સઘળા મારા અપરાધો હતા, તેથી જ એ બાળા અકાળે મરણશરણ થવા પામી હતી અને મારે જ એ અપરાધોનું પ્રાયશ્ચિત્ત ન કરવું જોઇએ શું ? શોભના ! સ્વર્ગમાં રહી–રહી મારી મૂર્ખતા–મનોનિર્બળતા ઉપર હસી રહેલી શોભના ! મને કહે, મારા પાપનું પ્રાયશ્ચિત્ત હું કેવી રીતે કરૂં ?"

શોભનાની એક છબી તરફ જોઈ રહીને સૂર્યસિંહે કિંચિત્ ઉન્માદમય અવસ્થામાં એ પ્રશ્ન કર્યો. નિર્જીવ છબી તે પ્રશ્નનો ઉત્તર કેવી રીતે આપે ? પોતાના કોઇ પણ પ્રશ્નનો ગમે તેવો ઘેલો–કાલો ઉત્તર પણ આપવા માટે હંમેશાં પોતાની નિકટમાં રહેનારી શોભના આજે નહોતી. થોડા વખતથી તે કાંઇક દૂર જઇને રહી હતી, પરન્તુ હવે તો તે દૂર પણ નહોતી–આખા જગત્માં તેનું અસ્તિત્વ નહોતું ! તેના જડ દેહના સ્મરણ રૂપે માત્ર એક છબી સૂર્યસિંહની દૃષ્ટિ સમીપે આવી રહેલી હતી અને તે તો કાંઇ બોલતી નહોતી ! શોભનાના સુમધુર શબ્દો હવે કાયમને માટે સંભળાશે નહિ, એવું ભાન થતાં–જાગૃત ચિત્તને એ અવસ્થાનો સાક્ષાત્કાર થતાં સૂર્યસિંહનાં નેત્રોમાંથી ખળખળ અશ્રુધારા વહી નીકળી !! તેના ચિત્તમાં,

પછી કંઠમાં અને છેલ્લે મુખમાં—રોદનમય ધીમા—ખોખરા સ્વરમાં એક નાની કવિતા જ રમતી રમતી તેની એ અશ્રુધારાપર પંખો નાંખી તેનું શોષણ કરવા લાગી !

" જે આંખોમાં અમીરસ મૃદુ નિત્ય શાન્તિથી વ્હેતો,
" જે ઓષ્ઠોથી કદિ ન સ્મિતનો સ્વલ્પ વિયોગ થાતો,
" જે કંઠેથી મરણઘટિકા સુધી માધુર્ય વ્હેતું,
" જે છાતીમાં, સુખદુ:ખતણું ગુંચળું ગોઠવાતું !
" જે હસ્તોમાં પ્રતિપળ વિષે શોભતો કોઈ ગ્રંથ,
" જે ચર્ણો બે ગમન કરતા નિત્ય નીતિસુપંથ,
" જે બાળાએ મનથી પણ ના કોઇનું દુષ્ટ ચિંત્યું,
" તે સર્વેની ઉડતી જ હશે ખાક આજે સ્મશાને ! "*

શોભના ગઈ તેની અસર જૂદાં જૂદાં હૃદયો ઉપર જૂદી જૂદી થઇ. સૂર્યસિંહને મન તેની સજીવન કાવ્યપ્રતિમાનો વિલય થઇ ગયો હતો અને તેથી તે ચિત્તની શાંતિ અને આનંદને ગુમાવી બેઠો હતો. રમાકુંવરને ક્ષણભર દુ:ખ થયું પણ તે કાંઇ સાલ્યું નહિ, કારણકે તે માનતી હતી કે સ્વામીના પ્રેમની એક પ્રબળ વિભાગિની દૂર થવાથી એ પ્રેમપ્રવાહમાં હવે પોતે એકલી જ સ્નાન કરશે. પરન્તુ બિચારી ભોળી રમા ! તે જાણતી નહોતી કે શોભનાના મરણની સાથે સૂર્યસિંહના હૃદયમાંનું પ્રેમનિર્ઝર કેવળ સુકાઇ ગયું હતું, તે અન્ય કોઈ રીતે પુનઃ વહન કરી શકે તેમ નહોતું ! શોભના દૃષ્ટિ સમીપેથી દૂર થવાથી એ પ્રેમનિર્ઝરનો પ્રવાહ ધીમો બન્યો હતો પરન્તુ તેના મરણ સાથે તે કેવળ સુકાઈ જ ગયો ! સામંતને મન પોતાને અણગમતી થઇ પડેલી વૈરી મરી ગઇ—તેના સ્વચ્છં-

* મંદાક્રાન્તા.

દાચાર ઉપરનો એક અંકુશ જતો રહ્યો! પરન્તુ સામંતની માતાને શોભનાનું મરણ બહુ સાલતું હતું કારણકે શોભનાને એક કુલદીપક પુત્રવધૂ તરીકે તે પિછાણતી હતી. શોભનાની જે દુર્દશા સામંતે કરી હતી તે ઉપરથી તેની માતાએ અનુમાન કર્યું હતું કે હવે ન્યાતમાં સામંતને બીજી બૈરી મળશે નહિ, અને જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ એ અનુમાન ખરૂં પડવા લાગ્યું. બીજી બાજુએ સામંતનાં આચરણો વધારે બગડવા લાગ્યાં. તેના પર કોઇનો અંકુશ રહ્યો નહિ. શોભનાની વિનતિપરથી સૂર્યસિંહે સામંતના અપરાધોની ક્ષમા આપી હતી, તેથી તે રાજ્યની નોકરીમાં ચાલુ રહ્યો હતો, પરન્તુ તેનાં આચરણો બગડતાં જતાં હોવાથી તે નોકરી પણ પૂરી—પાધરી રીતે કરતો નહિ.

શોભનાનું સ્મરણ પોતે જીવતો હોય ત્યાંસુધી જ પોતાના ચિત્તમાં રહે, અને પોતાના મરણ પછી તે ધસાઈ ભુંસાઈ જાય એ સૂર્યસિંહને ગમ્યું નહિ. તેનો અભિલાષ તો એવો હતો કે જ્યાંસુધી જગતનું અસ્તિત્વ રહે, ત્યાંસુધી એ મનોહર સુંદરીનું સ્મરણ રહેવું જોઇએ. ખરેખર, સૂર્યસિંહે શોભનાના મરણથી શોભનાના નામનો માનસિક ભેખ જ ધારણ કરવા માંડ્યો હતો અને શોભનાને જ પોતાની ઇષ્ટ પ્રતિમા માની તેની પાછળ જોગી બનવાનાં સ્વપ્નો અનુભવવા માંડ્યાં હતાં. શોભનાને માટે શું કરવું, પાપોનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે કરવું, જગત્માં તેના સ્મરણને કેવી રીતે ચિરંજીવી બનાવવું, એ જ વિચારમાં તે રાત ને દહાડો લીન રહેવા લાગ્યો. રાજ્યકાર્ય તેને સાંભરતું નહોતું. રમા તો કેવળ વિસારે પડી ગઈ હતી. કવિતા જાણે શોભનાના ચિતામાં જ બળીને ખાખ થઈ ગઇ હોય તેમ બિલકુલ દર્શન પણ આપતી નહોતી. એવી સ્થિતિમાં

કાંઈ કાંઇ કલ્પનાઓમાં ઉડતો ચિત્રવિચિત્ર અભિલાષાઓના પ્રવાહમાં ખેંચાતો પરંપરાગત તરંગમાળાઓમાં ગુંચવાતો અને પોતાના જ તાનમાં ઘૂમતો સૂર્યસિંહ દિવસો નિર્ગમન કરી રહ્યો હતો. જેમ જેમ દિવસો જતા હતા, તેમ તેમ સૌને શોભના વિસારે પડતી જતી હતી, પરન્તુ સૂર્યસિંહના હૃદયપાત્રમાં તો તે જાગતી જ્યોતના જેવી જ ઝળહળતી હતી !

શોભનાનું લગ્ન થઇ ગયા પછી ત્રણ–ચાર માસમાં જ તેનું મરણ નીપજ્યું હતું. એ બધો વખત સૂર્યસિંહે બેચેનીમાં પસાર કર્યો હતો. વખત જતાં શોભનાનું સ્મરણ આછું–ઝાંખું થાત અને સૂર્યસિંહના ચિત્તને શાન્તિ મળત, પરન્તુ એ તાજા ઘા ઉપર કાયમનો કારી ઘા થયો. શોભના મરણ પામી ! હવે સૂર્યસિંહનું ચિત્ત વિશેષ વિકળ બન્યું. તેના ચિત્તની આ વિકળતાની અંદર એક મહત્ત્વનો બનાવ બન્યો હતો અને તે સ્વામી રમણાનંદજી તથા મોહનાદેવી ઉપરના આરોપની તપાસને લગતો હતો. સૂર્યસિંહની પોતાની જ ફરિયાદ ઉપરથી પોલીસે સ્વામીજી ઉપર ફરિયાદ માંડી હતી. શારદાગૌરીની જબાની તેમાં લેવામાં આવી હતી અને સામંતની તેમ જ ખુદ રાજાજીની સાક્ષીઓ લેવામાં આવી હતી. આરોપની તપાસ દિવાન શાંતિપ્રસાદની સમક્ષ ચાલી હતી અને તે તો સ્વામીજીનો પ્રશંસક હોવાથી તેમના ઉપરના આવા ગંભીર આરોપથી આભો બની ગયો હતો. તપાસ દર્મિયાન સ્વામીજીનું દુષ્ટ ચરિત્ર બહુ જાહેરમાં આવે તેમ હતું, પરન્તુ ખાનગી રીતે સ્વામીજી દિવાનની પાસે રડી પડ્યા હતા, તેથી દિવાને દયા ખાઇને એવી રીતે કામ લીધું હતું કે જેથી સ્વામીજીની દુષ્ટતા જાહેરમાં આવે નહિ અને તેમના ઉપરનો આરોપ ઉડી જવા પામે ! છેવટે તપાસ પૂરી થઈ

અને તેમાં એવો ચુકાદો આપવામાં આવ્યો કે શારદાગૌરીનું મગજ બરાબર ઠેકાણે નથી, તે કાંઇક દિવાની બની ગઈ છે અને તેથી તેના ઉપર સખ્ત દાબ રાખવામાં મોહનાદેવી તેમ જ તે કામમાં મદદ આપવામાં સ્વામી રમણાનંદજી વાજબી હતા. શારદાને દરિયામાં ફેંકી દેવાનું તેમને કશું કારણ નહોતું; માત્ર દરિયાકિનારાની હવાથી શારદાનું મગજ સુધરી શકશે એવી વૈદ્યની સલાહ પડવાથી રોજ પરોઢમાં શારદાને દરિયાની હવા ખાવા માટે લઈ જવાનો તેમનો ઇરાદો હતો; અને ખાસ તે દિવસે પરોઢને બદલે વખતની ખબર નહિ રહેવાથી તથા ગાડી ધાર્યા કરતાં વહેલી આવી પહોંચવાથી તેઓ મધરાતે ચાલી નીકળ્યાં હતા. દરિયાની હવા ખાતાં એકાએક ઉન્માદ થઈ આવવાથી શારદા દરિયામાં પડી ગઈ હતી અને સ્વામીજી તથા મોહનાદેવીને તરતાં આવડતું નહિ હોવાથી તેઓ માણસોની મદદ લેવાને શહેર તરફ ગાડીમાં દોડી આવ્યાં હતાં. એ પ્રમાણે અવનવા મુદ્દાઓ ઉપસ્થિત કરીને સ્વામીજીને નિર્દોષ ઠરાવવાનો યત્ન કરવામાં આવ્યો હતો અને એ યત્નને શાંતિપ્રસાદે ઇચ્છાપૂર્વક સફળ થવા દીધો હતો. શાંતિપ્રસાદને સ્વામીજી ઉપર કાંઈક દયા આવી હતી, કાંઇક તે સ્વામીજીનો અનુયાયી હતો અને પોતાના ગુરુનું આવું પોકળ બહાર આવે એ વાત તેને ગમતી નહોતી, અને સત્તાના અભિમાનથી તેણે સાચાનું જૂઠું કરી બતાવી રાજા તથા પ્રજાની આંખમાં ધૂળ નાંખવાનો અખ્તરો કરવા ધાર્યો હતો. શાંતિપ્રસાદ કુટીલ વૃત્તિનો નહોતો. અન્યાયી બનવાની ઇચ્છાવાળો પણ તે નહોતો. વિવેકબુદ્ધિ વિનાનો પણ નહોતો. પરન્તુ સૂર્યસિંહનું ધ્યાન રાજ્યકાર્યો તરફ ઓછું રહેવાને લીધે મનધાર્યો ન્યાય કે અન્યાય કરી પોતાનું ધાર્યું કરવાની તેને ટેવ

પડી હતી. એ ટેવને લીધે અનિચ્છાએ પણ તેને હાથે અન્યાયના અપરાધો થઈ જતા હતા. સ્વામીજીની બાબતમાં પણ તેણે જરાએ અંદેશા વિના સ્વામીજીને તથા મોહનાદેવીને છોડી મેલ્યા હતા. તેને રાજાનો ભય નહોતો, રાજાજી પૂછશે તો ગમે તેવા ઉત્તરથી તેમને સમજાવી લેવાશે, એવા તેને પોતાની ચાણાક્ષતા ઉપર વિશ્વાસ હતો. એવા સઘળા સંયોગોમાં તેણે એ મુકર્દમાનો ચુકાદો આપ્યો અને શારદાગૌરીને મોહનાદેવીના કબજામાં સોંપી. સ્વામીજી ઝટપટ ભદ્રપુર છોડી જવાની ખટપટમાં પડ્યા.

જે વખતે સૂર્યસિંહ પોતાના વાંચવાના ઓરડામાં શોભનાની છબીની સામે જોઇ રહીને શોભનાના ધ્યાનમાં પડ્યો હતો, અને મુખમાં આવે તેવા ઉદ્દગારો—ગદ્યમાં કે પદ્યમાં—ગણગણતો હતો, તે જ વખતે કચેરીમાંથી નાસેલી શારદાગૌરી એકાએક આવીને સૂર્યસિંહના પગ આગળ ફસડાઇ પડી! સૂર્યસિંહ એકાએક ચમકી ગયો—વિરામાસનમાંથી આશ્ચર્યચકિત થતો ઊભો થઇ ગયો. તત્ક્ષણ તેણે શારદાને ઓળખી. શોભના ઉપર લાગી રહેલું તેનું ધ્યાન ભગ્ન થયું. તે એક બેભાન મનુષ્યની પેઠે શારદાને પોતાના પગ આગળ દંડવત્ પડેલી જોઇને તે બોલી ઉઠ્યોઃ "શારદા! શારદા! શું છે? તને કોનો ભય છે? અહીં શામાટે આવી છે?"

"મહારાજ! ઓ મહારાજ! આપે મને દરિયામાંથી શામાટે બચાવી? માતાના હાથમાં પુનઃ જઇને રિબાઇને મરવા કરતાં એ મોત મને વધારે સુખ આપનારૂં લાગત!" શારદા બોલી.

"તું બેઠી થા. સ્વસ્થ થઇને તારી વાત કહે. માતાના હાથમાં હવે તને કોણ સોંપે છે?"

"આપના રાજ્યનો ન્યાય!"

"એટલે ? સ્વામીજીવાળો મુકર્દમો પૂરો થયો ? તેનો ન્યાય શાંતિપ્રસાદે કેવો આપ્યો ? આરોપીઓને શી સજા થઇ ?" સૂર્યસિંહે આતુરતાથી પૂછ્યું.

"આરોપીઓને નહિ, પણ મને સજા થઇ છે, મહારાજ ! મને જ પુનઃ ભઠ્ઠીમાં હોમવાનો ન્યાય આપવામાં આવ્યો છે."

'ભઠ્ઠી' શબ્દ શારદાને મુખેથી સાંભળતાં સૂર્યસિંહનાં રોમ કંપ્યાં. તે શારદાના શબ્દો સાંભળીને ચમકી ઉઠ્યો અને બોલ્યોઃ "શું આરોપીઓને છોડી મેલ્યા ? કયા મુદ્દાપર તેઓ છૂટી ગયા ? મેં મારી નજરે જોએલું તે પણ ન્યાયની તપાસમાં ઉડી ગયું ?"

સૂર્યસિંહ એ ચુકાદા ઉપર ક્રોધાન્વિત બની ગયો. પોતાને હાથે થએલા એક અન્યાયથી શોભના ભઠ્ઠીમાં હોમાઈ હતી; અને આ બીજા અન્યાયથી શું એક બીજી બાળા પણ ભઠ્ઠીમાં હોમાશે ? એ કલ્પનાથી તેને પોતાના રાજ્યમાં અને પોતાના હાથે થતા અન્યાયો ઉપર બહુ ગુસ્સો આવ્યો. અર્ધવસ્ત્રાચ્છાદિત શરીરે જ તે કચેરીમાં આવી પહોંચ્યો. દિવાન તે વખતે સ્વામીજીના મુકર્દમાનો ચુકાદો આપીને બીજા કોઇ મુકર્દમાની તપાસ ચલાવી રહ્યો હતો. તે જ વખતે સૂર્યસિંહ ત્યાં જઈ પહોંચ્યો અને દિવાન પાસેથી સ્વામીજી ઉપરના મુકર્દમાનું 'જજમેંટ' માગ્યું. શાંતિપ્રસાદે કાગળો રાજાના હાથમાં આપ્યા અને રાજાએ તે વાંચ્યું. સૂર્યસિંહને તેમાં ખુલ્લો પક્ષપાત નજર આવ્યો અને તે એકદમ ગર્જી ઉઠ્યોઃ "દિવાનજી ! આ તમે શું કર્યું છે ? શારદાને પોતાને હાથે પકડીને દરિયામાં ફેંકી દેનાર સ્વામીજી શું નિર્દોષ ઠરે છે ?"

"નામદાર ! સાક્ષી–પુરાવા અને બીજા સંયોગો જોતાં કાયદાની નજરે સ્વામીજી નિર્દોષ ઠરે છે, એટલે બીજો કાંઈ ઉપાય નથી."

સૂર્યસિંહ ઉશ્કેરાઇને બોલ્યો: "તો એવા કાયદાને મારા રાજ્યમાંથી બાતલ કરો! મને તેવા કાયદા જોઇતા નથી અને નિર્દોષ બાળાઓનું ખૂન કરનારા જોગટાઓની પણ મારા રાજ્યમાં જરૂર નથી."

શાંતિપ્રસાદ મૌન રીતે એ સઘળું સાંભળી રહ્યો.

સૂર્યસિંહ આગળ બોલ્યો: "આ મુકર્દમાની પોલીસ તરફની અપીલ હું પોતે સાંભળીશ, અને ચુકાદો આપીશ. આરોપીઓને જામીન પર છોડ્યા હોય તો તેમને પુનઃ કાચી જેલમાં મોકલવા માટે પકડવાનાં વારંટ કાઢો!"

"મહારાજ! અપીલ ભલે આપ સાંભળજો, પરન્તુ આરોપીઓને જેલમાં મોકલવાની જરૂર નથી." દિવાને ભલામણ કરવા માંડી.

"એ કાંઇ નહિ બને. એવા અન્યાયો હું હવે ચાલવા દેનાર નથી. ગુન્હેગારને સજા થવી જ જોઇએ અને આ પ્રકારના ગુન્હેગારને કડક સજા કરવી જોઇએ." એમ કહી જજમેંટનાં કાગળીયાઓ ફેંકી દઈ સૂર્યસિંહ કચેરીમાંથી ચાલ્યો ગયો. સૌ કોઇ તેથી આશ્ચર્ય પામી ગયાં.

હજી ચુકાદો અપાયાને થોડી જ વાર થઈ હતી, એટલામાં તો સ્વામીજી પોતાનો મુકામ ભદ્રપુરમાંથી ઉપાડી જવાની તૈયારીઓ ઉતાવળે કરી ચૂકયા હતા અને પોતાને ઉતારેથી નીકળી જવાની તૈયારીમાં હતા એટલામાં પોલીસનાં માણસો ત્યાં જઇ પહોંચ્યાં અને તેમને ફરીથી પકડીને કેદમાં નાંખવામાં આવ્યા. મોહનાદેવીને પણ પુનઃ પકડવામાં આવી. રાજ્યના ગાડીવાન કાનજીને પણ જેલમાં નાંખ્યો. શારદાગૌરીને સૂર્યસિંહે પોતાના આશ્રય હેઠળ રાખી તેની સંભાળ લેવા

માંડી. બીજા જ દિવસથી અપીલ સાંભળવાનું કામ રાજાએ પોતાની જાતે શરૂ કર્યું. કેટલાક વધારાના સાક્ષીઓની જુબાની લેવાની પોલીસે અરજ કરી તે પણ સ્વીકારી અને જે સાક્ષીઓને દિવાનના વલણને લીધે પાછા ખેંચી લેવામાં આવ્યા હતા, તેમની જુબાની લેવામાં આવી. બ્રિટિશ કોર્ટોના કાનૂનોને લગાર બાજુએ મેલવા છતાં સૂર્યસિંહના મનમાં ન્યાય આપવાની જ ઇચ્છા હતી. સ્વામીજીનો ગુન્હો તેણે પોતાની નજરે જોયો હતો, છતાં તપાસ દર્મિયાન સ્વામીજી નિર્દોષ જણાય તો તેમને નિર્દોષ ઠરાવીને છોડી મેલવાને પણ સૂર્યસિંહ તૈયાર હતો. કોઇ પણ રીતે સ્વામીજીને સજા કરવી જ, એવો દ્વેષમૂલક ઠરાવ તેણે કર્યો નહોતો અને કરવાની જરૂર પણ નહોતી. છતાં શારદા ઉપર થએલા જુલ્મથી તેને ઘણું લાગી આવ્યું અને શોભના ઉપરના જુલ્મના પરિણામથી એવા જુલ્મો થતા અટકવા જોઇએ એવી તેની દૃઢ માન્યતા હતી; તેથી તેણે આ મુકર્દમામાં પોતાની જાતે પરિશ્રમ લેવા માંડયો હતો.

માત્ર ત્રણ દિવસની વિશેષ તપાસમાં આખો મુકર્દમો ઉઘાડો થઈ ગયો. સ્વામીજી ઉપરના પક્ષપાતથી શાન્તિપ્રસાદે જે વાતો ખુલ્લી થવા દીધી નહોતી, તે વાતો સૂર્યસિંહે ચલાવેલી તપાસમાં ખુલ્લી થઈ ગઇ! સ્વામીજીનું પૂર્વજીવન, તેમનો અને મોહનાદેવીનો સંબંધ, શારદાની ઉત્પત્તિ, તેનું કૃત્રિમ વૈધવ્ય—વાસ્તવિક કૌમાર્ય, તેને પરણાવવાની સ્વામીજી અને મોહનાદેવીની યુક્તિ અને છેવટના બનાવથી શારદાએ મચાવેલું બંડ એ સઘળી વાતો સૂર્યસિંહની સમીપે ખુલ્લી થઈ ગઇ! આખા ભદ્રપુરના લોકો સ્વામીજી અને મોહનાદેવીના ચરિત્રની વાર્તા સાંભળીને દાંતમાં આંગળી ઘાલી રહ્યા! સૂર્યસિંહે તેમની પાપપરંપરા સાંભળી અને તેમના ગુસ્સાનો પાર

રહ્યો નહિ. તે ગુસ્સાના આવેશમાં સૂર્યસિંહે તેમને સખ્ત સજા કરી નાંખી હોત, પાંચ–સાત વર્ષની સખ્ત કેદ ફરમાવી દીધી હોત, પરન્તુ એકદમ ઉશ્કેરાઈ જઈને ન્યાય આપવો એ અધર્મકર્મ હતું એવો વિચાર કરીને બે દિવસ પછી ચુકાદો આપવાનું તેણે જણાવ્યું.

પાપી મનુષ્યોનાં પાપની કથા સત્વશીલ પુરુષોના ક્રોધ કરતાં દયાની લાગણીને વધારે ઉશ્કેરે છે. દીર્ઘ વિચાર કરતાં સૂર્યસિંહને સ્વામીજી અને મોહનાદેવી આવી ઉપર દયા જ આવી. તેણે વિચાર્યું: “એ બિચારાં પાપીઓના મલિન આત્મા અત્યારે કેવળ નિર્બળ બની ગયા છે. તેમને હું સખ્ત સજા કરીશ, તો તેઓ સહન કરી લેશે, પરન્તુ તેથી તેમનો મલિન આત્મા કાંઇ નિર્મળ બનવાનો નથી. પરંતુ જો દયા લાવીને હું તેમને છોડી મેલું તો તેથી લોકો ઉપર કાંઇ અસર થાય નહિ. ગુન્હેગારોને સજા કરવાનો હેતુ તેવા ગુન્હાઓ થતા અટકાવવાનો અને તે ગુન્હેગારો પુનઃ એવી પ્રવૃત્તિ-માં પડે નહિ તે માટેનો છે; એ હેતુ આવી દયાથી નિષ્ફળ તો નહિ બને? ત્યારે હું શું કરૂં?”

આ વખતે સૂર્યસિંહને શોભના સાંભર્યા વિના રહી નહિ. તેને લાગ્યું કે અત્યારે જો શોભના પોતાની પાસે ઊભી હોય અને આ ગુંચવણનો પ્રશ્ન તેને પૂછ્યો હોય તો તે પોતાની ચમત્કારિક બુદ્ધિનો પરિચય કરાવ્યા વિના રહે નહિ. પરન્તુ શોભનાનો આત્મા તો સ્વર્ગની અખંડ શાન્તિમાં વિલસી રહ્યો હતો! સૂર્યસિંહે એક નિઃશ્વાસ નાંખ્યો. છેવટે શારદાને તેણે પોતાની પાસે બોલાવી અને તેને કહ્યું: “શારદા! તારાં માતાપિતાનું ચરિત્ર તો તારા જાણવામાં આવી ગયું છે. તેમનો ગુન્હો પણ તેં જાણ્યો છે. મારી દૃષ્ટિમાં

પણ તે ગુન્હેગાર જ માલૂમ પડ્યાં છે. હવે તેમને સજા કરવાના સંબંધમાં તારી શી ઇચ્છા છે? ”

શારદા હાથ જોડીને બોલી: “ મહારાજ! ગમે તેવાં પાપી તોપણ તે મારાં માતાપિતા છે. પોતાની આબરૂ જાળવવા માટે તે મને મારી નાંખવા માંગતાં હતાં, પરન્તુ હવે તેમની આબરૂ ખુલ્લી થઇ ગઇ છે, તે જ તેમને સખ્ત શિક્ષા થઈ ચૂકી છે. છતાં આપને જે કાંઇ સજા કરવાનું યોગ્ય લાગે તે ભલે કરો. હું માત્ર એટલું જ માંગું છું કે પુનઃ તેમની સાથે રહીને જીવન ગાળવાની મારી ઇચ્છા નથી. ”

શારદાનું આ કથન સૂર્યસિંહના મગજને રૂચ્યું. જે એક પાપ ઢાંકવાને મનુષ્ય પ્રયત્ન કરે છે, તે જ પાપ વધારે ખુલ્લું થવાથી જે સજા તે માણસને થાય છે તે સજા અન્ય શારીરિક સજા કરતાં વધારે ગંભીર થઈ પડે છે એ વાર્તામાં રહેલું સત્ય સૂર્યસિંહને સમજાયું. તે છતાં તેણે સ્વામીજી અને મોહનાદેવીને એક વાર પોતાની પાસે એકાંતમાં બોલાવ્યાં. સ્વામીજી નીચું નિહાળી રહીને અને મોહનાદેવી આંખમાંથી આંસુ વરસાવતી ઊભી. સૂર્યસિંહ બોલ્યો: “ તમે બન્નેએ કેવા ગુન્હાઓ કર્યા છે તે ખુલ્લું થઇ ચૂક્યું છે. કેવા પ્રકારની સજા વેઠવાની તમારી મરજી છે તે જાણવાને મેં તમને અત્યારે બોલાવ્યાં છે. બીજા ગુન્હેગારોને સજાના સંબંધમાં આવી રીતે પસંદગી પૂછવાનો મારો રિવાજ નથી, પરંતુ તમારા અત્યંત મલિન આત્માઓ ઉપર મને કાંઇક દયા આવી છે અને તેથી તેના સંબંધમાં હું તમારી પસંદગી પૂછું છું. ”

પહેલાં તો સ્વામીજી અને મોહનાદેવીના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. થોડી વાર રાહ જોઇને સૂર્યસિંહે પુનઃ તેમને તે જ

પ્રશ્ન કર્યો, એટલે મોહનાદેવી બોલી: "મહારાજ! આપ હવે સઘળું જાણી ચૂક્યા છો; અમે લોકોમાં મોટા ધર્માત્મા મનાતાં હતાં પરન્તુ અમે સૌથી ઉંચા પ્રતિના પાપાત્મા છીએ એ સૌ કોઇએ જાણ્યું છે. અમે પર્વતની ઉંચામાં ઉંચી ટેકરીપરથી તેની ખીણના ઉંડામાં ઉંડા ભાગમાં ગબડી પડ્યાં છીએ! અમારૂં આ પતન દુનિયાએ જોયું છે અને અમે સૌ કોઇના તિરસ્કારને પાત્ર બન્યાં છીએ. આટલી શિક્ષા અમને થઈ ચૂકી છે, અને હવે આપને એથી વિશેષ જે કાંઇ શિક્ષા કરવી હોય તે કરો."

સૂર્યસિંહે ક્ષણભર વિચાર કર્યો અને કહ્યું: "તમને એ શિક્ષા થઈ ચૂકી છે તે મારા ધ્યાનમાં છે. તમને થએલી એ શિક્ષા તરફ શારદાએ જ મારૂં લક્ષ દોર્યું છે; પરંતુ તમારી દુષ્ટતા મેં પ્રત્યક્ષ જોઈ હોવાથી તમને થએલી એ શિક્ષા મને સંતોષકારક લાગતી નથી. તમને તે કરતાં કાંઈક વધારે શિક્ષા થવી જોઇએ."

મોહનાદેવીની આંખોમાંથી ખળખળ આંસુ વહી નીકળ્યાં. તે આંસુએ સૂર્યસિંહના હૃદયમાં દયા ઉત્પન્ન કરી નહિ. શોભના જીવતી હતી ત્યારે જે અશ્રુબિંદુઓમાં સૂર્યસિંહને સાક્ષાત્ પ્રેમ—સૌંદર્યનો ભાસ થતો હતો, તે જ અશ્રુબિંદુમાં હવે શોભનાના મરણ પછી તે કાપટ્ય અને દુષ્ટતા જોતો હતો! વળી શારદા જેવી સુકુમાર બાળાને પીડનારી દુષ્ટ માતાના અશ્રુ ઉપર તો તેને વિશ્વાસ ક્યાંથી ઉત્પન્ન થાય? તે બોલ્યો: "મોહનાદેવી! મારા મનમાં તો એમ થાય છે કે સ્વામીજીને હું ત્રણ વર્ષ સુધી સખ્ત મજુરીની કેદમાં મોકલી આપું, અને તને તારૂં ધન લૂંટી લઇને મારી હદમાંથી બહાર કાઢી મેલું. એટલું કર્યા વિના તમને શિક્ષા કરવાનો હેતુ સરી શકે તેમ નથી. કહો સ્વામીજી! હવે તમારી શી ઇચ્છા છે?"

" ગુન્હેગારની ઇચ્છા તેને શિક્ષા કરવાને માટે પૂછવી એ નકામું છે. આપ આપની મરજીમાં આવે તે શિક્ષા કરો; અમે એ સર્વ શિક્ષાને પાત્ર છીએ. "

" ત્યારે તો હું મારી મરજીમાં આવશે તે શિક્ષા કરીશ; પરન્તુ મોહનાદેવી ! શારદાની શી વ્યવસ્થા કરવાની તારી ઇચ્છા છે? તે કોઈ પણ રીતે તમારી સાથે રહેવા ઇચ્છતી નથી. "

" મહારાજ ! એટલું ખરૂં છે કે કુટિલ માતાપિતાની સાથે એ વિશુદ્ધ સ્વભાવની બાળા રહેવાનું પસંદ કરશે નહિ. તેના સંબંધમાં પણ આપ જે સૂચના કરશો તે હું અંગીકારીશ; પરન્તુ મહારાજ ! એ પુત્રી પણ મારા મનનું વિરામસ્થાન છે. "

" એ જો તારા મનનું વિરામસ્થાન હોય તો તેને દૂર રહ્યા છતાં સુખી જોઇને મનથી સુખી થજે; પરન્તુ તારી સાથે તો તે નહિ જ રહે; અને તેને સુખી જોવાની તારી ઇચ્છા હોય તો તારા ધનનો ભાગ તેને આપ. "

" આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે: આપની મરજી પ્રમાણે ફરમાવો. "

" ત્યારે સાંભળો; પહેલાં હું તમને મારી હદમાંથી ચાલ્યા જવાનો હુકમ ફરમાવું છું; પરન્તુ તે આવી રીતે નહિ. સ્વામીજીનાં ભગવાં ઉતરાવીને એક સંસારીના વેશમાં હું તેમને મારા નગરમાંથી બહાર મોકલી દઇશ અને તેમની સાથે એવી શરત કરીશ કે પુનઃ તેમણે ભગવાં પહેરવાં નહિ, પરન્તુ તારી સાથે એક સંસારી તરીકે જ રહેવું કે જેથી લોકો આ ભગવામાં ભરમાય નહિ. બીજી શરત એ કે તારા ધનમાંથી અર્ધ ભાગ શારદાને આપવા અને શારદા

તેની ઇચ્છામાં આવે એવે સુરક્ષિત સ્થળે પણ તારાથી જૂદી રહે. આ ન્યાય કાયદાની કલમ પ્રમાણે નહિ પરન્તુ સમાજ અને નીતિ ઉપર દૃષ્ટિ રાખીને હું કરૂં છું, અને તે પ્રમાણે તમારે વર્તવું પડશે."

સ્વામીજીને આ ન્યાય ઘણો આકરો લાગ્યો. તેમને મન પોતાની સંપૂર્ણ અપકીર્તિ તેમાં સમાએલી હતી. મોહનાદેવીને અર્ધું ધન શારદાને આપી દેવાનું આકરૂં લાગ્યું, પરંતુ બન્નેને રાજાની આજ્ઞા પ્રમાણે વર્ત્યા વિના છૂટકો જ નહોતો, તેથી બન્નેએ એ શિક્ષા તરફ પસંદગી બતાવી. તુરત જ રાજાએ ત્યાં ને ત્યાં જ સ્વામીજીનાં ભગવાં ઉતરાવ્યાં અને એક સંસારીનાં કપડાં પહેરાવ્યાં. મોહનાદેવીને તેનું સઘળું ધન પોતાની સમક્ષ લાવવાની આજ્ઞા કરી અને તેમાંથી શારદાને માટે અર્ધ ભાગ રાખી બાકીનો અર્ધ ભાગ તેને સોંપ્યો. બીજે દિવસે સ્હવારમાં રીતસર ન્યાયની કચેરીમાં સૂર્યસિંહ ચુકાદો જાહેર કર્યો અને ત્યાંથી જ સ્વામીજી તથા મોહનાદેવી લોકોના ભારે તિરસ્કાર અને "હો હો"ની બૂમોની વચ્ચે ભદ્રપુરની બહાર નીકળ્યાં ! !



# પ્રકરણ ૮ મું.

## 'નન્દિની વટિકા'માં લલિતા.

Sweet are the uses of adversity,
Which, like the toad, ugly and venomous,
Wears yet a precious jewel in his head;
And this our life, exempt from public haunt,
Finds tongues in trees, books in the running brooks,
Sermons in stones, and good in everything.
*Shakespeare.*

જે વૃક્ષ તળે લલિતા બેભાન પડી હતી અને બાલકુમારી તેની શુશ્રૂષામાં બેઠી હતી, તે વૃક્ષની પાસે જોગીરાજ અને અતિથિ આવી પહોંચે તે પહેલાં તો લલિતા ભાનમાં આવી ગઇ હતી. વૃક્ષની છાયાથી અને બાલકુમારીએ ઢોળેલા વાયુની શીતળતાથી તેણે પોતાની આંખો ઉઘાડી હતી, પરન્તુ તે ચત્તીપાટ પડી પડી આમ–તેમ ભયથી આંખો ફેરવી રહી હતી અને બાલકુમારીના પ્રશ્નોના કશો ઉત્તર આપતી નહોતી, તે ઉપરથી તેનું મગજ બરાબર ઠેકાણે નહિ આવ્યું હોવાનું અનુમાન કરી શકાતું હતું. જોગીરાજની સાથે અતિથિ પાણીથી ભરેલો ઘડો ઉંચકી લાવ્યો હતો તેમાંથી થોડું પાણી પહેલાં લલિતાને પાયું અને પછી તેના મગજપર પાણીની ધીમી ધારા કરી, ત્યારે લલિતા સંપૂર્ણ રીતે સ્વસ્થ થએલી જણાઇ અને પોતે ભયમુક્ત થઈ છે તથા પોતાની આસપાસનાં મનુષ્યો કોઈ અપરિચિત પણ માયાળુ

મનુષ્યો છે એવું તેને જ્ઞાન થયું. પરન્તુ હજી તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકતો નહોતો. તેનું હૃદય કેવળ અચેતન બની ગયું હોય અને પરિણામે શરીર કેવળ શક્તિહીન થઈ ગયું હોય, તેવી રીતે તે પડી રહી હતી. જોગીરાજે તેને કહ્યું: "બ્હેન! તું ભયથી મુક્ત થઈ છે. તું કોણ છે, ક્યાંથી આવે છે અને તારી પાછળ કોણ પડ્યું હતું તે તું મને કહે."

લલિતાએ જોગીરાજના એ શબ્દો બરાબર સાંભળ્યા હોય તેવું જણાયું, પરન્તુ તે માત્ર જોગીરાજ સામે ટગર ટગર જોઈ રહી અને કશું બોલી નહિ. તેની આ ચેષ્ટા જોઇને સૌ નવાઈ પામ્યાં. બાલકુમારીએ તેને પૂછ્યું: "બ્હેન! તને ભૂખ લાગી છે?" પરન્તુ લલિતાએ માથું હલાવીને પણ 'હા' કે 'ના'નું સૂચન કર્યું નહિ. બાલકુમારીએ આગળ પૂછ્યું: "તું અમારી સાથે આવીશ?" પરન્તુ લલિતાએ તેનોએ કશો જવાબ આપ્યો નહિ. જોગીરાજ બોલ્યા: "પુત્રી! તું જો બેઠી થાય તો અમે તને અમારા આશ્રમમાં લઈ જઇએ." પરન્તુ લલિતાએ બેઠાં થવાની જરા પણ ચેષ્ટા કરી નહિ! આ ઉપરથી સૌએ અનુમાન કર્યું કે તે સંપૂર્ણ ભાનમાં નથી; અથવા તો તેનું ચિત્ત ભ્રમી ગયું છે. તેને કોઈ પણ રીતે આશ્રમમાં લઈ ગયા વિના તેની શુશ્રૂષા સારી રીતે થઇ શકશે નહિ એમ જોગીરાજને લાગ્યું. લલિતાને ડોળીમાં ઘાલીને લઈ ગયા વિના છૂટકો નહોતો, એટલે બાલકુમારી આશ્રમમાં ગઇ અને ડોળીને માટે કપડું લઇને તથા જેતાને પોતાની સાથે તેડીને આવી. એ પ્રમાણે ચાર જણાંએ મળીને લલિતાને ડોળીમાં સુવાડી અને તેને ઉંચકીને આશ્રમમાં પહોંચાડી.

એ અચેતન બાળાની માવજતમાં બાલકુમારી રહી. તેણે તેને

સાંજે થોડું દૂધ પાયું અને તેની પાસે જ પથારી કરીને તે સૂતી. લલિતાએ એ આખી રાત અને બીજા દિવસના મધ્યાહ્ન સુધી નિદ્રા લીધી અને ત્યારપછી જ્યારે તે જાગી ત્યારે પહેલાં કરતાં તે વધારે સ્વસ્થ જણાઈ. તેણે જે પહેલા જ શબ્દો ઉચ્ચાર્યા તે "હું ક્યાં છું ? તમે કોણ છો ?" એટલા માત્ર હતા. બાલકુમારીએ કહ્યું: "બ્હેન ! તમે સમુદ્ર કિનારે આવેલી નન્દિનીવાટિકા નામના સ્થળે છો, અને હું આ વાટિકાવાળા જોગીરાજનો પુત્ર બાલકુમાર છું."

પોતે આ અપરિચિત સ્થળે કેવી રીતે આવી પહોંચી તેનું સ્મરણ લલિતાને તુરત થયું નહિ. તે આશ્ચર્યથી ચકિત બની ગઇ હોય તેમ ચોતરફ જોવા લાગી. પોતાને એક નાની સ્વચ્છ કુટીમાં જોઇને ભૂતપૂર્વ પ્રસંગોનું સ્મરણ થવાને બદલે ઉલટું વિસ્મરણ થવા લાગ્યું. પોતે કોઇ પણ વાર આવું સ્થળ જોયું નહોતું, તો પછી નિવાસ તો ક્યાંથી જ કર્યો હોય ? કુટીના દ્વારમાંથી દૂર દૃષ્ટિ ફેંકતાં વૃક્ષો, વેલાઓ અને ફુલના રોપાઓથી સુશોભિત વાટિકા જોઈ પરન્તુ કોઈ વિસ્મૃત થઇ ગએલી ગમગીનીથી તેને કિંચિત્ પણ આનંદ થવા પામ્યો નહિ. તેનું મગજ એટલું નબળું બની ગયું હતું કે થોડીએક ક્ષણો પૂર્વે બાલકુમારે જણાવેલું પોતાનું નામ પણ તેને યાદ રહ્યું નહિ. લલિતાએ પૂછ્યું: "અને તમે કોણ છો ? તમારૂં નામ શું છે ?"

"મેં તમને કહ્યું કે મારૂં નામ બાલકુમાર છે અને હું જોગીરાજનો પુત્ર છું."

"જોગીરાજ કોણ છે ?"

"તે આ વાટિકાના નિવાસી છે, ધર્મધ્યાન અને નિત્યકર્મમાં સમય ગાળી આનંદમાં રહેવું ને તેમનો નિત્યનો વ્યવસાય છે." બાલકુમારે ઉત્તર આપ્યો.

"પણ હું અહીં ક્યાંથી આવી ?"

"તમે એકદમ દોડતાં દોડતાં આવ્યાં અને તમારી પાછળ કોઇ પુરૂષ દોડી આવતો હતો તેને મેં તીરથી ઘાયલ કરીને પાછો કાઢ્યો, એ વાત શું તમને સાંભરતી નથી ?"

"હું ! હું ! એ કુંદન–કુંદન–એ આવ્યો–મુઓ–" એમ બોલતી લલિતા ભય અને ગભરાટથી પુનઃ બેભાન બની ગઇ. બાલકુમારી એ શબ્દો સાંભળીને અને લલિતાને પુનઃ બેભાન બની ગએલી જોઇને ભય પામી અને અતિથિને ત્યાં બોલાવી લાવી. લલિતાએ પોતાની સાથે કરેલી વાતચીત તથા બેભાન થતાં તેણે ઉચ્ચારેલા શબ્દો એ સઘળું તેણે અતિથિને કહ્યું. અતિથિને એ દુઃખી–ભયચકિત બાળાની બહુ દયા આવી. તેની ખાત્રી થઈ કે તે કોઇ મોટા ભયમાંથી મુક્ત થઇને ત્યાં આવી પહોંચી હતી, પરન્તુ તે ભય કેવો હશે–કોના તરફનો હશે–તે વિષે કશું અનુમાન તે કરી શક્યો નહિ. લલિતાથી દૂર ને દૂર નાસતો ફરતો અતિથિ દયાથી પીગળીને લલિતાની પથારી પાસે બેઠો અને લલિતાને ભાનમાં આણવાના યત્નો તેણે કરવા માંડ્યા. મસ્તકને જલધારાથી શીતલ રાખ્યું. ફુલનો એક નાનો રૂમાલ ગુંથી લાવીને તેને લલિતાના મસ્તકની નીચે રાખવાની તેણે બાલકુમારીને આજ્ઞા કરી અને બાલકુમારીએ તે આજ્ઞાનું પાલન કરવાને ફુલના રોપાઓ તરફ ગમન કર્યું. એટલામાં જોગીરાજ આવી પહોંચ્યા અને તેમણે કોઇ

વનસ્પતિનાં પાંદડાં વાટી તેની લુગદી બનાવી લલિતાના મગજ ઉપર રાખી રહેવાનું અતિથિને સૂચન કર્યું. થોડી વાર પછી બાલકુમારી પણ ફુલનો રૂમાલ ગુંથીને લાવી અને તે લલિતાના મસ્તક નીચે રાખ્યો. એ સર્વ ઉપચારોથી સંધ્યાકાળ પછી લલિતા પુનઃ ભાનમાં આવી, પરન્તુ અતિથિએ તેની સાથે કાંઇ વાતચીત કરવાનું યોગ્ય માન્યું નહિ, કારણકે મનની નિર્બળતાને લીધે કોઇ વાતનું સ્મરણ થતાં તે પુનઃ બેભાન બની જવા પામે એવો સંભવ હતો. બાલકુમારીએ પણ તેની સાથે કશી વાત કરી નહિ. લલિતા ભાનમાં આવી એટલે બાલકુમારીએ તેને માત્ર થોડું દૂધ પાયું અને થોડી વાર પછી તે પુનઃ નિદ્રામાં પડી. એક પ્રહર રાત્રી વીતી ગઇ એટલે બાલકુમારીએ કહ્યું: "અતિથિ ! આ બાળાની શુશ્રૂષામાં મેં ગઇ રાતનું જાગરણ કર્યું છે, તો આજે રાત્રે તેની શુશ્રૂષા માટે તમે અહીં સુઇ રહેશો ? ગઇ રાતના જાગરણને લીધે આજે મારૂં માથું જરા ભારે થયું છે."

એક યુવતી બાળાની પાસે પોતે આખી રાત સુઇ રહેવું તે અતિથિને ગમ્યું નહિ; પરન્તુ બાલકુમારીની સૂચનાનો અસ્વીકાર તો કરી શકાય તેમ જ નહોતું. તેણે કહ્યું: "આપણે બન્ને અહીં સુઇ રહીએ તો કેમ ? ભલે જાગરણ કરશો નહિ; જાગરણ હું કરીશ."

બાલકુમારીએ એ માંગણીનો સ્વીકાર કર્યો. એક જ કુટીમાં ત્રણ પથારીઓ થઇ. બાલકુમારી પોતાની પથારીમાં સુઇ રહી પરન્તુ અતિથિને જાગરણ કરવાનું હોવાથી તે માત્ર બેસી જ રહ્યો અને ભૂતકાળમાં બીડાઇ ગએલાં સ્મરણનાં પડ એક પછી એક ઉકેલવા લાગ્યો. લલિતાને ચહેરા ઉપરથી તે ઓળખી શક્યો હતો, પરન્તુ લતાની બ્હેન તે એ જ લલિતા છે એવી તેને ખાત્રી થઇ

નહોતી, કારણકે આ પ્રદેશમાં આ સ્થિતિમાં તે હોય એવો સ્વલ્પ પણ સંભવ અતિથિ માનતો નહોતો. તેને લાગ્યું કે જો એ ખરેખર લતાની બ્હેન જ લલિતા હોય તો આ પ્રદેશમાં તેના આગમનનો અને તેને શિરે આવી પડેલી આપત્તિનો વૃત્તાંત ઘણો ચમત્કારિક જ હોવો જોઇએ. એ વૃત્તાંત જાણવાની જિજ્ઞાસાવૃત્તિ અતિથિના મગજમાં ઉભરાઇ પણ જ્યાંસુધી તે વૃત્તાંત તેની પાસેથી સાંભળવા પામે એ શક્ય નહોતું. આ જિજ્ઞાસાએ લલિતાનાં સ્વાસ્થ્યને માટે અતિથિને વધારે આતુર બનાવ્યો.

મધરાત થઈ એટલે લલિતા નિદ્રામાંથી જાગીને પોતાની પથારીમાં બેઠી થઇ. તેણે ચોમેર નજર કરી તો એક બાજુએ બાલકુમારને સૂતેલો જોયો અને અતિથિને પોતાના બિછાનામાં બેઠેલો જોયો. લલિતાને જાગૃત થએલી જોઇને અતિથિ તુરત તેની પાસે ગયો અને તેના મસ્તકપર હાથ રાખીને બોલ્યોઃ "અહીં ભય જેવું કશું નથી, માટે જો નિદ્રા આવતી હોય તો સૂઇ જાઓ."

"તમે કોણ છો? બાલકુમાર?"

"નહિ; બાલકુમાર તો તમારી બાજુએ સૂઈ રહ્યા છે, જુઓ! હું બાલકુમારનો ભાઈ છું અને અતિથિને નામે આ વાટિકામાં ઓળખાઉં છું. આજે તમારી શુશ્રૂષાનો ભાર મારે માથે છે."

"તમે અતિથિ છો? ત્યારે તમે બાલકુમારના ભાઈ કેવી રીતે?" લલિતાએ કાંઇક સાવધાન ચિત્તે પૂછ્યું.

"એ બધું તમે શરીરે સારાં થશો ત્યારે સમજશો. પણ મને કહો કે હવે તમને કેમ છે?"

"મારામાં હાલવા ચાલવાની શક્તિ છે; પણ બ્હીક બહુ લાગે

છે. તમે આ ઝુંપડીનું દ્વાર બંધ કરો, કદાચ પેલો લુચ્ચો આવશે." લલિતાનું ચિત્ત પુનઃ ભ્રમમાં પડ્યું.

"આ સ્થળ તદ્દન સુરક્ષિત છે એટલે તમારે કશું બ્હીવા જેવું નથી. કયો લુચ્ચો આવશે એમ તમે કહો છો ?"

"હું તેનું નામ ભૂલી ગઈ—પણ—અરે અતિથિ! મને બચાવો! તે મારૂં ખૂન કરશે, હું બ્હીઉં છું!"

અતિથિએ લલિતાના મસ્તકપર હાથ મેલ્યો અને તેને આશ્વાસન આપતાં કહ્યું: "અહીં તમારે કોઇનાથી બ્હીવાનું નથી; અને કદાચ કોઇ દુષ્ટ માણસ આવશે તો હું તમારૂં રક્ષણ કરીશ! તમે સૂઇ જાઓ, એટલે તમારો ભય ટળી જશે."

"મેં બહુ ઉંઘ લીધી છે, એટલે હવે મને ઉંઘ આવતી નથી. પણ આપણે વૃદ્ધનગરથી કેટલા દૂર હોઇશું ?"

"ઘણા જ દૂર. પાંચ—સાત કોસ તો જરૂર."

"હા...શ! એટલે દૂરથી તો તે અહીં નહિ આવે, પણ તે આવે તો તમે મારાથી દૂર જશો નહિ હોં!"

"તમે નિશ્ચિંત થાઓ; હું તમારી પાસે જ જાગતો બેઠો છું. પણ વારૂ, હું તમને કયા નામથી સંબોધું ?" અતિથિએ પુછ્યું.

"મારૂં નામ લલિતા છે."

"લલિતાગૌરી! તમારા પહેરવેશ ઉપરથી તમે મુંબઈ જેવા મોટા શહેરનાં વતની જણાઓ છો; તમે વળી આ પ્રદેશમાં અને આવી સ્થિતિમાં ક્યાંથી આવી પડ્યાં ?" અતિથિએ જિજ્ઞાસાવૃત્તિથી પૂછ્યું.

"કૃપા કરીને મને તે પૂછશો નહિ! મારી મૂર્ખતાની કથની

કહેતાં પણ મારાથી ધૈર્ય રાખી શકાતું નથી. અતિતિ! તમે બહુ માયાળુ માણસ જણાઓ છો, પણ તમારૂં નામ શું?"

"મારૂં નામ રસિકલાલ!

"રસિકલાલ! માયાળુતા એટલે શું તે મેં બાલકુમાર અને તમારા થોડા પરિચય ઉપરથી આજે પહેલવહેલું જાણ્યું! આજસુધી હું જેને માયાળુતા, પ્રેમ, સ્નેહ વગેરે નામોથી ઓળખતી હતી તે ખરી રીતે એ નામને યોગ્ય નહોતાં એવું મને અત્યારે સમજાયું."

અતિથિ ઉંડા વિચારમાં પડી ગયો. તે લતાની બ્હેન લલિતા જ હતી એ તેની ખાત્રી થઇ. એક વાર તેની સાથે પોતાનો જીવનસંબંધ બંધાવાનો હતો, તે જ એ લલિતાથી પોતે નાસી છૂટીને દૂરના અજ્ઞાત સ્થળે આવી ચડ્યો, તોપણુ વિધિએ લલિતાને જ પોતાની પાસે પુનઃ ખેંચી આણી એ યોગાનુયોગનો વિચાર કરતાં અતિથિના ચિત્તની સ્થિતિ અસ્થિર બની. વળી એક વખતની ઉચ્છૃંખલ લલિતા અને અત્યારની દુઃખવિવશ લલિતામાં કેટલો ફેરફાર પડી ગયો હતો, તે પણ અતિથિએ જોયું. લલિતાના કથનનો ઉત્તર આપતાં તે બોલ્યોઃ "લલિતાગૌરી! મનનો ગુણ બાહ્ય વર્તનથી સમજાતો નથી, માટે કોઈના મનના ગુણની પરીક્ષા બાહ્ય વર્તન ઉપરથી કરતાં ઉતાવળ કરવી જોઇએ નહિ, પરંતુ તમારા કથન ઉપરથી જણાય છે કે તમે કાંઈ ચિત્ર વિચિત્ર અનુભવોમાંથી પસાર થયાં હોવાં જોઇએ."

"તમારૂં અનુમાન ખરૂં છે. અવકાશે હું તમને તે કહીશ. બાલકુમાર અને તમારા સરખા માયાળુ સજ્જનથી મારે મારો અનુભવ છૂપો રાખવાનો નથી."

આ વાતચીત કાને પડવાથી **બાલકુમાર** જાગી ઉઠ્યો; તેણે લલિતા અને અતિથિને ગંભીર ભાવે વાતચીત કરતાં જોયાં એટલે તેને આનંદ થયો અને તે બોલ્યો: "અહો બ્હેન ! હવે તો તમને બહુ સારૂં જણાય છે ને શું ? તમને સ્વસ્થ થએલાં જોઇને મને બહુ આનંદ થયો."

લલિતા **બાલકુમાર** સામે બે હાથ જોડીને બોલી: "એ ઉપકાર તમારો છે. તમે મને એક દુષ્ટ માણસના હાથમાંથી છોડાવીને જીવનદાન દીધું છે."

અતિથિએ સૂચવ્યું: "નિર્બળ મનઃસ્થિતિમાં બહુ વાતચીત કરવી એ ઠીક નથી, લલિતાગૌરી ! માટે તમે સૂઇ જાઓ; અને તમને સારૂં થઇ ગયું છે એવા ખબર જોગીરાજને આપીને હું પણ હવે પેલી સામેની કુટીમાં સૂઇ જઇશ."

લલિતાએ એ સૂચન માન્ય રાખ્યું. **બાલકુમાર** પણ સૂતો અને આગળ વાતચીત બંધ પડી. અતિથિ કુટીની બહાર ચાલ્યો ગયો.

* * * *

લલિતાનો ભય ધીમે ધીમે તદ્દન નાશ પામ્યો. તેનું ચિત્ત ઠેકાણે આવી ગયું. હજી પણ કુંદનના ખૂનનો ચિતાર તેના મન સામે તરવરતો ત્યારે તે ભય પામી જતી, પરંતુ ધીમે ધીમે તે ચિતારને તે પોતાના મન આગળથી દૂર કાઢવા લાગી. કુંદનના જે દુર્ગુણો છેવટની ઘડીએ તેના જોવા તથા જાણુવામાં આવ્યા હતા, તે ઉપરથી તેના ચિત્તમાંથી તેના પ્રત્યેનો અનુરાગ નાશ પામી ગયો હતો અને કૃષ્ણદાસ જેવા તેના દુષ્ટ મિત્રની દુષ્ટતાથી તો તેને

કુંદન પ્રત્યે કેવળ અણુગમો ઉત્પન્ન થયો હતો. કુંદનના દંભને જ્યારે તે સંભારતી હતી, ત્યારે ત્યારે તે કમકમી જતી હતી અને તેની પ્રેમપત્રિકાઓ તથા પ્રેમની અંગ્રેજી કવિતાઓનું સ્મરણ થતાં તો તેને તેના ઉપર અત્યંત ક્રોધ આવતો હતો! કુંદન જેવા દંભી, વ્યસની, કુસંગી મનુષ્યનું ખૂન થયું, તે તેને યોગ્ય જ બદલો મળ્યો છે એવું તેને લાગવા માંડ્યું અને એ લુચ્ચાની જૂઠી પ્રેમની વાતોમાં ફસાઇને પોતે પોતાના માતાપિતાને મ્હોંએ ચડી–શરમ છોડી પોતાનું વેવીશાળ થતું અટકાવ્યું તે માટે હવે તેને પારાવાર પસ્તાવો થવા લાગ્યો હતો. કાન્તિલાલના નામથી તે અપરિચિત નહોતી. તેને એક–બે વાર તેણે જોયા પણ હતા અને તેના તેજસ્વી અભ્યાસ વિષે તેણે ઘણી વાર સાંભળ્યું હતું. તેનો ત્યાગ લલિતાએ એક માત્ર કુંદનને માટે જ કર્યો હતો એ વાત હવે તેના મનને દંશ દેવા લાગી હતી. પોતાનો એ સઘળો મનોભાવ અને મળેલો કડવો અનુભવ એ સઘળું તેણે એક વાર ભોળપણે અતિથિ અને બાલકુમારને પણ કહી સંભળાવ્યું. અતિથિ અનેક માનસિક ગુંચવણોનો ભોગ થઇ પડ્યો અને બાલકુમારે તો દાંપત્ય પ્રેમની સાધનાને માટે સંસારીઓને આવા બખેડાઓમાં ઉતરવું પડતું હશે એ પહેલી જ વાર જાણ્યું અને તે વિષે વિચાર કરવામાં તેને બહુ રમુજ પડવા લાગી. શુદ્ધ પ્રેમના સંશોધન માટે સંસારના માર્ગો કેટલા ગુંચવણી-વાળા છે તેનો ખ્યાલ બાલકુમારને અતિથિ તથા લલિતાના પરિચયથી થવા લાગ્યો.

આઠેક દિવસમાં લલિતાનુ શરીરસામર્થ્ય પૂર્વવત્ આવી ગયું, અને તેના મનનો ભય સર્વથા નાશ પામ્યો. બાલકુમાર અને અતિથિની પેઠે ધીમે ધીમે તે વાટિકાની દિનચર્યામાં ગુંથાઇને

આનંદ લેવા લાગી. મુંબઇમાં ગાળેલા જીવન કરતાં કેવળ જૂદી જ તરેહનું જીવન અહીં લલિતાને ગાળવાનું મળ્યું; તેના પૂર્વસ્વભાવથી તે કેવળ વિરૂદ્ધ જ હતું, તથાપિ તેને આનંદ મળવા લાગ્યો તેનું એક જ માત્ર કારણ હતું અને તે એ હતું કે તે પોતાની સર્વ કલ્પનાઓ અને ભ્રમણાઓમાં સમાએલી ભૂલો જોઇ તથા વિચારી શકી હતી અને તેથી સાચું શું અને જૂઠું શું, શાશ્વત શું અને ક્ષણિક શું, ઇત્યાદિ ભેદો પાડી પોતાના મનથી તે સમજવાનાં તેનાં અંતઃચક્ષુ ઉઘડવા પામ્યાં હતાં. કુંદન સાથેના પરિચયનું પરિણામ એ એક ટકોરાના જેવું હતું. કુદરતે પકવ કરી રાખેલું એક ફળ તેના ઉપર સહેજ ટકોરો વાગતાં ભોંયપર પડે છે અને એક ક્ષણમાત્રમાં તે ફળનો જીવનક્રમ બદલાઈ જાય છે. વૃક્ષની ડાંખળીપર એ ફળનું અસ્તિત્વ હતું ત્યાંસુધી તે વૃક્ષમાંથી રસ ચૂસીને પુષ્ટ બનતું જતું હતું, તે ફળ કોઇ ભાગ્યશાળીના મુખને સ્વાદ આપનારૂં થઈ પડે એવી આશા હતી અને પ્રકાશ તથા પવન તેની સેવામાં ઊભાં રહી તેની પ્રશંસા કરતાં હતાં, પરન્તુ તેના પર સહજ ટકોરો વાગતાં તે વૃક્ષ ઉપરથી નીચે પડ્યું, જમીન સાથે અફળાઇને છુંદાયું, તેની સુંદરતા નાશ પામી, તેની જીવનવૃદ્ધિ અટકી ગઈ, થોડી વારમાં તે કોહાયું અને માટીની અંદર મળીને માટીરૂપ બની ગયું; પરંતુ તેની અંદર રહેલું બીજ તેના ઉપર મેઘની કૃપા થતાં ફાટ્યું અને તેમાંથી આખા નવા વૃક્ષનો જન્મ થયો અને તેવાં જ મીઠાં હજારો ફળોનો જન્મ એ એક જ બીજમાંથી થયો ! એ જ પ્રમાણે લલિતાનું જીવન માત્ર એક ટકોરાની સાથે બદલાયું ! તેનું પૂર્વનું જીવન તેના પૂર્વના વિચારોના પરિવર્તનની સાથે જ તેને અપ્રિય લાગવા માંડ્યું. પ્રેમના સંશોધનની પાશ્ચાત્ય શૈલી પ્રમાણે પરન્તુ પોતાના તરંગને

અનુસરીને વર્તવામાં પોતે ઠોકર ખાધી હતી તેવું તેને સાંભર્યું. તેથી જ ઉલટું વાયોલેટના પોતાના પતિપરના શુદ્ધ પ્રેમને હવે તે વખાણવા લાગી. શારીરિક સૌંદર્ય અને મીઠી વાણીમાં સર્વસ્વ સમાઇ રહેલું માનનારી લલિતા હવે માનસિક સૌંદર્ય એટલે શું અને માનસિક સૌંદર્ય એ જ શાશ્વત સૌંદર્ય છે, રમણીઓનાં મનને મુગ્ધ કરનારૂં એ જ સૌંદર્ય હોવું જોઇએ એવું વિચારવા લાગી. નન્દિની વાટિકામાં જે મૃદુતા, માનસિક સુંદરતા, નમ્રતા, સુશીલતા, દયા, આદિ ગુણોનો તેને અનુભવ થવા લાગ્યો તે ગુણો પૂર્વે લલિતાએ કોઈ પણ સ્થળે જોયા નહોતા ! સદ્ગુણ એ શુદ્ધ કંચનના જેવા છે. જેમ જેમ તે વધારે ઘસાય છે, તેમ તેમ તેના ઉપર વધારે ઓપ ચડે છે; તેવી જ રીતે લલિતાને નન્દિની વાટિકાના નિવાસ પછી એ સર્વ ગુણો વિશેષ ને વિશેષ દીપ્તિકર લાગવા માંડ્યા અને તેનો માનસિક આનંદ વધવા લાગ્યો. **अतिपरिचयादवज्ञा** એ સૂત્ર અશાશ્વત વસ્તુઓના પરિચયને જ લાગુ પડે છે. જો પરિચય શાશ્વત વસ્તુનો જ હોય તો અતિપરિચયથી અવજ્ઞા ને બદલે **अधिकस्याधिकं फलम्** એ ન્યાયે અતિગાઢ સંબંધ બંધાવો જોઇએ. લલિતાને બાલકુમાર તથા અતિથિના અતિપરિચયથી તેમના પ્રત્યે અવજ્ઞા લાગી નહિ પરન્તુ તેમના માનસિક સૌંદર્ય ઉપર તે વધારે મુગ્ધ બનવા લાગી.

લલિતાના અનુભવે તેના સ્વભાવમાં—તેના વિચારોમાં—તેની કલ્પનાઓમાં આટલું પરિવર્તન નીપજાવ્યું, પરન્તુ તેની દૃષ્ટિમર્યાદામાં કાંઈ ફેરફાર થયો નહિ. મનુષ્યની બુદ્ધિ અનુભવને આધારે ઘડાય છે, અને બુદ્ધિને આધારે જીવનપ્રણાલીની ઘટના થાય છે, પરન્તુ જીવનની ક્ષિતિજ નો કુદરતે તેનામાં મૂકેલા સંસ્કારોને

આધારે જ જેટલી વિશાળ બનેલી હોય છે, તેટલી જ વિશાળ રહેવા પામે છે. મનુષ્ય અનેક પ્રકારના ઉપદેશથી સુધરે છે કારણકે તેનામાં ઉપદેશથી આવેલી બુદ્ધિને લીધે કેટલાક સદ્‌ગુણોનો નિવાસ થાય છે; પરન્તુ એ સદ્‌ગુણો આત્માની સાથે એકત્વ મેળવતા નથી. બહુ જ થોડા બનાવોમાં આત્મા એ સદ્‌ગુણોથી અવલિપ્ત બની જાય છે, અને સામાન્ય નિયમ તરીકે તો આત્માનો વિશેષ ગુણ અને બાહ્યતઃ સંપાદન કરેલો સદ્‌ગુણ એ બન્ને જૂદા જૂદા ક્ષેત્રમાં પોતપોતાનું કામ કરે છે. સંપાદિત કરેલા સદ્‌ગુણથી જીવનચર્યાને લાભ થાય છે ખરો પણ કુદરતી સંસ્કારવાળો આત્મા તો તેનો તે જ રહે છે. આથી આત્માની ક્ષિતિજનો પરિધ હમેશાં એકસરખો જ રહે છે અને તેથી જીવનચર્યા બદલાવા છતાં જીવનની દૃષ્ટિમર્યાદા વિશાળ બનતી નથી. લલિતાની સ્થિતિ પણ અત્યારસુધી એ જ સામાન્ય નિયમને અવલંબી રહેલી હતી. તે પ્રેમ અને સંસારની ભૂખી હતી, બાહ્ય સૌંદર્યની તેની ભૂખ નિવર્તી હતી અને તેની જગ્યાએ માનસિક સૌંદર્યની ભૂખ ઉત્પન્ન થઇ હતી. તેની પ્રેમની ભૂખ સંસારને માર્ગે વળી હતી તે તેના આત્માનો ગુણ હતો અને તે સ્થિર હતો. તે ગુણ હજીસુધી તો બદલાયો નહોતો. આ કારણથી જ પોતાનો પૂર્વ અનુભવ નિવેદન કરતાં પણ તે પશ્ચાત્તાપ અને નિરાશાની લાગણીઓનો બાલકુમાર તથા અતિથિને પરિચય કરાવતી હતી.

* * * *

"અતિથિવર્ય ! મારો સર્વ પરિચય મેં તમને આપ્યો, પરન્તુ તમે તમારો પરિચય કેમ આપતા નથી ? તમે કહો છો કે તમે બાલકુમારના મોટા ભાઇ છો, એટલે શું આપણા જોગીરાજ આપના જનક-પિતા થાય ?"

"ના, તેમ નહિ; પણ મારો વૃત્તાન્ત જાણવાની તમને શી જરૂર છે? કોઇને પણ તે નહિ કહેવાનો મારો નિશ્ચય છે; છતાં એટલું તો હું કહું છું કે બાલકુમાર કે જોગીરાજનો હું આપ્તજન નથી."

"ત્યારે તમે કોણ છો? અને જોગીરાજ કોણ છે?"

"જોગીરાજ એ સંસારના વિશુદ્ધ પ્રેમના ઉચ્છેદથી વિરાગી થઇ ગએલા એક મહાત્મા છે અને બાલકુમાર નહિ પણ બાલકુમારી તેમની એકની એક પુત્રી છે!"

"હેં! શું બાલકુમારી એક કન્યા છે? ત્યારે તો તે મારી સખી બની! હું અત્યારે વાટિકામાં જઉં અને તેની ધૂર્તતા માટે તેની જરા હાંસી કરૂં!"

અતિથિએ મંદ સ્મિત કર્યું. તે બોલ્યાઃ "એ અવસર કાંઈ જતો રહ્યો નથી. પણ બાલકુમાર તરીકે પોતાને ઓળખાવવામાં તેનો હેતુ કાંઈ ધૂર્તતાનો નથી. આ એકાંત અને નિર્જન સ્થળે એવી એક કુમારિકા વસે છે એ વાતથી જગતનાં દુષ્ટ જનોનું આકર્ષણ ન થવા દેવાનો જ માત્ર હેતુ છે."

"એ તો બરાબર છે. તેવી યોજનામાં જોગીરાજે લાંબી નજર વાપરી કહેવાય. ત્યારે તમે કોણ છો તે કહો."

"હું ખરેખર આ વાટિકામાં અતિથિ છું—પ્રવાસી છું. જોગીરાજ કે બાલકુમારી પણ મારૂં પૂરૂં ચરિત્ર જાણતાં નથી.—મેં તેમને કહ્યું નથી. મારી ઇચ્છાની વિરુદ્ધ તે જાણવાનો તેમનો કાંઇ આગ્રહ પણ નથી."

"તો પછી હું તમને કેમ આગ્રહ કરી શકું? તમારો

નિશ્ચય તોડાવવાનું મને કાંઈ કારણ નથી. પણ તમે મુંબઈ તો કોઈ વાર જોયું હશે."

"હા; મેં મુંબઈ જોયું છે. ઘણો વખત હું ત્યાં રહેલો પણ છું. મને યાદ છે કે તમારા પિતાનું નામ પણ કોઇ કોઈ વાર વર્તમાનપત્રોમાં મારા વાંચવામાં આવેલું."

"તો આપણી આ ઓળખાણ ચિરંજીવી અને તેટલા માટે કોઇ વાર મુંબઇ આવો ત્યારે મને જરૂર મળજો."

"મળીશ; પણ શું તમે થોડા દિવસમાં મુંબઇ જવાનાં છો?"

"મને તો અહીં બહુ ગમે છે. આ હોડીયામાં બેસીને આખો દિવસ દરિયામાં ફર્યા કરવાનું મને બહુ ગમે છે. વાટિકામાં આખો દિવસ આનંદમાં જાય છે. જોગીરાજની વાતો તો મને એટલી રસિક લાગે છે કે પૂર્વે કોઇ વાર મેં તે સાંભળી નહિ હોવાથી તેમનો પરિચય છોડવાનું મને ગમતું નથી."

"એ તો નવાઇની વાત છે. મુંબઈની નિવાસિની એક સુખવસ્તુ બાળાને આ જીવન આટલું રૂચિકર નીવડે એ મોટું આશ્ચર્ય છે."

"એમાં આશ્ચર્ય કશું નથી. આવું જીવન નજરે પણ નહિ જોનારને તેનો કવચિત્ પરિચય એક નવીન વસ્તુ તુલ્ય હોવાથી આનંદપ્રદ ન લાગે શું? પરન્તુ મારી સ્થિતિને માટે મારાં માતાપિતા શું ઉચાટ કરતાં નહિ હોય?"

"તેમને ઉચાટ થાય તે સ્વાભાવિક છે. તમે એક પત્ર લખીને ટપાલમાં નાંખો, એટલે તે ઉચાટ કરશે નહિ. પણ તમને જો અહીં ગમતું જ હોય તો થોડા વધારે દિવસ અહીં રહો તો વધારે સારૂં છે."

"વારૂ, અહીં પત્ર લખવાનાં સાધનો હશે?"

"અહીં પત્ર કોને લખવાનો હોય કે સાધન રાખીએ ? જેતાને પૈસા આપીને પાસેના ગામમાંથી ટપાલના કાગળો મંગાવીને તેમાં પત્ર લખો અને તે પાછો તે ગામની ટપાલની પેટીમાં નાંખો, ત્યારે કામ પતે."

લલિતાને એ કામ ઘણું અગવડવાળું લાગ્યું અને તે મૌન રહી. અતિથિ અને લલિતા એક હોડીયામાં બેસી દરિયામાં સહેલ કરતાં કરતાં બહુ દૂર નીકળી ગયાં હતાં. સમુદ્રના તરંગ અને વાયુના તરંગ સાથે તેમના મનના તરંગો પણ ઉંચા નીચા થઇને મનઃસાગરમાં ખળભળાટ મચાવતા હતા. અતિથિએ પ્રશ્ન કર્યોઃ "લલિતાગૌરી ! તમે લગ્ન પછી પણ મુંબઇમાં જ રહેવાનાં કે ?"

આ પ્રશ્નનો ઉત્તર આપતાં લલિતા એકદમ અચકાઈ ગઇ અને તે ઉંડા વિચારમાં પડી. અતિથિને તેણે કહ્યું હતું કે "કોઇ વાર મુંબઈમાં આવો, ત્યારે મને મળજો," અને કાન્તિલાલ સાથેના લગ્નનો પોતે અસ્વીકાર કરેલો હોવાથી ભવિષ્યમાં થનારા લગ્ન પછી પોતાને મુંબઇમાં જ રહેવાનું થશે કે કેમ એ નિશ્ચિત હતું નહિ. ભવિષ્યનો પતિ કદાચ મુંબઇનો નિવાસી ન મળે તો ? આ જ વિચારને લીધે તે મૌન રહી હતી. પણ અતિથિના પ્રશ્નનો જવાબ તો તેણે આપવો જ જોઇએ. કિંચિત્ વાર રહીને તે બોલીઃ "હું મુંબઇમાં રહું કે ન રહું તે તો અનિશ્ચિત છે. મારી મૂર્ખતાને લીધે મેં એક ભણેલા સુશીલ પતિનો અનાદર કર્યો છે અને તે જ પતિ મને હવે મળે એવો ભરોસો નથી."

એટલા સબ્દો બોલતાં લલિતાના વદન ઉપર ગમગીનીની છાયા દર્શન આપવા લાગી. અતિથિના ધ્યાનની બહાર એ વિકૃતિ રહી

નહોતી. તે બોલ્યોઃ “ત્યારે તો કદાચ તમને મુંબઇનો ત્યાગ પણ કરવો પડે, નહિ વારૂ ?”

ધીમે સ્વરે લલિતાએ ઉત્તર આપ્યો : “હા... પણ મને એક આશા માત્ર છે. જો કાન્તિલાલનું લગ્ન થયું નહિ હોય, તો હું કોઈ પણ રીતે તેમનું મન મનાવીને પણ તેમની સાથે લગ્ન કરીશ.”

અતિથિ હસ્યો અને બોલ્યો : “એમાં કાન્તિલાલનું મન શેનું મનાવવાનું હોય ? તમારા સરખું રત્ન તેને મળે, તેટલા માટે તો તેણે તમારૂં મન મનાવવાનો યત્ન કરવો જોઇએ.”

“નહિ, નહિ, રસિકલાલ ! હું રત્ન નથી પણ પાષાણુ છું. હું પાષાણવત્ હતી, તેથી જ દુઃખના પર્વતની ઉંડી ખીણોમાં રખડતી રખડતી—અથડાતી અને ઠોકરો ખાતી અહીં આવી પહોંચી છું. માર્ગમાં મને ખાડા—ખાબોચીયાં મળ્યાં, પરન્તુ રત્ન માનીને ઉંચકી લેનાર ઝવેરી ન મળ્યો, તો પછી કહો, હું રત્ન કે પાષાણુ ?”

અતિથિનું હૃદય એ શબ્દો સાંભળીને આશ્ચર્ય અને ઉમંગથી ઉછળવા લાગ્યું.

લલિતા આગળ બોલી : “હું પાષાણવત્ છું તેથી જ કાન્તિલાલને વિનવીને કહીશ કે તમારી કાન્તિનાં કિરણો આ પાષાણુ ઉપર ફેંકીને તેને રત્નના જેવી પ્રભાવાળી બનાવો. અતિથિ ! જે વખતે મારાં માતા—પિતાએ મને કાન્તિલાલ સાથેના વેવીશાળની વાત કહી, તે વખતે મેં કેવા ગુમાનથી કેવા પ્રકારનો જવાબ આપ્યો હતો, તે અત્યારે મને સાંભરે છે અને મારૂં શરીર લજ્જાથી—પશ્ચાત્તાપથી કમ્પી ઉઠે છે ! મેં કેવા અધમ લક્ષ્યબિંદુથી એવો ઉત્તર આપ્યો હતો, એનું મને જ્યારે સ્મરણ થાય છે, ત્યારે મને લાગે છે કે મેં જે કષ્ટ વેઠયું છે તે મને વાજબી જ શિક્ષા થએલી છે.”

અતિથિ મનમાં બોલ્યો: "ઓ લલિતા! આ એક અનુભવે શું તારામાં આવડું મોટું પરિવર્તન નીપજાવ્યું છે? ક્યાં ગઈ તારી ગુમાની ભ્રકુટી, ક્યાં ગયો તારો રૂઆબ, ક્યાં ગયો તારો મૂર્ખતા-ભર્યો મોજશોખ? ક્યાં ગઈ પેલી અંગ્રેજ છોકરીઓના સહવાસની માઠી અસર? ક્યાં ગયા તારા ભ્રમણાપૂર્ણ અવિચારો? અને તેને સ્થાને શું આ સરલતા, નમ્રતા, સમજણ, સુવિચારો આવ્યાં? કડવા અનુભવે તારાપર જાદુઇ લાકડી ફેરવીને તને કેવળ બદલાવી નાંખી છે! અહા! હવે તારૂં સૌંદર્ય કેવું દીપી નીકળે છે? ગુમાન અને મદથી ભરેલી તારી આંખમાં લજ્જા અને મૃદુ-તાનું દર્શન થતાં તારો વદનચંદ્ર કેવો મનોહર અને તેજસ્વી લાગે છે? એક વાર તને ઘૃણાયુક્ત દૃષ્ટિથી જોનારના મગજસુધી પણ એ વદનચંદ્ર સુધાની ધારા પહોંચાડે છે! એ પરિવર્તન મારી આંખોને ઘણું નવાઈ ઉપજાવનારૂં લાગે છે! લલિતા—લતાની ભગિનીના પદને હવે તું કેવું શોભાવે છે?"

એક બાજુએ લલિતા અને બીજી બાજુએ અતિથિ બન્ને જૂદા જૂદા વિચારને વટોળીયે ચડ્યાં હતાં. લલિતા હૃદયને દબાએલું—શોકપૂર્ણ અનુભવતી હતી અને અતિથિ લલિતામાં થએલું આ પરિ-વર્તન જોઇને આશ્ચર્ય પામતો હતો. હોડીઉં સમુદ્રમાં દૂર ને દૂર ચાલ્યું જતું હતું, તોપણ કિનારો દૃષ્ટિગોચર ક્ષિતિજની બહાર ગયો નહોતો.



# પ્રકરણ ૯ મું.

## નિર્બળ થતું જતું મન.

**न कठोरं न वा तीक्ष्णमायुधं पुष्पधन्वनः ।**
**तथापि जितमेवासीदमुना भुवनत्रयम् ॥**

**અર્થઃ**—પુષ્પધન્વા ( મનસિજ–કામ )નાં હથીયારો ( પુષ્પો ) કઠોર કે તીક્ષ્ણ નથી હોતાં, તોપણ તેનાથી ત્રણે જગત્ જીતાય છે.

**સુભાષિત.**

બાલકુમારીની જીવનચર્યા સંબંધી જોગીરાજનો નિર્ણય અતિથિએ જાણ્યો હતો અને તે ઉપરથી તે સમજી શક્યો હતો કે એ નિર્દોષ બાલિકાને પોતે લગ્નસંબંધથી પોતાની જીવનવિભાગિની બનાવી શકે તેમ નથી. અતિથિ માનતો હતો કે એ બાલિકાના સહવાસથી પોતાના આત્માને ઉંચે ચડવાનો લાભ પ્રાપ્ત થશે, પરન્તુ તેમાં તે નિરાશ થયો હતો. લલિતાનો વૃત્તાંત અને તેનું વિચારપરિવર્તન જાણ્યા પછી તે તરફ પણ તેનું દિલ આકર્ષાયા વિના રહ્યું નહોતું; પરંતુ બાલકુમારી અને લલિતામાં પાત્રતાનો મોટો ભેદ હતો. બાલકુમારીના સહવાસથી પોતાનો આત્મા ઉચ્ચગામી બની શકે તેમ હતું, ત્યારે લલિતાના સહવાસથી તેના આત્માને પોતે ઉંચે ચડાવવાનો હતો. દાંપત્યધર્મને આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી જોતાં તેમાં સ્વાર્પણ કરી શકનાર પાત્રની ઉચ્ચતા વધારે વિકસે છે. બાલકુમારી અને અતિથિનું યુગલ બંધાય તો બાલકુમારીના સ્વાર્પણથી અતિથિને લાભ થાય કિંતુ ઉચ્ચતા તો બાલકુમારીની જ લેખાય. અતિથિ અને લલિતાનું યુગલ બંધાય તો લલિતાના કથન

પ્રમાણે તે પાષાણને રત્નતુલ્ય બનાવવા અતિથિને સ્વાર્પણ કરવું પડે અને એ પરોપકારમાં તેની ઉચ્ચતા સ્વતઃસિદ્ધ થાય. આ ઉપકારક કાર્ય—કૃતજ્ઞ તથા સત્પાત્ર પ્રતિનો ઉપકાર—કરવામાં પોતાના ઉત્તમ ધર્મનું પરિપાલન થયું ગણાય એ કલ્પના અતિથિના મનઃસાગરમાં એક વાર ઉંચી ઉછળીને પુનઃ નીચે બેસી ગઇ. દાંપત્ય ધર્મને અંગીકાર કરવાની અગત્ય માનવામાં અતિથિનું મન ચલિત થયું નહોતું, પરન્તુ કેવા પાત્ર સાથે એ ધર્મમાં પડવું તેના વિચારમાં અત્યારસુધી કોઈ તરેહના નિશ્ચય વિના જૂદા જૂદા અનુભવોમાં તે અટવાયાં કર્યો હતો. એક વાર લલિતાના વર્તન ઉપરથી તેની સાથે લગ્ન સંબંધથી જોડાવામાં તે પોતાના જીવનની નિષ્ફળતા જોતો હતો, બીજી વાર શારદાગૌરીના માનસિક દુઃખથી ઉશ્કેરાઇને તેને સુખી કરવાનો પરોપકાર કરવાને તે તત્પર બની ગયો હતો, ત્રીજી વાર બાલકુમારી દ્વારા પોતાના આત્માના લાભને માટે તે મથતો હતો અને અત્યારે હવે બદલાઈ ગએલી લલિતાના વિચારોથી આકર્ષાઇને તેની પ્રત્યે સ્વાર્પણવડે ઉપકાર કરવાનો તે વિચાર કરતો હતો! માનવસ્વભાવની આ એકલી વિલક્ષણતા નહોતી, પરન્તુ કુદરતની ઘટનાઓની વિલક્ષણતા પણ તેમાં સમાએલી હતી.

મન આકર્ષણને વશ થતું હોવા છતાં તે મુગ્ધ બની ન જાય તેની સંભાળ અતિથિ હમેશાં રાખતો. બાલકુમારી પ્રત્યે તેનું હૃદય થોડું આકર્ષાયું નહોતું, પરંતુ તેણે પુનઃ મનને અંકુશમાં રાખી તે કલ્પનામાંથી નિવૃત્ત કર્યું હતું. એક વાર ઘૃણાના પાત્રરૂપ થએલી લલિતામાં ગુણોનો આવિર્ભાવ થએલો જોતાં તેનું મન પ્રશંસા સાથે આકર્ષાવા લાગ્યું હતું, પરન્તુ તે કેવળ મુગ્ધ બની ન જાય તે માટે તે કાળજીવાળો રહેતો હતો. લલિતાનું જે સૌંદર્ય એક વાર તેની

આંખોને અળખામણું લાગતું હતું, તે સૌંદર્ય હવે માત્ર નિર્માલ્ય કપડાંઓમાં પણ આકર્ષણીય લાગતું હતું, છતાં તે અંતરથી સાવધ હતો. તે સૌંદર્ય, ગુણો કે લલિતાના વિચારપરિવર્તનને લીધે કેવળ પરવશ બન્યો નહોતો. ખાસ કરીને લલિતાના અંતરમાં હજી પણ પોતાના સ્મરણનો નિવાસ રહેલો છે, પોતા પ્રત્યેની તેની પતિભાવના શાશ્વત અવસ્થાને પામીને જાગૃત બની છે, એ તેના મનને પરવશ બનાવવાને પૂરતાં સબળ કારણો હતાં, પરન્તુ જોગીરાજ સાથેના પરિચયથી તે જે મનઃસંયમ કરતાં શીખ્યો હતો તે મનઃસંયમે તેને પરવશ થવા દીધો નહોતો.

પરન્તુ તે પોતાના મનની નિર્મળતાને કળી ગયો હતો. દરિયામાં દૂર ને દૂર ચાલ્યા જતા નાવની સાથે તેના વિચારો પણ દૂર ને દૂર આકાશમાં ઉડ્ડયન કરતા હતા. લલિતા જે કાન્તિલાલને ભજતી હતી તે જ કાન્તિલાલ પોતે છે એવું કહેતાં જ ઉત્સુક તથા અધીરી બની ગએલી લલિતાની સ્થિતિ કેવી બની જાય તેની કલ્પના તેના મગજમાં આવ્યા વિના રહી નહિ. એ કલ્પનાનું સુંદર દૃશ્ય તેનાં માનસિક ચક્ષુઓની સામે આવીને ઊભું રહ્યું અને તે દૃશ્યને જોવામાં જ તેનાં ચક્ષુઓ લીન—સ્થિર બન્યાં. લલિતાનો એક હાથ હલેસું ધીમે ધીમે ચલાવતો હતો તે પોતાનું કાર્ય કરી રહ્યો, પરન્તુ અતિથિનો હલેસું ચલાવતો હાથ તો વિચારવિવશ સ્થિતિમાં સ્થિર જ બની ગયો !

" અતિથિ ! જુઓ, જુઓ, પણે દૂર દૂર કોઈ આગબોટ ચાલી જતી દેખાય છે, નહિ વારુ ? "

અતિથિનું ધ્યાન આકર્ષાયું. તેની વિચારવિવિશ સ્થિતિ બદલાઈ. હલેસું ચલાવવામાંથી હાથ પાછો ખેંચીને તેને આગબોટના

દેખાવ તરફ લંબાવી રહેલી લલિતાનો નાજુક હસ્તદંડ અને 'અતિથિ' એ શબ્દમાં શ્રવણગોચર થએલું ઉક્તિમાધુર્ય એ બન્નેથી અતિથિનું મન બહુ આનંદિત થયું. તેણે તે તરફ જોયું. ખરેખર, દૃષ્ટિગોચર ક્ષિતિજના પ્રાંત પ્રદેશમાં કોઈ આગબોટ ધુમાડા ફૂંકતી ચાલી જતી હતી. પોતે કેટલે બધે દૂર આવ્યાં હતાં તેનું ભાન હવે તેને થયું અને તે બોલ્યોઃ "લલિતાગૌરી ! આપણે હદ કરતાં પણ વધારે દૂર આવ્યાં છીએ. હવે અહીંથી નાવને પાછું હંકારો." એમ કહેતાં અતિથિ અને લલિતા ઉભયે પોતાનાં હલેસાં ચલાવીને નાવને કિનારા તરફ હંકાર્યું.

અતિથિ અને લલિતા ઉભય પુનઃ વાટિકામાં આવ્યાં. લલિતાએ હર્ષથી બાલકુમારીને બાથમાં લઇને દાબી અને ઉન્મત્તની પેઠે બોલી ઉઠીઃ "મારી પ્રિય સખી ! અત્યારસુધી તું આટલી નિષ્ઠુર કેમ બની ગઈ હતી ? આ સ્થળે મને બહુ આનંદ મળતો હતો, પરન્તુ કોઈ પણ સખી વિના મને સહવાસની ન્યૂનતા જણાતી હતી, તે આજે તેં પૂરી પાડી !"

"શું અતિથિએ એ વાત કહી દીધી ?" બાલકુમારીએ મંદ સ્મિત કરતાં કહ્યું.

અતિથિ બોલ્યો : "હું શું કરૂં બાલકુમારી ? મારો તથા તમારો અને મારો તથા જોગીરાજનો સંબંધ કેવા પ્રકારનો છે એ વાત લલિતાગૌરીએ જાણવા માંગી, એટલે નિરૂપાયે મારે એ ખુલાસો કરવો પડ્યો !"

બાલકુમારી ટાણો મારતી બોલી : "પરન્તુ, તમે તમારો ખરો પરિચય લાંબા વખત સુધી અમારી સાથે રહ્યા છતાં નથી આપ્યો, એટલું ભૂલશો નહિ, હોં !"

અતિથિ એ ટોણાનો જવાબ વાળી શક્યો નહિ. તે ગળગળા જેવો બની ગયો અને બોલ્યોઃ "મને માફ કરો બાલકુમારી! ધનવાન છતાં નિર્ધન બનેલો એક ગરીબ અને દુઃખી યુવક હું છું એવું તો મેં તમને કહ્યું છે. એ કરતાં મારો વિશેષ પરિચય જાણવાથી મને કે તમને કશો લાભ થવાનો નથી. એકવાર 'નન્દિની વાટિકા'માં કોઇ અજ્ઞાત સ્થળેથી આવેલા અજ્ઞાત અતિથિને પુનઃ અજ્ઞાત સ્થળે ચાલ્યા જવા દેવાની જ કૃપા કરો, એટલે હું આપનો સર્વનો આભાર માનીશ!"

બાલકુમારી આશ્ચર્યપૂર્વક અતિથિના સામે જોઈ રહી. આજે પહેલી જ વાર અતિથિને મુખેથી તેણે અજ્ઞાત સ્થળે ચાલ્યા જવાની માંગણી વિષે સાંભળ્યું. તે બોલીઃ "અતિથિ! શું તમે અહીંથી ચાલ્યા જવા માંગો છો? એવો વિચાર વળી તમે ક્યારે કર્યો?"

"અત્યારે જ."

"એનું કાંઇ કારણ?"

"કારણ કહી શકું તેમ નથી, પરન્તુ મારૂં ચિત્ત હવે વ્યાકુળ થવા લાગ્યું છે અને તેથી અહીંથી જવાની જ મારી ઈચ્છા છે."

"પિતાજીને તમે તમારો વિચાર જણાવ્યો?"

"ના. હજી હવે મારે તેમની આજ્ઞા માંગવાનો છે."

"ત્યારે તો આ નવો વિચાર માત્ર થોડી ક્ષણો પૂર્વે જ જન્મ પામ્યો હોય તેવું જણાય છે, નહિ વારૂ?" બાલકુમારીએ અનુમાન કરતાં કહ્યું.

"હા, તેમ જ છે."

લલિતા આ સંવાદ સાંભળી રહી હતી, તે અતિથિના આ નવા વિચાર વિષે જાણીને આશ્ચર્ય પામી. તે બોલીઃ " પ્રિય અતિથિ! મને આ રમણીય સ્થળ તથા આ મધુર સહવાસ છોડવાનું ગમતું નથી અને તમે કેમ તે છોડવાને માત્ર થોડી જ વારમાં તત્પર થઇ ગયા છો ? આ વાટિકામાં મારૂં આગમન થઈ ગયા પછી જ શું તમારૂં ચિત્ત વિકળ બની ગયું છે ?"

" તમારા આગમનને કારણે મારા ચિત્તની વિકળતા થવાનું કારણ નથી, પરન્તુ કેટલાક સંયોગો એવા આવ્યા છે કે મારે હવે અહીંથી જવું જોઇએ. હું મારા ચિત્તને નિર્બળ બનતું જતું અનુભવું છું અને તેથી આ સ્થળનો ત્યાગ કરવાનો જિજ્ઞાસુ છું."

આ કથનનો મર્મ કોઈ સમજ્યું નહિ, પરન્તુ અતિથિના ભાવી વિયોગની વાર્તાથી બાલકુમારી અને લલિતા તુરત ઉદાસ બની ગયાં. તે દિવસે જેતાને ભદ્રપુર મોકલીને અતિથિએ ટપાલના કાગળો મંગાવ્યા. એક કાગળ તેણે પોતે લખ્યો અને બીજો લલિતાને પોતાના પિતા ઉપર લખવા આપ્યો.

## પ્રકરણ ૧૦ મું.

### બે દુઃખી પિતાઓ.

એક પિતા પુત્ર ગુમાવીને દુઃખી બન્યો હતો, બીજો પિતા પુત્રી ગુમાવીને દુઃખી બન્યો હતો. એક પોતાના ભાવના આકરાપણાને લીધે પોતાના સંતાનને જાણી જોઇને ગુમાવ્યું હતું, બીજા પિતાએ પોતાના સ્વભાવની મૂર્ખતાને લીધે અજા-

ણુતાં પોતાના સંતાનને ગુમાવ્યું હતું. બન્ને પિતાઓને બબ્બે સંતાનો હતાં, પરન્તુ આજે બન્ને દુઃખી હતા. ગોપાળરાયને એક વાર એવું જ લાગતું હતું કે પોતાને માત્ર એક લલિતા જ પુત્રી છે, પરન્તુ લલિતાને ગુમાવવાથી દુઃખનો ભાર પડતાં તેને ભાન થયું હતું કે પોતાને લતા નામની એક બીજી પુત્રી પણ છે ખરી. મંગળદાસે પોતાના પુત્ર કાન્તિલાલને ગુમાવ્યો હતો અને કીર્તિકર પણ હવે જવાની જ તૈયારી કરી રહ્યો હોય તેવાં ચિન્હો જણાતાં હતાં. એ પ્રમાણે ઉભય પિતાઓ માનસિક દુઃખથી એટલા પિડાઇ રહ્યા હતા કે ધનથી તેમને સુખ ઉપજતું નહોતું, ધંધાથી તેમનું ચિત્ત દુઃખના વિચારનો ત્યાગ કરી શકતું નહોતું કે બાહ્ય સુખોપભોગની વસ્તુઓથી તેમના ચિત્તને સ્વલ્પ પણ વિરામ મળતો નહોતો. ગોપાળરાય લલિતાને શોધવાને ફાંફાં મારતો હતો, તેની ભાળ મેળવવાને છૂટે હાથે પૈસા ખર્ચતો હતો અને કોઇ જરા પણ આશા આપે કે અમુક સ્થળે તે હોવાનો જરા પણ સંભવ છે, તો તેને તે માટેની તપાસ કરવામાં પૈસા આપતાં જરા પણ હાથ સંકોચતો નહિ. ધંધા તથા વેપારના તાર આવતા તે દરેક તારને માટે તે આશા રાખતો હતો કે તે લલિતાની ભાળ લાગી હોવાનો જ તાર હશે! પરન્તુ ક્ષણમાત્રમાં જ તે આશા નિરાશાના રૂપમાં ફેરવાઇ જતી હતી. બીજી બાજુએ મંગળદાસ જેવી રીતે કાન્તિની ભાળને માટે પૈસા ખર્ચી રહ્યો હતો, તેવી જ રીતે કીર્તિકરને નજીક આવતા દેખાતા મૃત્યુના ઝપાટામાંથી બચાવવાને ઝાંવાં મારી રહ્યો હતો. સારામાં સારા ડાક્તરો અને ઉંચામાં ઉંચી દવાને માટે તે પોતાનો હાથ હમેશાં મોકળો રાખતો હતો, પરન્તુ તેના તે પ્રયત્નો ઉપર પાણી ફરી વળવાને હવે બહુ વાર ન જ હોય એટલી હદસુધી કીર્તિકરના મન તથા શરીરની

સ્થિતિ બગડી ગઈ હતી. એક માત્ર કાન્તિલાલને જોવાથી જ તેના મનને સુખ થાય તેવું હતું, પરન્તુ તેની તો ભાળ પણ નહોતી. આ કારણથી ડા. ગુપ્તેની સૂચના પ્રમાણે કાન્તિલાલના જેવા જ હસ્તાક્ષરનો બનાવટી ટપાલનો પત્ર તૈયાર કરવામાં આવ્યો હતો અને ટપાલના સિપાઇ દ્વારા એ પત્ર વહેંચાઇ કીર્તિકરના મનને ક્ષણિક સંતોષદ્વારા શાન્ત કરવાનો માર્ગ પકડવાનું ઠરાવ્યું હતું. સઘળી તયારી થઇ ચૂકી હતી. ટપાલનો પટાવાળો એકાદ કલાક પછી આવી પહોંચવાનો હતો અને કાન્તિનો બનાવટી પત્ર કીર્તિકરના બિછાનાપાસે જ શેઠના હાથમાં આવીને પડે તથા શેઠ તે કીર્તિકરને બતાવીને સંતોષ પમાડી શકે એવી ગોઠવણ કરવામાં આવી હતી.

એટલામાં ગોપાળરાય કીર્તિકરની તબીયત જોવા માટે મંગળદાસને ત્યાં આવ્યો. મંગળદાસને ત્યાં ગોપાળરાયનું આગમન કોઇ જ વાર થતું, એટલે આજે તેને પોતાને ત્યાં જોઇને મંગળદાસે ફિક્કે મ્હોંએ પણ કિંચિત્ હર્ષ દર્શાવ્યો. ગોપાળરાય પણ એક દુઃખી મનુષ્ય હતો એટલે તેને મંગળદાસની સ્થિતિની દયા આવી. મનોદુઃખ એટલે શું તેની કલ્પનાવાળા મનુષ્યને તેવા જ બીજા મનુષ્યની સ્થિતિ સારી રીતે સમજાય છે અને તેથી જ તેના મનમાં સામા માણસ પ્રત્યે સહાનુભૂતિ ઉત્પન્ન થાય છે. ગોપાળરાયને કીર્તિકરની તબીયત જોઇને તે છોકરાની તેમ જ મંગળદાસની બહુ જ દયા આવી, પરન્તુ કીર્તિકરની તબીયત એટલી બધી બગડી જવાનું ખરૂં કારણ હજી તેના જાણવામાં આવ્યું નહોતું, એટલે તેણે દવા-દારૂ વગેરેની કાળજીનો મંગળદાસને ઉપદેશ કર્યો. મંગળદાસે તે ઉપદેશ સાંભળ્યો પરન્તુ તેના હૃદયમાં મનોદુઃખનો ઉભરો ભરાઇ આવ્યો હતો તેથી ગોપાળરાયને ખરી વસ્તુસ્થિતિથી માહિતગાર કરવાનું મન તેને થઇ આવ્યું.

કીર્તિકરની તબીયત જોઇને ગોપાળરાય પાછો જવા માટે ઉઠ્યો એટલે મંગળદાસ થોડેસુધી તેની સાથે સાથે ચાલ્યો અને પછી તેને પોતાના દિવાનખાનામાં લઇ જઇને બેસાડ્યો. તેની ખુરશીની નજીક પોતાની ખુરશીને ખેંચી લાવીને થોડીક વાર સુધી મંગળદાસ મૌન રહ્યો. ગોપાળરાય સમજ્યો કે તે પોતાને કાંઇક કહેવા માંગે છે, એટલે તે સાંભળવાને પણ ઉત્સુક બન્યો. કેટલીક વારે ખોખરે અવાજે મંગળદાસ બોલ્યોઃ “ શેઠજી ! મારી દુર્દશાની હજી પૂરેપૂરી કલ્પના આપને નહિ આવી હોય.”

“ દુર્દશા તો ખરી જ ને ! તમારાં પત્ની મરણ પામ્યાં છે અને કીર્તિકરનું શરીર પણ નિરાશા ઉપજાવે તેવું બની ગયું છે, એ એક પ્રકારની દુર્દશા જ છે તો. પરંતુ મંગળદાસ ! વિપત્તિમાં ધૈર્ય ધારણ કરવું તે આપણો ધર્મ છે. મારી દુર્દશા પણ તમારા જાણવામાં.તો આવી જ હશે તો ! મારી વ્હાલામાં વ્હાલી પુત્રી લલિતાને મેં ગુમાવી છે અને તેની ભાળ માટે હજારો રૂપિયાનું હું ખર્ચ કરી ચૂક્યો, છતાં કશો પત્તો નથી ! વળી મારા દુઃખનો પાર એટલેથી જ પમાય તેમ નથી ! ખોટી સુધરેલી રીતભાતોને વળગી રહીને અનિષ્ટ સંસ્કારોમાં મેં લલિતાને ઉછેરી, તેનું આ માઠું ફળ મને મળ્યું છે એ મારી મૂર્ખતા મને બહુ સાલે છે ! જેવા તમે દુઃખિયા છો, તેવા હું પણ દુઃખીયો છું, પરન્તુ ધૈર્ય રાખ્યા વિના કાંઇ છૂટકો છે ? ”

“ શેઠ સાહેબ ! આપ ખરેખર દુઃખી બની ગયા છો; પણ આપ જાણો છો તે કરતાં મારૂં દુઃખ અતિઘણું છે. મારા કીર્તિની માંદગીનું કારણ આપ જાણો છો ? તેના મોટા ભાઈ કાન્તિના વિયોગથી તે ઘેલો બની ગયો છે અને તેનું શરીર ક્ષીણ થતું જાય છે.

અને કાન્તિની વિશેષ હકીકત મેં આપને કહી નથી, પણ ખરી વાત એ છે કે તે મારા ઘરમાંથી કોઈ અજ્ઞાત સ્થળે ચાલ્યો ગયો છે, જેનો આજ મહીનાઓ થયાં કશો પત્તો નથી ! મેં આપને કહ્યું હતું કે તે હિંદુસ્તાનનાં પ્રાચીન ઐતિહાસિક સ્થળો જોવાને પ્રવાસ કરે છે, પરન્તુ તે સત્ય નથી. ખરી રીતે તે અત્યારે જીવતો હશે કે નહિ અને હશે તો કયાં હશે તે હું પણ જાણતો નથી અને તેથી મારૂં ચિત્ત વ્યાકુળ બની ગયું છે. તેની પાછળ મારા કીર્તિની પણ આ પ્રમાણે બૂરી દશા થઇ છે. બબે પુત્રોએ મારે અપુત્ર બની જવાનો વખત આવ્યો છે. હવે કાન્તિ કેમ ચાલ્યો ગયો છે તેની ખરી વાત કહેતાં મને શરમ આવે છે, પણ મારે તે કહેવી જોઇએ. લલિતા સાથેના લગ્નને તે ઇચ્છતો નહોતો અને તે જ લગ્ન કરવાના મારા દબાણથી તે મારૂં ઘર છોડી કોઇ સ્થળે ચાલ્યો ગયો છે. પરન્તુ જ્યારે આપે મને કહ્યું કે લલિતા પોતે જ કાન્તિ સાથેનું લગ્ન ઇચ્છતી નથી, ત્યારે મને પુત્રનો નિષ્કારણ ત્યાગ કરવા માટે બહુ ખેદ થયો, એટલું જ નહિ પણ એવી મનસ્વી લલિતા સાથેનો સંબંધ નહિ બાંધવામાં કાન્તિનો વિચાર યોગ્ય હતો અને તેના ઉપર દબાણ કરનાર હું જ મૂર્ખ હતો એવું મને તે વખતે સમજાયું અને મારા પશ્ચાત્તાપનો પાર રહ્યો નહિ. ઘણો વખત એ ગુપ્ત પશ્ચાત્તાપમાં જ હું બળી રહ્યો અને મનની વ્યાકુળ અવસ્થા વેઠી રહ્યો. મનનો આરામ શોધવાને મેં મારો મનસ્તાપ કીર્તિકરને જણાવ્યો, અને તે જ ક્ષણથી તેના મન ઉપર મારા અવિચારીપણાના આવા પરિણામથી ખરાબ અસર થઇ. તેના શરીરની જે આ છેલ્લી અવસ્થા આપ જુઓ છો, તે એ ખરાબ અસરનું જ પરિણામ છે. પહેલેથી જ બન્ને ભાઇઓ

વચ્ચે અનન્ય બંધુપ્રેમ હતો. તે બંધુપ્રેમ આ પ્રમાણે ખંડિત થયો એટલું જ નહિ પણ પિતાના અવિચારીપણાથી મોટા ભાઇને અન્યાય મળ્યો છે એ વાર્તાએ તેના મગજને અસ્થિર બનાવી દીધું છે અને શરીરના રૂધિરનું શોષણ કરવા માંડ્યું છે. શેઠજી ! આપ તો લલિતાને અનિષ્ટ સંયોગોમાં ઉછેરવા માટે અત્યારે તેનું માઠું ફળ મેળવવા માટે પસ્તાઓ છો, પરન્તુ હું તો ક્યારનોએ પસ્તાઇ ચૂક્યો છું અને વિધિ આપના કરતાં પણ વધારે કડક સજા મને કરવા તૈયાર થયો છે ! હવે આ મનોરોદન હું કોને કહું અને તેનો શો ઉપાય કરૂં ? હૃદયનો ઉભરો ખાલી કરવા માટે જ આ વાત મેં આપને કહી છે. ”

મંગળદાસના વીતકની આ વાર્તા સાંભળીને ગોપાળરાયને આશ્ચર્ય સાથે અત્યંત દુઃખ ઉત્પન્ન થયું. પોતાના જ માનને માટે મંગળદાસે કેટલું વેઠ્યું છે તેનો ખ્યાલ હવે ગોપાળરાયને આવ્યો. કાન્તિની ખરેખરી યોગ્યતા હવે તેને સમજાઇ. પોતાની પુત્રીની પરીક્ષા કરીને તેની સાથે જીવનસંબંધ નહિ જોડવામાં અને એ જોડવા માટે દબાણ કરનાર પિતાની આજ્ઞા નહિ માનવા માટે ઘરનો ત્યાગ કરી જવામાં એ યુવક વાજબી હતો, એવું ગોપાળરાયને તુરત જણાઇ આવ્યું. પોતાની પુત્રીના જીવનની કૃત્રિમતા અને તેનાં માઠાં પરિણામો હવે ગોપાળરાયના લક્ષમાં આવ્યાં હતાં અને તેની ન્યાયબુદ્ધિ વિસ્ફારિત થયાં તે પૂર્વનાં સઘળાં આચરણોનું ગેરવાજબીપણું જોઇ શકતો હતો. મંગળદાસના કથનથી અને લલિતાના સ્વભાવ તથા આચરણ ઉપરના આક્ષેપથી ગોપાળરાયને ખોટું લાગ્યું નહિ પણ તે સમજી શક્યો કે મંગળદાસના દુઃખના કારણરૂપ પણ પોતે અને પોતાની પુત્રી લલિતા છે. તે મંગળદાસને

આશ્વાસન આપતાં બોલ્યો: " મંગળદાસ ! તમારૂં કથાનક સાંભળીને જેવી રીતે તમારે માટે મને દયા આવી છે, તેવી જ રીતે એ સર્વ દુઃખોનાં કારણીભૂત હું અને મારી પુત્રી લલિતા છીએ, એ માટે મને શરમ પણ આવી છે; પરન્તુ હવે હું શું કરૂં? તમે પુત્ર ગુમાવ્યો છે અને મેં પુત્રી ગુમાવી છે! આપણા બધા યત્નો અત્યારસુધી અફળ ગયા છે અને હવે તો જો પ્રભુની કૃપા હોય તો જ તેઓ આપણને પુનઃ મળીને આપણાં જીવનને સુખી બનાવે! હું જોઉં છું કે જેટલો હું દુઃખથી અકળાએલો છું, તેટલા જ તમે પણ અકળાએલા છો! આપણે બન્ને દુઃખી પિતાઓ છીએ; પરન્તુ આવે વખતે ધૈર્યનું આલંબન કર્યા વિના આપણો છૂટકો જ નથી!"

"ખરી વાત છે, શેઠજી! વિશેષ નહિ, તો આ મારો કીર્તિ જો મૃત્યુના મુખમાંથી બચે, તો હું કાંઇક ધૈર્ય રાખી શકું; નહિ– તો ખરેખર આ વૃદ્ધ અવસ્થામાં હું દુઃખથી હીજરાઇને મરી જઇશ." મંગળદાસે આંખમાં આવેલું પાણી લૂછતાં કહ્યું.

શોકાતુરતાનું સૂચન કરનારી શાન્તિ પ્રસરી રહી. ઉભય દુઃખી પિતાઓ વિચારવિવશ સ્થિતિમાં પડ્યા. આગળ પાછળના અનેક દુઃખવિચારરૂપી મોજાંઓ આવીને તેમની ચિત્તનૌકાઓની સાથે અથડાવા લાગ્યાં. થોડી વાર રહીને ગોપાળરાયે પૂછ્યું: "કીર્તિકરની દવા કોણ કરે છે?"

"કીર્તિકરને શારીરિક દવાની જરૂર નથી એવી લાંબા અનુભવથી મારી ખાત્રી થઈ છે. તેને માનસિક દવાની જરૂર છે. જો અત્યારે કાન્તિ આવી પહોંચે અથવા તો તેનો ચોક્કસ પત્તો મળે, તો અત્યારથી જ તેનું શરીર સુધારાપર આવવા લાગે તેમ છે."

"પરન્તુ એ કાંઇ આપણા હાથમાં નથી. આપણા ઉપાયો નિષ્ફળ ગયા છે. હવે તો પ્રભુની ઇચ્છા હોય તો જ તે બને."

"પરન્તુ કીર્તિના ચિત્તને શાન્તિ મળે તેટલા માટે એક કૃત્રિમ ઉપાયની યોજના કરી છે. કાન્તિ તરફનો બનાવટી પત્ર ટપાલમાં આવે એવી ગોઠવણ કરી છે અને એ પત્ર ટપાલમાં આવવાથી કીર્તિને બતાવીશ એટલે તેને શાન્તિ થશે. હમણાં ટપાલ આવી પહોંચશે અને તેમાં એ બનાવટી પત્ર આવશે, એટલે તે પત્ર હું કીર્તિના દેખતાં જ ફોડીને તેને તે વાંચવા આપીશ. એકવાર તેની ખાત્રી થશે કે કાન્તિ સહીસલામત છે અને તે થોડા વખતમાં આવશે, એટલે તેનું ચિત્ત શાન્ત થશે. ડા. ગુપ્તેની સૂચનાથી કીર્તિના માનસિક રોગનો આ ઉપાય યોજ્યો છે."

"તે ઉપાય સારો છે; તેથી કીર્તિનું શરીર સુધરવા લાગશે; પરન્તુ તે એક કૃત્રિમ ઉપાય જ છે; અને લાંબા વખત પછી કાન્તિ નહિ આવતાં તે ઉપાય નિષ્ફળ જશે અને પુનઃ તેના મગજ ઉપર ખરાબ અસર થશે, એમ હું ધારૂં છું." ગોપાળરાયે જણાવ્યું.

"એવી સંભાવના છે ખરી; તે વખતે વળી જોઇ લેવાશે. અત્યારે તો કોઇ પણ રીતે તેને બચાવવો, એ ધારણાથી જ કામ લીધું છે."

એટલામાં ઉતાવળો ઉતાવળો એક ગુમાસ્તો દિવાનખાનામાં આવ્યો અને બોલ્યો: "શેઠ સાહેબ! ટપાલ આવી છે."

મંગળદાસ ઝડપથી ઉઠીને દિવાનખાનાના બારણા તરફ ચાલ્યો. ગોપાળરાય તેની પાછળ પાછળ બહાર નીકળ્યો.



# પ્રકરણ ૧૧ મું.

## જુઠાને બદલે સાચો પત્ર !

વિધિ સાનુકૂળ જેહ, અવળા તે સવળા પડે;
પ્રતિકૂળ હોતાં તેહ, પડ્યા છતાં ઉથલી જતા.

* * * * *

મંગળદાસ ટપાલના પટાવાળાના હાથમાંથી કાગળો લઇને કીર્તિકરના બિછાના પાસેની ખુરશીપર બેઠા. ગોપાળરાવે મંગળદાસની સામેની ખુરશીપર બેઠક લીધી. કીર્તિકર પોતાની ફીકી ઝીણી આંખોવડે પિતાની તરફ જોઇ રહ્યો હતો. ડાકટર જરા દૂર આરામખુરશીપર પડયો હતો. કશી પણ અસ્વાભાવિકતાનો દેખાવ થયા વિના કીર્તિકરને કાન્તિનો બનાવટી પત્ર બતાવવાનો હતો, તેથી કોઇના મુખ ઉપર આતુરતાનો દેખાવ હતો નહિ.

પરન્તુ આ શું ? કાન્તિના જેવા જ અક્ષરોના સીરનામાવાળા એકને બદલે બે પત્રો મંગળદાસના હાથમાં આવીને પડ્યા હતા ! એક પત્ર કાન્તિના બનાવટી અક્ષરોથી લખેલો હતો તેને તો મંગળદાસે તુરત ઓળખી કાઢ્યો, પરન્તુ તેની સાથે જ બીજો તેવો પત્ર ક્યાંથી ? આશ્ચર્યથી દિગ્મૂઢ બનીને, મુખમાંથી એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના, ચિત્તવૃત્તિની વિષમતા વધતી જતી હોય તેવો અનુભવ કરતાં મંગળદાસે ઉતાવળે ઉતાવળે સૌથી પહેલાં તે પત્ર ફોડ્યો અને વાંચવા માંડ્યો. તે એક પત્ર હતો—લખેલો પણ કવિતામાં જ હતો:—

* "પિતાજી! આજ્ઞાને અવગણી ગયો છું દૂર ભલે,
"લઘુ બંધુ, માતા, ત્યજી દઈ થયો છું ક્રૂર ભલે,
" વિસારી આપ્તોને સુખી દુખી બન્યો છું પૂર ભલે,
"છતાં એ કાર્યોમાં વિધિ–સુઘટના ભાસતી મને !
" પિતાજી! એ આજ્ઞા, અકળિત વિધિ કેરી જ હશે !
"પિતાજી! એ આજ્ઞા, સુત-પિતુવિયોગાર્થિની હશે ?
" પિતાજી ! એ આજ્ઞા, નવીન મમ જ્ઞાનાર્થ શું હશે ?
"છતાં એ આજ્ઞામાં વિધિ-સુઘટના ભાસતી મને !
"ભલે ભાસે એવું, ભૂલ કરી પિતાએ ત્યમ કહી,
"ભલે ભાસે એવું, ભૂલ કરી જ પુત્રે દૂર રહી,
"ભલે ભાસે એવું, ભૂલ કરી બધાએ હઠ કરી,
"છતાં, એ ભૂલોમાં વિધિ-સુઘટના ભાસતી મને !
"મને તો એ આજ્ઞા વિવિધ સુખની દાયક થઇ,
" મને તો એ આજ્ઞા અનુભવ ઘણા શીખવી ગઇ,
" મને તો એ આજ્ઞા અતિપુનિત પ્રજ્ઞા દઇ રહી,
" ખરે તે આજ્ઞામાં વિધિ-સુઘટના ભાસતી મને !
"વિધિ દર્શાવે છે, અઘટ ઘટનાને સુઘટિત.
" વિધિ વર્ષાવે છે, અમૃત રણમાંહે અતુલિત.
" વિધિ હર્ષાવે છે, સિંહમુખ પડેલી મૃગલીને.
"વિધિ (આ) કર્ષાવે છે. મૃગભણી અયોધ્યાધિપતિને!
"વિધિએ એ આજ્ઞા સુઘટિત ઠરાવેલી દિસતી.
" વિધિએ વિસ્ફારી. વિકળ થઈતી જે મમ મતિ.
"પિતાજી ! આવું છું. વિધિવશ રહેલો, ગૃહપ્રતિ,
" ક્ષમાનો પ્રાથી છું; વિધિવિવશ છું,

" કાન્તિ–અતિથિ. "

* શિખરિણી વૃત્ત.

હતાશ થએલા પિતાને અકસ્માત્ આશાના જળમાં પરિપ્લાવિત કરનાર પત્ર વિલક્ષણ અસર નીપજાવનાર થયો ! પત્રને લીધે ઉત્પન્ન થએલા આનંદના મોજામાં પિતાથી બોલી શકાયું નહિ. હૃદય આનંદથી ભરાઈ આવ્યું અને આંખો આંસુથી ભરાઇ ગઈ ! શમશમાકાર પડેલો કીર્તિ પિતાની આંખમાં એકાએક આંસુ જોઇને આશ્ચર્ય પામ્યો અને ગોપાળરાય તથા બીજાઓને પણ તે જોઇને ઘણી નવાઇ લાગી. થોડી વારમાં મંગળદાસ ભાન ભૂલી જાત અને ખુરશીપરથી ઉથલાઈ પડત: પણ ગોપાળરાયે તેની બદલાએલી મનઃસ્થિતિ જોઇને તેના હાથમાંથી કાન્તિનો પત્ર લેતાં કહ્યું: " મંગળદાસ ! તમને આ શું થાય છે ? એ પત્ર કોનો છે ? "

ગોપાળરાયે તે પત્ર જોયો—વાંચ્યો અને તુરત સમજાયું કે તે કાન્તિનો પત્ર હતો, પરન્તુ જૂઠા પત્રની આશામાં બેઠેલા પિતાના હાથમાં એ સાચો પત્ર આવ્યો હતો, તેની ગોપાળરાયને ખબર નહોતી. ગોપાળરાયના શબ્દોથી મંગળદાસનું ભાન ટક્યું અને કેટલીક વારે આનંદનો ઉભરો શમતાં તે બોલ્યો: " શેઠ સાહેબ ! મારા આનંદનો પાર નથી. હું કૃતાર્થ થયો છું. મારો કાન્તિ સહી-સલામત છે અને તે થોડા વખતમાં હવે ઘેર આવી પહોંચશે ! "

" હેં હેં ! મોટા ભાઇનો એ પત્ર છે ?" કીર્તિકર એકદમ બિછાનામાં પડ્યો પડ્યો બોલી ઉઠ્યો અને પત્ર વાંચવા માટે તેણે હાથ લંબાવ્યો. ગોપાળરાયે પત્ર કીર્તિકરના હાથમાં આપ્યો. તેણે તે મૌન રીતે વાંચ્યો અને એકાએક તેના વદનપરની રેખાઓ બદલાઈ ગઇ ! તેના ચીમળાઇ ગએલા ફીક્કા વદન પર પણ હવે આનંદ ચમકવા લાગ્યો. માત્ર એક ક્ષણમાં થઈ ગએલી એ વિકૃતિ સૌના ધ્યાનમાં આવી ગઇ. આનંદના આવેગમાં કોઇ કશું બોલ્યા નહિ,

પરન્તુ કીર્તિ અને મંગળદાસ સિવાય બીજા સઘળા એમ માનતા હતા કે આ બનાવટી પત્ર છે અને દર્શાવવામાં આવતો આનંદ માત્ર કીર્તિને સંતોષવા માટે જ હોઇને કૃત્રિમ છે પરન્તુ મંગળદાસે સૌની ભ્રમણા ભાગી. તેણે ગોપાળરાયને કહ્યું: “ શેઠ સાહેબ ! આ પત્ર જૂઠો નહિ પણ સાચો જ છે, હોં ! અકસ્માત્ તે આવી પહોંચ્યો છે અને મારા આનંદનો પાર રહ્યો નથી ! અહો ! એક ક્ષણ પહેલાં હું કેટલો દુઃખી હતો અને અત્યારે કેટલો સુખી છું ?”

ગોપાળરાયને પણ આ શબ્દો સાંભળીને આશ્ચર્ય થયું. ઘરમાં સૌને હવે ખરેખરો આનંદ થયો. અત્યારસુધી મૌન પડી રહેલા કીર્તિમાં પણ હવે બોલવાનું ચૈતન્ય આવ્યું. તે બોલ્યો: “ પિતાજી ! પણ આ પત્રમાં ભાઈ ક્યાં છે તે તો લખ્યું જ નથી ! ”

“ હા, લખ્યું નથી, પણ તે હવે ઘર તરફ આવે છે તો બે ચાર દિવસમાં આપણે જરૂર તેનું મુખદર્શન કરીશું. ”

“ પણ જો તેમણે લખ્યું હોત કે તે અમુક સ્થળે છે, તો હું તેમને ત્યાં મળવા જાત અને અહીં ઉતાવળે તેડી લાવત. વારૂ, કવર ઉપર છાપ ક્યા ગામની છે ? ”

“ છાપમાં ભદ્રપુર લખ્યું છે.”

“ ત્યારે હું ભદ્રપુર જઉં ?”

“ ભાઇ ! તારૂં શરીર સારૂં નથી, માટે હમણાં નહિ. આપણે પાંચ–સાત દિવસ રાહ જોઇએ; એટલા દિવસમાં જો ભાઈ આવી પહોંચે તો ઠીક, નહિતો ત્યાંસુધીમાં તને સારૂં થઇ જશે, એટલે આપણે જઇશું. ”

“ જુઓ, પિતાજી ! ભાઇનું મન કેવું છે ? આ બધી વિધિની ઘટના છે એમ તે કહે છે અને તેમાં પોતે સુખ માનીને તમારી

ક્ષમા માંગે છે; પણ 'હે પિતાજી ! ' વિધિએ એ આજ્ઞા સુઘટિત ઠરાવેલી દિસતી ' એમાં ભાઇ શું કહે છે ? તમે તેમને જે આજ્ઞા કરી હતી તે વિધિએ સુઘટિત ઠરાવી છે, એટલે શું ? એટલે શું લલિતાગૌરીને પરણવાને હવે મોટા ભાઈ ખુશી છે ? " એમ બોલતાં કીર્તિકર તિરસ્કારથી હસ્યો.

આનંદના ઉભરામાં કવિતાની સઘળી પંક્તિઓનો મર્મ મંગળદાસે વિચાર્યો નહોતો. તેણે તો માત્ર બે જ પંક્તિઓ પૂરેપૂરી રીતે વાંચી હતી અને તે છેલ્લી જ બે પંક્તિઓ હતી. કીર્તિના સૂચનથી તેણે તેની પ્રત્યેક પંકિત વાંચીને રહસ્યાર્થ સમજવાનો યત્ન કરવા માંડયો. આજ્ઞામાં, કાર્યોમાં, ભૂલોમાં, બધામાં વિધિની વિલક્ષણ ઘટનાનો જ સાર કાન્તિએ કાઢ્યો હતો, અને કીર્તિએ જે પંકિતઓ તરફ ધ્યાન દોર્યું હતું તેનો અર્થ કીર્તિએ કર્યો હતો તેવો જ સમજાતો હતો. પરન્તુ એવું તાદત્મ્ય મંગળદાસના મગજમાં ઉતરી શકે તેમ જ નહોતું. ઉલટું કીર્તિના શબ્દોથી ગોપાળરાયની આંખમાં આંસુ આવ્યાં અને તે બોલ્યો: " કાન્તિલાલ આવે, અને કદાચ લલિતા સાથેનું લગ્ન કબુલ કરે તોપણ શું ? લલિતા હવે છે જ કયાં ? પ્રભુની ઇચ્છા વિના હવે તે પાછી આવે તેવું નથી ! " મંગળદાસનો પુત્ર તો આવ્યો પણ પોતાની પુત્રી ન આવી, એવા સ્મરણથી ગોપાળરાયને બહુ દુઃખ લાગ્યું.

થોડીએક ક્ષણો પૂર્વે જે મંગળદાસ દુઃખથી હીજરાઈને મરવાનો સંકલ્પ કરતો હતો, તે જ મંગળદાસ અત્યારે સુખસ્વપ્નની લહેરમાં તણાવા લાગ્યો. કેટલીક વાર સુધી મૌનપણે અશ્રુધારા વર્ષાવી રહેલો કીર્તિ થોડા જ વખતમાં મરણ પામશે એવી ભીતિ રહેતી હતી, તે હવે મંગળદાસને દૂર થઇ ગએલી જણાતી હતી, કારણકે કાન્તિ-

નો પત્ર વાંચતાંની સાથે જ કીર્તિકરમાં ચૈતન્ય આવતું જતું હોય તેવું ખુલ્લું જણાતું હતું અને મંગળદાસને તેના બચાવની હવે સંપૂર્ણ આશા હતી, પરન્તુ ગોપાળરાયને તો ઉલટું વધારે દુઃખ લાગતું હતું. દુઃખી મનુષ્યને દુઃખી મનુષ્યથી આશ્વાસન મળે છે, પરન્તુ તેમાંથી એક સુખી થતાં દુઃખીને તે સુખીની અપેક્ષાએ વધારે દુઃખ લાગે છે, તેવું જ ગોપાળરાયને થયું હતું. તે દુઃખભર્યો નિઃશ્વાસ નાંખીને ખુરશીમાંથી ઉઠ્યો, એવામાં તો અચાનક તેની સ્ત્રી મોહિની શેઠાણી આનંદપ્રફુલ્લ વદને ત્યાં જ આવી અને તેણે અત્યંત ઉલ્લાસપૂર્વક કશુંએ નહિ બોલતાં એક પત્ર પોતાના પતિના હાથમાં મૂક્યો. મોહિનીને કોઇ જ વાર નહિ ને આજે ત્યાં આવેલી જોતાં જ મંગળદાસ ચમકી ગયો હતો. ગોપાળરાયને પણ તેનું આગમન ઘણું નવાઇ ઉપજાવનારૂં લાગ્યું હતું. તેણે સંપૂર્ણ આશ્ચર્ય સાથે એ પત્ર પોતાના હાથમાં લીધો અને વાંચ્યો. તે લલિતા તરફનો જ પત્ર હતો અને વાંચતાં જ શેઠની આંખે અંધારાં વળી ગયાં; તે પત્ર નીચે પ્રમાણે હતોઃ—

"નન્દિની વાટિકાઃ શુક્રવાર.

" પૂજ્ય પિતાજી તથા પૂજ્ય માતુઃશ્રી !

" હું એક મોટી આફતમાંથી બચીને અહીં આવી છું. છેવટે પ્રભુએ જ મારૂં સંરક્ષણ કર્યું છે, નહિતો આજે મારી કેવી દશા હોત અને હું ક્યાં હોત તે કહી શકતી નથી. આ સ્થળ ભદ્રપુર અને વૃદ્ધનગરની વચ્ચે એકાંત–નિર્જન સ્થળે દરિયાકાંઠે આવેલું છે. વાટિકા સિવાયનાં અન્ય માણસોનો પરિચય નથી; પરન્તુ અહીં હું સ્વર્ગના સુખમાં હોઉં એવું લાગે છે, અને તેથી જ મને અહિં એ-

ટલું બધું ગમી ગયું છે કે તમોને પત્ર પણ અહીં આવ્યા પછી ઘણે દિવસે લખું છું.

"આ વાટિકાના નિવાસી ગુરૂદેવની મારા પર અત્યંત કૃપા છે. તેમની શીતલ દૃષ્ટિ હેઠળ આ આનંદમય સ્થળે મારો સમય બહુ જ સુખમાં પસાર થાય છે. અહીં એટલી શાંતિ છે કે મુંબઇના ઘોંઘાટની કલ્પના પણ મને દુઃખ ઉપજાવે છે. ગુરૂદેવની પુત્રી બાલકુમારીનો મારાપર અત્યંત સ્નેહ છે; અને અહીં એક અતિથિ કરીને યુવાન પુરૂષ છે તેમનો સહવાસ મને અને બાલકુમારીને બહુ જ આનંદ આપનારો થઈ પડે છે. મારા સંરક્ષણને માટે આપે કશી ચિંતા કરવાની નથી.

"આપનાંથી દૂર રહેવાથી મને ગમે નહિ એ ખરૂં છે, પરન્તુ આ સ્થળ જ એવું છે કે એ અણગમાને વિસરી જવાય. છતાં મારાથી અહીં હમેશને માટે રહી શકાય નહિ, એટલે આપની પાસે આવવું જોઇએ. થોડા દિવસમાં હું અહીંથી નીકળીને મુંબઇ.આવીશ.

"વૃદ્ધનગરના અનુભવથી મને દુઃખ અને જ્ઞાન બે પ્રાપ્ત થયાં છે. એ અનુભવ પછીના ગુરુદેવ, બાલકુમારી તથા અતિથિના સહવાસે મને તદ્દન બદલાવી નાંખી છે. મારા પૂર્વ જીવનની ભૂલો મારી આંખોની સામે તરવરે છે. અત્યારસુધીની મારી ઉચ્છૃંખલતાને માટે મને ક્ષમા આપશો એવી મારી વિનતિ છે.

લી. આજ્ઞાંકિત પુત્રી
"લલિતા."

પત્ર વાંચીને ગોપાળરાય હર્ષોન્મત્તની પેઠે બોલી ઉઠચોઃ "અરે, અરે, આવો ડહાપણભરેલો આ પત્ર તે લલિતાનો છે કે લતાનો છે? મંગળદાસ! જુઓ, જુઓ, આ નીચે લખેલું નામ 'લતા' નું

છે કે 'લલિતા' નું છે ? હું મારી આંખે તે વાંચું છું ખરો, પરન્તુ મને મારી આંખોપર વિશ્વાસ આવતો નથી."

મંગળદાસે પત્ર જોઇને કહ્યું: "ખરેખર, તે લલિતાનો જ પત્ર છે; જુઓને, લલિતાએ જ પોતાની સ્થિતિની વાત લખી છે, અહો ! શેઠ સાહેબ ! આપણે બન્ને કેવા ભાગ્યશાળી છીએ કે એક જ વખતે આપણે બન્ને એકસરખા દુઃખમાંથી નીકળીને એકસરખા સુખમાં લીન બન્યા છીએ ! મારો કાન્તિ પણ આવશે અને તમારી લલિતા પણ આવશે; આથી વધારે મોટા હર્ષનો પ્રસંગ તે બીજો કયો ?"

ગોપાળરાયના ક્ષણિક ઉન્માદનો ઉભરો હજી શમ્યો નહોતો. તે બોલ્યો: "પણ મંગળદાસ ! મને વહેમ ઉત્પન્ન થાય છે. આ કોઇ બનાવટી પત્ર તો નહિ હોય ? લલિતાના હાથનો અંગ્રેજી બનાવટી પત્ર એક લુચ્ચાએ તૈયાર કરીને પેલી બિચારી વાયોલેટની કેવી દુર્દશા માઉંટ આબુ ઉપર કરી તે વાત તો તમે જાણતા હશો. તેવી જ કાંઇ ખટપટ આ પત્રમાં તો નહિ હોય ?"

મંગળદાસે કાંઇક વહેમથી બારીકાઇથી એ પત્રનું નિરીક્ષણ કર્યું. બે ચાર ક્ષણ તે મૌન બેસી રહ્યો અને પછી બોલ્યો: "શેઠ સાહેબ ! તેવી કાંઈ બનાવટનો વહેમ તો મને આવતો નથી, પરન્તુ એક બીજો ચમત્કાર મને જણાય છે ! તમારા ધ્યાનમાં કાંઇ નવીનતા આવે છે ?"

એ નવીનતા સમજવાની મારી બુદ્ધિ જ બહેર મારી ગઇ છે. તમારા ધ્યાનમાં આવતું હોય તે કહો." ગોપાળરાયે જણાવ્યું.

"ત્યારે આ પત્રમાં મને આશ્ચર્યની ઘટના એ જણાય છે કે મારા કાન્તિનો તેમ જ તમારી લલિતાનો પત્ર એક જ સ્થળેથી ટપા-

લમાં પડેલા છેઃ જુઓ, લલિતાના પત્ર ઉપર પણ ભદ્રપુરની જ છાપ છે. વળી કાન્તિ અને લલિતાના પત્રો એક જ કાગળના તાવના બે ટુકડાઓપર લખાએલા હોય, એક જ શાહીથી અને એક જ કલમથી લખાએલા હોય એવું તમને શું નથી લાગતું? જુઓ, સરખાવો એ બન્ને પત્રોને!"

એમ કહી મંગળદાસે ગોપાળરાયના હાથમાં બન્ને પત્રો મોલ્યા. ગોપાળરાયને અને મોહિની શેઠાણીને મંગળદાસનાં એ અનુમાનો સકારણ જણાયાં. મોહિની બોલી ઉઠીઃ "ખરેખર, મંગળદાસ! તમે કહો છો તેવું જ બન્યું હોવું જોઇએ. બન્ને કાગળ એકસરખા જ ઘાટ તથા દેખાવના છે."

અત્યારસુધી મૌનપણે સૂતો સૂતો જોઇ રહેલો કીર્તિકર આ વાતચીત સાંભળીને બિછાનામાં એકદમ બેઠો થયો. તેણે ગોપાળરાયના હાથમાંથી બન્ને પત્રો લીધા, વાંચ્યા, પુનઃ વાંચ્યા, કાગળ–અક્ષરો–શાહી તપાસ્યાં અને પછી તે સસ્મિત મુખે બોલ્યોઃ "મોટા ભાઇ અને લલિતાગૌરી બન્ને એક જ સ્થળે સાથે રહે છે, અને ઘણું કરીને બન્ને સાથે જ આવશે."

મોહિની તો આ કથન સાંભળીને અજબ બની ગઇ. તેણે પૂછ્યુંઃ "શા ઉપરથી તું એવું કહે છે કીર્તિકર?"

"જુઓ, આ પત્રમાં ભાઈ પોતાને કાન્તિ–અતિથિ કહીને ઓળખાવે છે, અને લલિતાગૌરી પોતાના પત્રમાં કોઇ એક અતિથિનો ઉલ્લેખ કરે છે! વળી કાગળ, શાહી, કલમ અને ટપાલની છાપ બધુંએ બન્ને પત્રોમાં એકસરખું છે. બન્ને પત્રો એકી સાથે અને એક જ સ્થળે ટપાલમાં પડ્યા છે અને એક જ સાથે મુંબઇમાં વહેંચાયા છે! આ કરતાં વધારે ખાત્રીની શી જરૂર છે?"

કીર્તિકરની આ દલીલોનું મનન કરતાં સૌ કોઇ આશ્ચર્યના સાગરમાં તણાયાં; પરંતુ મોહિની સમજી શકી નહિ કે કાન્તિલાલ તે નિર્જન સ્થળે કેવી રીતે હોય, કારણકે તે સંપૂર્ણ વિગત જાણતી નહોતી. તત્સંબંધી વિગત પોતાના પતિ પાસેથી જાણી લેવાને તે અધીરી બની, પણ ગોપાળરાય તો બીજા જ ચિંતનમાં પડેલો હતો. કીર્તિકરે જે અનુમાનો કર્યાં તે બધાં જો ખરાં જ હોય, કાન્તિએ પોતાના પત્રમાં લખ્યું હતું કે વિધિએ એ આજ્ઞાને સુઘટિત ઠરાવેલી દેખાય છે એનો ભાવાર્થ કીર્તિએ કહ્યા પ્રમાણે જ થતો હોય અને લલિતાના વિચારો અનુભવ તથા સારા સહવાસથી પલટાઇ ગયા હોય, તો શામાટે કાન્તિલાલ અને લલિતાનું લગ્ન જોડી શકાય નહિ ? આ ચિંતન ગોપાળરાયને બહુ સુખપ્રદ લાગ્યું, પરન્તુ તે ધારણા અસંભવિત નહિ તોપણ ઘણે દૂરની માલૂમ પડી અને તેથી તેમાંથી નિવૃત્ત થઇને—વિચારનિદ્રામાંથી ઝબકી ઉઠયાની પેઠે સ્વસ્થ બનીને તેણે કહ્યું: “ત્યારે મંગળદાસ! હવે આપણે શું કરીશું ?”

“આપણે ભદ્રપુર જઇએ તો આ નન્દિની વાટિકાનો, લલિતાનો, કાન્તિનો સર્વનો પત્તો લાગે એમ હું ધારૂં છું; પરન્તુ મારા કીર્તિની તબીયત એવી છે કે હમણાં બે ત્રણ દિવસસુધી મારાથી તેને સાથે રાખીને મુસાફરી થઇ શકે નહિ. હું ધારૂં છું કે તેને હજી એક અઠવાડિયાના આરામની જરૂર છે, તોપણ વહેલામાં વહેલા આપણે ચાર દિવસ પછી નીકળી શકીએ.”

“મારી અધીરાઇને માટે એ ચાર દિવસનો વખત ઘણો મોટો છે.”

“મારી અધીરાઇનું પ્રમાણ પણ એટલું જ છે.” મંગળદાસ બોલ્યો: “પરન્તુ એ ચાર દિવસ થોભી જવામાં બે હેતુઓ રહેલા

છે. એક હેતુ કીર્તિની તબીયતનો છે, અને બીજો હેતુ એ છે કે કદાચ એટલા વખતમાં કાન્તિ કે લલિતા કિંવા બન્ને અહીં મુંબઈમાં જ આવી પહોંચે. જો ચાર દિવસમાં તેઓ આવી પહોંચે તો ભલે, નહિ— તો પાંચમે દિવસે આપણે નીકળીએ."

કીર્તિકર બોલ્યો: "પિતાજી ! એક દિવસ વહેલો ઠરાવશો, તોપણ ફીકર નથી; મને ભરોસો છે કે એક–બે દિવસમાં હું તમારી સાથે આવવા જેવો બની જઇશ."

"ભલે ભાઇ ! તારૂં શરીર તુરત સારૂં થશે તો આપણે એક દિવસ વહેલાં નીકળીશું, તારો માનસિક રોગ દૂર કરવાને મેં શું શું કર્યું છે, તે તું જ્યારે જાણીશ ત્યારે આશ્ચર્ય જ પામીશ પરન્તુ છેવટે પ્રભુએ મારી દાદ સાંભળી અને તારા રોગનું નિવારણ કરનારો પત્ર મોકલ્યો !"

કીર્તિના બિછાનાની આસપાસ આખા ઘરમાંનાં સર્વ માણસો એકત્ર થયાં હતાં અને તેઓ આ આનંદની વાતચીતમાં સાંભળીને પુલકિત હૃદયે ઊભાં હતાં. સર્વનાં મ્હોંપરની ચિંતા અદૃશ્ય થઈ ગ- એલી હતી અને બન્ને દુઃખી પિતાઓના હૃદયમાંનો આનંદ તો પૂર્ણિમાની ભરતીની પેઠે ઉછળી રહ્યો હતો. આ આનંદના પ્રવાહમાં ગોપાળરાય શેઠનો તથા મોહિની શેઠાણીનો ચાહ–પાનાદિવડે સત્કાર કરવાનું કોઇને ભાન પણ રહ્યું નહોતું. એ પ્રવાહનો વેગ જરા શમ્યો એટલે શેઠે રસોઇયા ભણી જોઇને કહ્યું: "અલ્યા, તુંએ આ આનંદ- ની વાર્તામાં મશગુલ બની ગયો છે કે શું? આ શેઠ તથા શેઠાણી આવ્યાં છે તો જરા ચાહ–પાન તો લાવ !"

થોડી વારમાં ચાહનાં પ્યાલા–રકાબી અને પાનનો દાબડો હાજર કરવામાં આવ્યાં અને સૌએ તેને ઇન્સાફ આપ્યો. ગોપાળરાય તથા

મોહિની પોતાને ઘેર ગયાં અને શાન્ત ચિત્તે આનંદ અનુભવવાનો સમય હવે મંગળદાસને તથા કીર્તિકરને મળ્યો. કીર્તિકર ઝીણું ઝીણું ગણુગણુવા લાગ્યોઃ

" વિધિ વર્ષાવે છે, અમૃત રણુમાંહે અતુલિત,
વિધિ હર્ષાવે છે, સિંહમુખ પડેલી મૃગલીને !"

## પ્રકરણ ૧૨ મું.

### શારદા અને સૂર્યસિંહ.

મોહનાદેવી અને સ્વામીજી ભદ્રપુરનો ત્યાગ કરી ગયા પછી શારદા સૂર્યસિંહના જ આશ્રય હેઠળ રહી હતી અને સૂર્યસિંહે તેના દ્રવ્યની સુરક્ષિતતા માટે વ્યવસ્થા કરી હતી. શારદાની ઇચ્છા સૂર્યસિંહની જ દેખરેખ અને આશ્રય હેઠળ રહેવાની હતી ખરી, પરંતુ રાજમહેલમાં જ રહેવાની તેની ઇચ્છા નહોતી, કારણકે રાજમહેલના દાસદાસીઓના થોડા જ પરિચય ઉપરથી તેણે જાણી લીધું હતું કે લાંબા વખત સુધી રાજમહેલમાં રહેવાથી પોતે કદાચ શોભનાની પેઠે જ રાણીને અપ્રિય થઇ પડશે. પરન્તુ શારદાની સ્થિતિ સૂર્યસિંહ સમજતો હતો. તે યુવાન કુમારિકા હતી અને કોઈ સ્વતંત્ર સ્થળે રહેવાથી તેના મનની કે તનની દુર્દશા થવાનો વધારે સંભવ હતો, એટલે તેણે તેને રાજમહેલમાં જ રહેવાની આજ્ઞા કરી હતી. આ આજ્ઞાને વશ રહીને શારદા રાજમહેલથી દૂર જવાની કે દૂર જવાની રજા માંગવાની સૂર્યસિંહ પાસે હિંમત ધરી શકતી નહિ.

શોભના અને શારદામાં બુદ્ધિચમત્કારના પ્રમાણમાં ફેર હતો, સ્વભાવમાં ફેર હતો, સૌંદર્યમાં ફેર હતો અને નિર્દોષતામાંએ ફેર હતો. શોભના શારદા કરતાં વયમાં નાની હોવા છતાં તેનો બુદ્ધિચમત્કાર અપ્રતિમ હતો અને કોઈ કોઈ વાર તો તેથી સૂર્યસિંહને પણ મ્હાત થઈ જવું પડતું; શારદાનું બુદ્ધિકૌશલ્ય સામાન્ય પ્રકારનું હતું, તોપણ તેની વયની બીજી યુવાન બાળાઓ કરતાં તો તે નિઃસંશય વધારે હતું. શોભનાનો સ્વભાવ નમ્ર, માયાળુ અને સરળ હતો, ત્યારે શારદાનો સ્વભાવ માયાળુ, સરળ છતાં ઉગ્ર હતો. શોભના અને શારદાનો વર્ણ એકસરખો ગૌર અને અવયવો એકસરખાં સુઘટિત હતાં, છતાં શોભના અજ્ઞાતયૌવના મુગ્ધા હતી અને શારદા જ્ઞાતયૌવના મુગ્ધા હતી, તેથી શોભનાનું સૌંદર્ય શારદાના સૌંદર્ય કરતાં વધારે દીપતું હતું. શોભનાની નિર્દોષતા નૈસર્ગિક હતી અને તેથી તેને હસ્તે વિનયશીલતાના સંબંધમાં કેટલાક દોષો થઇ જતા હતા, ત્યારે શારદાની નિર્દોષતા સાવધાન હતી તેથી તે વિનયશીલ તથા મૃદુભાષિણી રહી સર્વને પ્રિય થઇ શકતી હતી; છતાં સૂર્યસિંહ જેવા કવિહૃદયના રાજવીને નૈસર્ગિક નિર્દોષતાવડે શોભના જેટલી આકર્ષક લાગતી હતી તેટલી શારદા લાગતી નહિ. શોભના અને શારદાની તુલનામાં સૂર્યસિંહને શારદા આટલી ઉતરતી જણાતી હતી, તોપણ શારદાનો કોઇ કોઇ વારનો પરિચય, તેની સાથેની કોઇ વારની વાતચીત, તેના તારૂણ્યભાવના વધતા જતા વિકાસની ઝાંખી, ઇત્યાદિથી સૂર્યસિંહના કવિતામય મનને રમણ કરવાનો પ્રસંગ કોઇ કોઈ વાર મળતો હતો. શારદાના આટલા પરિચયથી સૂર્યસિંહ કાંઇ શોભનાને વિસરી શકતો નહોતો. દિવસ અને રાત્રિનો એક પણ કલાક એવો જતો નહોતો કે કોઈ પણ કારણવશાત્ શોભનાનું સ્મરણ સૂર્યસિંહના ચિત્તમાં ઉભરાયા વિના રહે.

પરન્તુ વિષયી જગતનાં પંખીડાંઓ સૂર્યસિંહના હૃદયને પારખી શકતાં નહિ ! તેઓને તો શોભનાના જીવનસમયે સૂર્યસિંહના ચારિત્ર્યમાં જે દોષ દેખાતો હતો, તે દોષ શારદા રાજમહેલમાં આવીને રહેવા લાગી તેથી પણ દેખાવા લાગ્યો ! શોભના સરળ અને નિર્દોષ હોવાથી સૂર્યસિંહના પરિચયમાં બહુ રહેતી. દાસી–દાસીઓના પરિચયમાંએ તેની નમ્રતા તો છૂપી રહેતી નહિ, તોપણ તેને વિનયશીલતા દર્શાવતાં કે ખુશામત કરતાં બહુ આવડતી નહોતી તેથી દાસદાસીઓ તેની બહુ જ ઇર્ષા કરતાં. શારદા સ્વભાવની ઉગ્ર હોવા છતાં સાવધાન નિર્દોષતાવાળી હતી અને તેથી હરેક ક્ષણે સાવધ દૃષ્ટિએ પોતાનું વર્તન ચલાવતી હતી. જરૂર જણાયે તે કોઇની ખુશામત પણ કરતી, કોઇને વ્હાલી પણ બનતી અને લોકો પોતાની વાતો ન કરે તેટલા માટે રાજાજીના અતિપરિચયનો જાણી જોઇને ત્યાગ કરતી. આથીએ દાસદાસીઓ વ્હેમાયા વિના રહેતાં નહિ, તોપણ તેઓ ખુલ્લી રીતે શારદાની બદબોઈ કરતાં નહોતાં અને રમાના કાન ભંભેરતાં તો તેમને બહુ–બહુ વિચાર થઇ પડતો હતો.

પરન્તુ ઇર્ષા બહુ દુષ્ટ વસ્તુ છે. તેનો જરા પણ સંસર્ગ થતાં તે ઉત્તરોત્તર વધારે ને વધારે અંકુશ મનુષ્યના મગજ ઉપર ધરાવતી જાય છે. શારદાની સાવધાનતા છતાં અને સૂર્યસિંહના સ્વલ્પ પરિચય છતાં ઉભયને માટે દિવસે દિવસે વધારે વાતચીત ચાલવા માંડી. એક વાર સૂર્યસિંહે શારદાને પૂછ્યું: “શારદા ! તારે માટે પતિરૂપી છત્રની જરૂર છે એવું તને લાગે છે કે ?”

આ પ્રશ્ન સાંભળીને તે બહુ જ શરમાઇ ગઇ. તેણે લજ્જાથી નીચું જોયું અને રાજાના પ્રશ્નનો કશો ઉત્તર આપ્યો નહિ. તેની આ મનોદશા જોઇને સૂર્યસિંહ બોલ્યો: “શારદા ! તારી લજ્જા-

શીલતા પ્રશંસનીય છે ખરી, પરન્તુ આ નાજુક બાબતના સંબંધમાં જો હું તને ન પૂછું, તો બીજા કોને પૂછું ? તારાં માતાપિતાને તો તે સંબંધે કશું પૂછવા જેવું હવે રહ્યું જ નથી; અને તે સિવાય આ જગતમાં તારૂં આપ્તજન બીજું કોણ છે ?"

હજી પણ શારદાની જિહ્વા ચાલી શકી નહિ. તે સૂર્યસિંહના ઓરડામાં નીચે શેતરંજી ઉપર બેઠી હતી તે નીચું જ જોઇ રહીને પોતાના પગના અંગુઠાના નખની સાથે રમત કરી રહી. તેનું એ મૌન્ય સૂર્યસિંહે વધારે વખત ચાલવા દીધું નહિ. તેણે તેના મસ્તક-પર હાથ મૂક્યો અને તેને પોતાની સામે જોવડાવીને પૂછ્યું: "શારદા! જો આ બાબતમાં તું પોતે જ શરમાઇને મને તારો મનો-વિચાર નહિ જણાવ, તો પછી હું તારૂં હિત કેવી રીતે કરી શકીશ, તારૂં હિત કરવાનો જે ભાર મેં મારે શિરે ધારણ કર્યો છે તેને હું સફળ શી રીતે કરી શકીશ ? માટે મારા પ્રશ્નનો જવાબ તું નિઃસં-કોચે આપ."

શારદા સૂર્યસિંહના આકસ્મિક સ્પર્શથી જરા કમ્પી રહી ખરી, પરન્તુ સ્વસ્થતાથી બેસી રહી અને બોલીઃ "મહારાજ! એમાં હું શું કહું ? અમો સ્ત્રીજનનો અવતાર જ બહુ ખરાબ છે; અમારા શીલને લોકાપવાદનું કલંક ન લાગે, તેટલા માટે અમારે પરણવું જ જોઇએ એવું જગત્ માને છે, એટલે અમે અમારે વશ નથી, પણ જગતને વશ છીએ."

આ શબ્દોને સૂર્યસિંહ ગંભીરતાપૂર્વક સાંભળી રહ્યો. આપણો સ્ત્રીસમાજ સ્વવશ નથી, પણ જગતની નીતિને વશ છે એ કથનમાં તેને સંપૂર્ણ સત્ય જણાયું. શોભનાને તેની અનિચ્છા છતાં માત્ર

જગતની નીતિને ખાતર પરણાવવામાં આવી હતી એ સૂર્યસિંહને સાંભર્યું અને તેને અત્યંત દુઃખ થયું. તે બોલ્યોઃ "અને શારદા! તું જગતની નીતિને વશ ન હોય તો તું કેવી ઇચ્છા કરે?"

"તો, મહારાજ! હું મરણસુધી કુંવારી રહેવાનું જ પસંદ કરૂં. મેં સંસારના બહુ કાવાદાવા જોયા છે, અને હવે મને તેના ઉપર તિરસ્કાર આવ્યો છે. અત્યારસુધી મેં પરણવાની ઇચ્છા દર્શાવી છે અને તેવી ઇચ્છા દર્શાવવામાં રસપૂર્વક ભાગ લીધો છે એ ખરૂં છે, પરન્તુ તે માત્ર મારી માતાની ઇચ્છાથી જ તેમ કર્યું છે અને બહુ અંશે તેના હાથમાંથી છૂટવાને માટે જ હરકોઇની સાથે પરણી લેવાની મારી મરજી હતી."

"ત્યારે વસ્તુતઃ તું શું પરણવાને ઇચ્છતી જ નથી? તું તારા મન ઉપર એટલો કાબૂ ધરાવી શકીશ?"

"અત્યારે તો મને લાગે છે કે એવો કાબૂ હું ધરાવી શકીશ—હું વાસનાની ગુલામડી બનીશ નહિ, પણ વાસનાને જ મારી દાસી બનાવીશ." શારદાએ હિંમતથી કહ્યું.

"એ મને શકય લાગતું નથી, શારદા! તું એવાં વાસનાયુક્ત માતાપિતાની પુત્રી છે કે જેમનામાં વાસના ઉપરનો કાબૂ સ્વલ્પાંશે પણ નહોતો. તેવાં જનક—જનનીની પુત્રી તું એકાએક વાસના ઉપર જય મેળવનારી કેવી રીતે બની શકે?" સૂર્યસિંહે જણાવ્યું.

શારદા મૌન મુખે તે શબ્દો શ્રવણ કરી રહી અને થોડીએક ક્ષણો સુધી કશું બોલી નહિ. કેટલીક વારે વિચાર કરીને તે બોલીઃ "ત્યારે મહારાજ! આપની શું એવી ઇચ્છા છે કે હું કોઇની પણ સાથે લગ્ન કરી લઉં?"

"તારા મનની સ્વતંત્રતાની આડે હું આવવા માંગતો નથી

પરન્તુ જો મન ઉપર અંકુશ રાખી ન શકાય, તો કૌમાર અવસ્થા ગાળવા કરતાં લગ્ન વધારે શ્રેયસ્કર છે.”

“તો મહારાજ! મારા મનની ઇચ્છા પ્રમાણે એક વાર થવા દો. હજી બે વર્ષ હું કૌમાર અવસ્થા ગાળીશ, એટલા વખતમાં જો મને મારી અવસ્થાને ઉત્તેજક તત્ત્વ મળી આવશે તો હું એ જ અવસ્થા ગાળીશ, અને જો મારૂં મન ચલિત થતું મને જણાશે તો હું લગ્ન કરી લઇશ, પરન્તુ એ સ્થિતિનો અનુભવ પહેલાં લેવા ઇચ્છું છું.”

“તો ભલે, તારી મરજીની આડે આવવા હું માંગતો નથી. મનઃસંયમ કરી રહેવાની તારી અભિલાષા ભલે પૂરી થાય. શારદા! શોભનાની મનોભિલાષાની આડે આવીને મેં તેને પરણવાની ફરજ પાડી, તેનું જે પરિણામ આવ્યું તેથી મારૂં ચિત્ત એટલું વ્યગ્ર બન્યું છે કે તને હું લગ્ન કરવાનું દબાણ કરવા માંગતો નથી.”

“શોભના તો એક દેવી હતી, મહારાજ! હું તેની તુલનામાં ઊભી રહી શકું તેમ જ નથી. તેનો મનઃસંયમ મારા ગમે તેવા ઉગ્ર મનઃસંયમ કરતાંએ ચડી જાય તેવો હતો. પતિગૃહે તેણે જે મનઃસંયમ દાખવ્યો છે તેથી તો આખું ભદ્રપુર વાહવાહ કરી રહ્યું છે; પણ મહારાજ! શોકની વાર્તા માત્ર એટલી જ છે કે જે હૃદયના ઉચ્ચાશયની કદર લોકો અત્યારે કરે છે તે હૃદયને તેના મરણ પૂર્વે કોઇ ઓળખી શક્યું નહિ!”

શોભનાની આટલી પ્રશંસાના ઉદ્ગાર અન્ય મુખેથી સૂર્યસિંહે આજે પહેલી વાર જ સાંભળ્યા હતા અને તેના હૃદયને એ પ્રકારનું ઉત્તેજન મળવાથી તેનું ચિત્ત હર્ષોન્મત્ત બની ગયું! તેણે હૃદયના આવેગપૂર્વક શારદાનું અભિનંદન કરવાને તેનો હસ્ત પકડી તે

ઉપર ચુંબન લીધું અને કહ્યું: " શારદા! શોભનાને ખરેખરી રીતે તું જ ઓળખી શકી છે અને તારા ઉદ્ગારો શ્રવણ કરીને હું હર્ષથી ઘેલો બની ગયો છું!"

શારદા સૂર્યસિંહના એ ચુંબનવ્યવહારથી લજ્જિત થઈ જરા દૂર ખસી ગઇ અને કિંચિત્ કંપ અનુભવવા લાગી. જોકે સૂર્યસિંહની નિર્દોષતા બદલ તેની ખાત્રી હતી, તોપણ તે હૃદયથી સંકોચ અનુભવતી દૂર જ ઊભી રહી અને બોલી: " મહારાજ! શોભનાને હું એકલી જ નહિ પણ ઘણાં ઓળખી શક્યાં છે, પરન્તુ તે મોડાં ઓળખી શક્યાં છે. જો તેને તેઓ વહેલાં ઓળખી શક્યાં હોત, તો આપને મનોદુ:ખ વેઠવું પડત નહિ, તેને જીવતા નરકમાં જવું પડત નહિ અને આજે તે પરલોકવાસિની બની હોત નહિ."

" શારદા! શોભના એ ખરેખર દેવી જ હતી હોં! એ નિર્દોષ પ્રેમને સમજતી હતી. મારી વાટિકાનાં પશુ–પંખી તથા હરિણો ઉપર તે પ્રેમ રાખતી, મારાપર પ્રેમ રાખતી, તેના પતિપર એ પ્રેમ રાખતી, પ્રભુપર પણ તે પ્રેમ રાખતી અને સર્વ કોઇપર તેનો એકસરખો પ્રેમયુક્ત મૃદુભાવ હતો!! અહો! તેના દુષ્ટ પતિ ઉપર પણ તેનો કેટલો પ્રેમભાવ હતો–અને તે તેના મરણની છેલ્લી પળસુધી પણ હતો! શારદા! " **वसुधैव कुटुम्बकम्** " એ શબ્દોનો સાક્ષાત્કાર જ હું શોભનાના સ્વભાવમાં જોતો હતો. પરન્તુ પ્રભુને તે બાળક વધારે વહાલું લાગ્યું અને તેથી તેણે તેને પોતાની પાસે બોલાવી લીધું! આપણે તેને ગુમાવી દીધી! એક માત્ર તેનું સ્મરણ આ ચિત્તમાં રહ્યું છે. તેની સાક્ષાત્ મૂર્તિ મારા હૃદયમંદિરમાં વિરાજી રહી છે! બીજાંઓ હવે તેને સંભારતાં હશે. કદાચ તેનાં ગુણોનું ગાન પણ કરતાં હશે, પરન્તુ તેથી શું? મારા હૃદયને થએલો આ-

વાત અને આ જગતને થએલી હાનિની કલ્પના તેઓને તેથી કેવી રીતે આવે?"

"ન જ આવે, મહારાજ! આપ ખરૂં કહો છો! લોકો તો તેને પાંચ દિવસ સંભારશે અને પછી ભૂલી જશે! પરન્તુ આપ તો તેને નહિ જ ભૂલી શકો." શારદા બોલી.

"હું તો નહિ જ ભૂલું, પરન્તુ એ દેવીનું સ્મરણ લોકોમાં પણ કાયમને માટે રહે, તે સારૂ હું બહુ ઉત્સુક છું, શારદા! જે દેવીની પ્રતિમા મારા હૃદયમંદિરમાં કોતરાઇ રહી છે, તે દેવીની પ્રતિમા બીજાં હૃદયોમાંથી પણ ભૂલાય નહિ તેવો કાંઇ યત્ન હું કરવાની ઇચ્છા રાખું છું." સૂર્યસિંહે પોતાનો મનોભિલાષ જણાવ્યો.

"આપની એ ઇચ્છા વાસ્તવિક છે, મહારાજ, પણ આપ એવો તે કેવો યત્ન કરશો વારૂ?" શારદાએ પૂછ્યું.

"તત્સંબંધી વિચાર મેં હજી સ્થિર કર્યો નથી, પરન્તુ મેં જે કાંઇ વિચાર કર્યો છે તે એવો છે કે મારે અહીં એક 'પ્રેમસેવામંદિર' સ્થાપવું. તે મંદિરમાં એવી બાળાઓ અને સ્ત્રીઓને રાખવી કે જેઓને વસુધૈવ કુટુમ્બકમ્ જેટલી વિશાળ દૃષ્ટિનો પ્રેમ શીખવાનું અને કેળવવાનું મળે અને પછી તેઓ જનસમાજમાં વાસ્તવિક સંસારસુધારાનો ઉપદેશ ફેલાવે. આ સંસારસુધારો પાશ્ચાત્ય દૃષ્ટિએ નહિ થતાં આર્યાવર્તની દૃષ્ટિએ જ થાય, સંસારમાં પિડાતી બાળાઓનો સંસાર તેમની વિકાસ પામતી જતી પ્રેમભાવનાથી અને નમ્રતાથી જ વધારે પ્રમાણમાં સુધરે, જેવી રીતે શોભના પોતાના ગુણોથી આદર્શ બાળારૂપ દેખાતી હતી તેવી રીતે સંસારની સર્વ બાળાઓ આદર્શરૂપ બને, તેવો હેતુ એ મંદિર સ્થાપવાથી પાર પડે એવી મારી ઇચ્છા છે. શોભનાના જીવનની ભાવના સાથે મારો એ હેતુ બંધ બેસતો નથી

શું ? આ મંદિરની સ્થાપનાનો એક બીજો આશય પણ છે. મરતાં મરતાં શોભનાએ મારી પાસેથી માંગ્યું હતું કે મારે ગુણસ્વભાવનાં કજોડાં જગતમાં ન થાય તે પ્રકારનો ઉપદેશ ફેલાવવો, અને એ માંગણી મેં કબુલ રાખી હતી. આ મંદિરદ્વારા એ ઉદ્દેશને પણ શું પાર પાડી શકાય નહિ ?"

શારદા ઉલ્લાસ પામતી બોલી: "ઘણું જીવો મહારાજ ! આપ એવું મંદિર તુરત સ્થાપો અને તેમાં દાખલ થનારી ઉમેદવાર બાળાઓમાં સૌથી પહેલું નામ મારૂં જ લખી રાખજો."

"તારા ટેકાથી મારૂં હૃદય બહુ આનંદ પામે છે—મારા વિચારને ઉત્તેજન મળે છે, પરન્તુ હજી કેટલીક બાબતોમાં મારે ઘણો વિચાર કરવાનો છે, ડાહ્યા પુરૂષોની સલાહ લેવાની છે, શિક્ષણનો ક્રમ નક્કી કરવાનો છે અને તે બધાની વ્યવસ્થા કરનાર કોઈ આત્મભોગ આપી શકે તેવા આદર્શ પુરૂષ અથવા સ્ત્રીની આવશ્યકતા છે. આ બધી સામગ્રી એકઠી કર્યા પછી આ ભદ્રપુરમાં હું એ મંદિરની સ્થાપના કરીશ અને તે મંદિરમાં શોભનાની જીવંત મૂર્તિના સરખી પ્રતિમાની પ્રતિષ્ઠા કરીશ." એટલું બોલતાં સૂર્યસિંહની આંખો ઉત્સાહથી ચળકવા લાગી અને શારદાને પણ આનંદ થયેલો દેખાયો. થોડીએક વારસુધી એ જ વિષય સંબંધી વાર્તાલાપ ચાલ્યા પછી શારદા ત્યાંથી ચાલી ગઇ અને સૂર્યસિંહ એકલો પડ્યો.

---

# પ્રકરણુ ૧૩ મું.

## હૃદયની ઓળખાણુ.

કહેને પ્રાણુ ! દિલમાં ક્યાં રહી તુજને હજી શંકા ?
કાપી દઉં તે નાંખી હું: ન છે તેની મને પરવા.

કલાપી.

શોભનાના હૃદયની પ્રશંસા શારદાને મુખેથી સાંભળીને આવેગમાં આવી ગએલા સૂર્યસિંહે જે વખતે શારદાના હસ્ત ઉપર ચુંબન લીધું, તેજ વખતે ઓરડાની બહારથી પસાર થતી એક દાસીએ એ વ્યવહાર જોયો અને તે આશ્ચર્યથી ચકિત બની ગઇ. શારદા સાથેનો રાજાજીનો વ્યવહાર પણ સારો નથી એવું માનતી દાસીઓમાંની એકે પ્રત્યક્ષ એ દશ્ય જોયું, એટલે પછી કહેવું જ શું ? માત્ર થોડી જ વારમાં એ વાત સઘળી દાસદાસી મંડળમાં ફેલાઇ ગઈ. રાત્રે કુથલી કરવાની ટેવવાળી દાસીઓ કામકાજમાંથી નવરી પડી અને મળી, એટલે ગુપચુપ એ જ વિષે વાત ચાલી અને જે દાસીએ એ દશ્ય જોયું હતું તેને સૌએ મળીને ઉશ્કેરી. એ જ દાસીએ પોતે જોએલો બનાવ રાણી રમાકુંવરને નિવેદન કરી બતાવવો એવું તેઓએ નક્કી કર્યું. શારદા રાજમહેલમાં હલકી પડે એવી ઇચ્છા પાર પાડવાને આ બનાવ તેમને મદદગાર થઈ પડે તેવો હતો, એવી તેમની દઢ માન્યતા હતી.

બીજે દિવસે સ્હવારમાં જ પેલી દાસીએ રમા પાસે એકાંતનો પ્રસંગ સાધ્યો અને બરાબર લાગ જોઇને કહ્યું: "બાઈસાહેબ !

પેલી શારદા હમેશને માટે રાજમહેલમાં જ રેહેવાની છે કે શું?"

"તે હું કાંઈ જાણતી નથી; જેમ મહારાજની મરજી હશે તેમ થશે." રમાએ તટસ્થ ભાવે ઉત્તર આપ્યો.

"પરન્તુ શારદાનાં લક્ષણ મને કાંઈ સારાં દેખાતાં નથી, તેથી જ હું આપને આટલું પૂછું છું."

"કેમ વારૂ ! શું તેં કાંઇ જોયું છે ? " રમાએ ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

રમાના કર્ણમાં ઇર્ષ્યાનું વિષ રેડવાનો બરાબર લાગ જોઇને દાસી બોલીઃ "કૃપા કરીને એ વાત મને આપ પૂછશો જ નહિ, બાઈ સાહેબ! મારાથી તે કહી શકાય તેમ નથી."

"કેમ ? શું કાંઇ ગંભીર બનાવ બન્યો છે ? તું જે કાંઈ જાણતી હોય તે મને તારે કહેવું જોઇએ."

"હું આપને માત્ર એટલું જ કહી શકું છું કે શારદા રાજમહેલમાં રહે તેથી આપનું અહિત જ થતું જાય છે, એટલામાં આપ સમજો." દાસીએ વાતની ગંભીરતા વધારતાં જતાં કહ્યું.

"એવું અધૂરૂં અધૂરૂં શાને કહે છે ? જે કાંઇ તારા જાણવામાં હોય તે સ્પષ્ટ રીતે કહી દે. મારૂં હિત અને અહિત હું તે બનાવ ઉપરથી મારી મેળે જ સમજી લઇશ." રમાએ કાંઇક દૃઢતાસૂચક સ્વરે જણાવ્યું.

"ત્યારે સાંભળો. કાલે બપોરે મેં મારી નજરે મહારાજને પોતાના વાંચવાના ઓરડામાં શારદાને પકડીને ચુંબન લેતાં જોયા છે. હું તો તે જોઇને ખરેખર થરથરી ગઈ હતી." દાસીએ કહ્યું.

"એ ચુંબન લીધા પછી શું થયું?"

"પછી શું થાય? શારદા કાંઇ જ ગભરાએલી—અકળાએલી દેખાઈ નહિ, પણ એમ ને એમ સ્થિર ઊભી રહી અને મહારાજ હસી—અટ-ક્યાળાં કરીને વાતો કરવા લાગ્યા!"

આ સાંભળતાં જ રમાની આંખો ફાટી. તેમાંથી ક્રોધનાં કણ ખરતાં હોય તેવું દાસીને દેખાયું. દાસી સમજી કે પોતાના વિષની અસર રાણીના મગજસુધી ઠેઠ પહોંચી ગઈ છે! પણ તે જ ક્ષણે રમાનો એક હાથ ઉંચકાયો અને તેણે દાસીના ગાલપર જોરથી લપાટ મારી! દાસી ભયભીત બની ઊભી થઈ ગઈ અને ગાલ ચંચ-વાળતી દૂર ખસી. ભયચકિત મુદ્રાથી રાણીનો આ વિલક્ષણ ક્રોધા-વેશ જોઇને તે ગળગળે સાદે બોલી: "પણ બાઈ સાહેબ! તેમાં મારો શો વાંક? મેં તો જેવું જોયું, તેવું તમને કહ્યું!"

"ઓ રંડાઓ! તમે જ મારા કાનમાં ઇર્ષ્યાનું વિષ રેડીને મારૂં અહિત કર્યું છે અને મારા સ્વામીને મારા હાથમાંથી ઝુંટવી લીધા છે, તે હવે મને સમજાય છે! મારા સ્વામી ભોળા છે—સરલ સ્વભાવના છે; તેમણે શારદાને ચુંબન લીધું જ ન હોય અને જો લીધું હોય તોપણ તેમાં કદાપિ વિકાર સંભવે નહિ! તે પવિત્ર હૃદ-યને અપવિત્ર કહેનારી અને મને સમજાવનારી પાપિણીઓ! તમે જ અમો પતિ—પત્ની વચ્ચે ભેદ પડાવ્યો છે, અને હવે મારી આંખો ઉઘડી છે."

આ ક્રોધ અને ઠપકો જોઇને દાસીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પોતાની અતિશયોક્તિવાળી ચાડીનો સવળો અર્થ લેતી રમાને જોઇને દાસી કેવળ દિગ્મૂઢ જ બની ગઇ! તે કશું બોલી શકી જ નહિ. પણ રમા તેની પાસે ખરી વાત બોલાવ્યા વિના તેને છોડે તેમ નહોતું! તે વાઘણની પેઠે ઘુરકતી એ દાસીની નજીક ગઇ અને

બોલી: "બોલ રાંડ, જે તેં જોયું હોય તે ખરેખરૂં બોલ; જો જરાએ જૂઠું બોલીશ તો કેદમાં પુરાવીશ."

દાસી અત્યંત ગભરાઈ ગઈ હતી. પહેલાંની અતિશયોક્તિ અને જૂઠાણું ગાળી નાંખીને સત્ય વાર્તા કહ્યા વિના પોતાનો છૂટકો નથી તેવું તુરત તેણે જોયું અને કહ્યું:–"મહારાજે શારદાને ચુંબન લીધું હતું તે વાત ખરી છે, પણ તે તેનો હાથ પકડીને હાથે લીધું હતું, અને શારદા પછી જરા ખસી ગઈ હતી."

"અને મહારાજ અટકચાળાં કરતા હતા તે વાત?"

"તે તો મહારાજે શારદાનો હાથ પકડ્યો, એ જ."

"રાંડ, કુતરી! ત્યારે તેં મને કેમ ભરમાવવા માંડી હતી? શોભના અને મહારાજને માટે તમે પાપિણીઓએ જ મને આમ ને આમ ભરમાવી, હું મૂર્ખી ભરમાઇ અને ભ્રમેલી મારી આંખો જ્યાં ને ત્યાં મહારાજનો દોષ જ દેખવા લાગી. તેને પરિણામે મેં મહારાજને ગુમાવ્યા છે. હા, ખરેખર ગુમાવ્યા છે! હું ઘણીએ તલસું છું, પણ કોઇ જ વાર મને તે દર્શન માત્ર આપે છે! મનનું દુઃખ બે ઘડી વાર બેસીને મને કહેતા નથી કે મારૂં કાંઇ સાંભળવા થોભતાએ નથી! એમના નિર્દોષ રમકડાનો મેં વિજોગ કરાવ્યો અને એ વિજોગ કાયમનો જ થઇ પડ્યો, તેથી તેમનું ચિત્ત વિકળ બન્યું અને અત્યારે તો સ્વામીની સેવા જાણી જોઇને ગુમાવીને હું પાપનો અંબાર કરૂં છું!"

દાસી કશુંએ બોલી નહિ પણ રાણીનો મનોભાવ સંપૂર્ણ રીતે બદલાઇ ગયો છે એવું તે જોઇ શકી. રમાના પશ્ચાત્તાપનો હુતાશન સળગીને એટલેથી જ અટકી ગયો નહિ. તે સ્વયમેવ ભડભડ કરતો આગળ વધ્યો અને મુખદ્વારા બહાર પાડવા લાગ્યો: "શોભના અને

મહારાજને શિરે ખોટાં દોષારોપણો કરીને મેં મહત્પાપ આદર્યું છે એટલું જ નહિ પણ એ બન્નેને કષ્ટ આપવા ઉપરાંત મેં પોતે પણ કષ્ટ વેઠયું છે. મહારાજના સ્વભાવની સરલતાને, નિર્દોષતાને અને પવિત્રતાને હું પિછાણી શકી નહિ; દાસીઓએ પોતાની દૃષ્ટિ પ્રમાણે મારી દૃષ્ટિમાં ભ્રમ પેસાડ્યો અને એ ભ્રમને લીધે કલહ પેઠો ! હાય, હાય, એ કલહનું કેવું પરિણામ આવ્યું ? મહારાજે પોતાની અને બિચારી શોભનાની પણ મરજી વિરુદ્ધ તેને પરણાવી દીધી અને તે દુ:ખી થઇ ! અસાધારણ કષ્ટ વેઠી, સુપાત્ર કુળવધૂની પેઠે તે મરણ પામી ! શોભના આ રાજ્યમહેલમાંથી ગઇ ત્યારથી જ મહારાજનું ચિત્ત મેં પરવશ ને પરવશ જ જોયું છે ! મેં તેમને સંપૂર્ણ આનંદથી હસતા કોઇ વાર જોયા નથી. અરે ! દિવસોના દિવસો સુધી તો તેમનું મુખદર્શન પણ કર્યું નથી ! અને શોભના મરણ પામ્યા પછી તો જાણે તે મહેલમાં જ રહેતા ન હોય. તેવું મને લાગે છે ! જો ખરૂં કહું તો એ બધી સ્થિતિનું કારણ હું, છું-મારો વહેમ છે—મારી ઇર્ષ્યા છે, અને એ ઉત્પન્ન કરી મારૂં સુખ લૂંટી લેનારી આ દુષ્ટ દાસીઓ જ છે ! જા, તારૂં કાળું કર !"

દાસી ત્યાંથી છટકી જવાની જ રાહ જોતી હતી, તે રજા મળી એટલે ઉતાવળે પગલે ચાલી ગઇ. રમાનાં જ્ઞાનચક્ષુ હવે ઉઘડયાં હતાં અને તે સમજી હતી કે જેમ જેમ સ્વામીને પોતાના જ કરવાનો યત્ન તેણે વધુ ને વધુ કર્યા કર્યો હતો અને તે માટે ઉથલપાથલો કરી હતી, તેમ તેમ સ્વામી પોતાથી વધારે ને વધારે દૂર થતા જતા હતા ! સ્વામીનું હૃદય સૌંદર્ય તથા માધુર્યની પિપાસાવાળું હોવા છતાં તે કોઇ જાતના અનિષ્ટ વિકારવાળું નથી એવું ઘણે લાંબે વખતે રમા સમજી શકી હતી. માતાની આજ્ઞા છતાં સૂર્યસિંહે

બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાની ના કહી હતી, તે છતાં સ્વામીના નિર્વિકારી ચિત્તને નહિ ઓળખી શકેલી રમા લાંબા અનુભવ પછી સ્વામીના હૃદયને ઓળખી શકી. એક વાર જે રમા સૂર્યસિંહ અને શોભનાના સ્વલ્પ પણ સમાગમથી અકળાઇ જતી—ક્રોધાંધ બની જતી હતી, તે જ રમા અત્યારે શારદાને સૂર્યસિંહે હસ્તપર ચુંબન કર્યું એવી વાત સાંભળવા છતાં સ્વામીની નિર્દોષતા પ્રત્યે સંપૂર્ણ પ્રતીતિ ધરાવતી હતી ! જો પોતે સ્વામીના ચિત્તમાં ઉદ્વેગ ઉત્પન્ન ન કર્યો હોત, તેમના ચિત્તના આનંદ તથા શાંતિને જાળવનારૂં સાધન તેમની પાસે જ પોતે રહેવા દીધું હોત, તો આજે જે અશાંતિ, ખેદ, વિકળતા, શોક ઇત્યાદિ જોવામાં આવે છે તે જોવામાં આવત નહિ, અને પોતાને સ્વામીસેવાનો લાભ મળ્યા કર્યો હોત, એવું રમા અત્યારે સમજવા પામી હતી અને તેથી જ પોતાના કાનમાં વિષ રેડનારી દાસી ઉપર તેને અત્યંત ક્રોધ આવ્યો હતો.

પોતે દૂર ને દૂર પશ્ચાત્તાપમાં બળી રહે એ રમાને ઉચિત લાગ્યું નહિ. તેણે તુરત શારદાને પોતાની પાસે બોલાવી અને ગઇ કાલનો વૃત્તાંત પૂછ્યો. શારદાએ નિઃસંકોચે કહ્યું: “ બાઈ સાહેબ ! મહારાજનું ચિત્ત ચોખ્ખું છે અને હૃદય સરળ છે, છતાં મારા ઉપર કશો અપવાદ કે અપવાદનો વહેમ કોઇને ન આવે તેટલા માટે હું સાવચેતીથી વર્તું છું. ઘણું કરીને હું મહારાજ પાસે એકાંતમાં બેસતી જ નથી, પરંતુ મહારાજ કોઇ કારણને લીધે બોલાવે છે, ત્યારે મારાથી ના કહી શકાતી નથી. ગઈ કાલે મહારાજે મારા પોતાના સંબંધમાં કાંઇ વાત કરવાને મને બોલાવી હતી અને વાતપરથી વાત નીકળતાં શોભનાનો પ્રસંગ નીકળ્યો હતો. ખરૂં કહું છું, બાઇ ! શોભનાના સંયમ અને બુદ્ધિચમત્કાર માટે મેં પ્રશંસા કરી અને તેથી મહા-

રાજનું હૃદય એટલું બધું ઉલ્લસિત થઈ ગયું કે તેમણે આવેગપૂર્વક મારો હસ્ત પકડી તે ઉપર ચુંબન લીધું! હું ગભરાઇ અને દૂર ખસી, પરંતુ મહારાજના નિર્દોષ ભાવને સમજ્યા વિના રહી નહિ, અને તેથી એ ચુંબનને માટે મહારાજને કાંઈ દોષ દેવાની કે ઠપકો આપવાની હિંમત હું ધરી શકી નથી. આમાં મારો કાંઈ વાંક આપને જણાતો હોય તો ક્ષમા કરજો."

"નહિ, શારદા! મને તારો દોષ બિલકુલ લાગતો નથી. આવા પ્રસંગોને માટે પૂર્વે મેં અનેક વાર શોભનાના અને મહારાજના દોષો જોયા હતા, પરન્તુ તેવી સમજણમાં મેં ભૂલ કરી હતી એવું હવે હું સમજી શકી છું. મારા વ્હેમી સ્વભાવને લીધે મહારાજને બહુ કંટાળો આવ્યો છે એવું હું સમજુ છું અને તેથી કોઇ કોઈ વાર જ હું તેમનાં દર્શન કરી શકું છું. બ્હેન! શોભનાને મેં બહુ પજવી છે અને મહારાજને પણ વ્યર્થ દુઃખ આપ્યું છે. હવે તો હું બહુ પસ્તાઉં છું, પણ મેં મહારાજને એટલા સતાવ્યા છે કે તેમની ક્ષમા માંગવાની પણ હું હિંમત ધરી શકતી નથી!"

"બાઇ સાહેબ! મને માફ કરો તો કહું કે આપનો પસ્તાવો વાજબી છે પણ ઘણો મોડો છે! મહારાજનું ચિત્ત શોભનાના મરણથી પરવશ બન્યું છે, ત્યારપછીનો આપનો પસ્તાવો કદાચ મહારાજના શાંત બનેલા તમારા પ્રત્યેના પ્રેમના અંગારાને પુનઃ પ્રજ્વલિત કરશે, પરન્તુ તેથી એક વાર મરણ પામેલી દેવી આ જગતમાં પુનઃ કેવી રીતે અવતરી શકશે?"

શારદાના આ ધીમા પણ મધુર ઠપકાની ઉંડી અસર રમાના હૃદય ઉપર થઇ અને તેની આંખમાંથી દડદડ અશ્રુની ધારા સરી

પડી ! વાવાઝોડાના તોફાન પછી જેમ શાંત વર્ષાદની ધારાઓ વરસે છે, તેમ રમાના મગજ ઉપરથી ક્રોધનું વાવાઝોડું પસાર થઇ ગયા પછી તે શાન્ત રીતે અશ્રુ વરસાવવા લાગી. તેટલો વખત શારદા કશું પણ બોલ્યા વિના બેસી રહી. થોડીએક ક્ષણો પછી તે શાન્ત થઈ એટલે શારદા બોલી: "બાઇ સાહેબ ! મારા શબ્દોથી આપને બહુ ખોટું લાગ્યું તે માટે હું આપની માફી માંગું છું."

"નહિ બ્હેન ! મને જરા પણ ખોટું લાગ્યું નથી; મને તો પૂર્વના પ્રસંગોનું સ્મરણ થવાથી જ બહુ રડવું આવ્યું છે ! જે વખતે શોભના જીવતી હતી ત્યારે હું તેને એક પિશાચિની કહેતી હતી; અને જ્યારે તેને દેવી માનીને તેની પ્રશંસા કરવાનું મને મન થાય છે, ત્યારે તે બિચારી મરણ પામેલી છે ! તેને મેં મોટો અન્યાય આપ્યો છે, પણ હવે હું તેની ક્ષમા માંગીને કેવી રીતે દોષમુક્ત થઈ શકું ?" રમા સાચા હૃદયથી બળાપો કરતી બોલી.

"બાઈ સાહેબ ! ગયો વખત પાછો આવતો જ નથી. શોભના તો બિચારી ગઇ જ છે, પરંતુ તેની પાછળ મહારાજનું મન બ્હાવરૂં બન્યું છે તેને હવે આપ શાંત કરો અને શોભનાના સ્મરણમાં મહારાજે એક "પ્રેમસેવામંદિર" સ્થાપવાની ધારણા રાખી છે, તે ધારણામાં તેમને આપ ઉત્તેજન આપો, તો તેમના ચિત્તના ઉદ્વેગને આપનાં માયાળુ વચનોથી દૂર કરી શકાશે."

"પ્રેમસેવામંદિર એ વળી શું ?" રમાએ પૂછ્યું.

શારદાએ તત્સંબંધી સૂર્યસિંહ પાસેથી જે કાંઇ જાણ્યું હતું, તે સઘળું રમાને કહી સંભળાવ્યું. શોભનાનું એવું સ્મરણ પોતાના સ્વામી સ્થાપે તથા તેની છેલ્લી માંગણી પ્રમાણે વર્તે તેથી હવે રમાને

કાંઇ ઈર્ષ્યા ઉત્પન્ન થઈ નહિ, પરન્તુ એવું સ્મરણ શોભનાના ગુણો જોતાં યોગ્ય જ છે એવું રમાને લાગ્યું. શોભનાને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત એ સ્મરણસંસ્થાની સ્થાપનામાં પૂરતા ઉમંગથી ભાગ લઇને કરવાનો આકસ્મિક વિચાર રમાના હૃદયમાં જન્મ પામ્યો અને એ વિચાર કરતાં તેને આનંદનો ઉમળકો આવતો હોય એવો અનુભવ થયો. એ રીતે શોભનાનું સ્મરણ ભદ્રપુરમાં ચિરંજીવી રાખવાનો વિચાર કરવા માટે સ્વામીને અભિનંદન આપવાની ઉત્સુકતા તેના હૃદયમાં સ્ફુરી આવી અને સ્વામીની પાસે જવાની અધીરાઈથી તેનાં અંગોપાંગો ચલન વલન કરવા લાગ્યાં. તેણે શારદાને કહ્યું: " બ્હેન શારદા! મહારાજને અત્યારસુધી મેં બહુ દુઃખ આપ્યું છે. તેમના હૃદયને ઓળખ્યા વિના મેં તેમને પજવ્યા છે–અકળાવ્યા છે. મારી નીતિની પરીક્ષામાં તે દરેક વખતે મને નિષ્ફળ ગએલા જણાયા છે, પરન્તુ હવે હું સમજી છું કે મારી નીતિ કરતાં પ્રભુની નીતિ ઉંચી છે અને એ નીતિમાં તે કદાપિ નિષ્ફળ જાય તેમ નથી. મારા આ વાંક માટે મારે મહારાજની ક્ષમા માંગવી છે. મેં તેમને ઘણી વાર મારી પાસે બોલાવ્યા હશે, પરન્તુ તે થોડી જ વાર આવ્યા હશે અને તે પણ માત્ર બે–ચાર ક્ષણને જ માટે! મને જોવાથી તેમને કેવું દુઃખ લાગતું હશે તે હું સમજી શકું છું, પણ શારદા! મારી ક્ષમાનો સ્વીકાર કરવા માટે શું તેમને તું અહીં નહિ લાવે?"

"આપની આજ્ઞા હોય તો અત્યારે જ મહારાજને અહીં બોલાવી લાવું."

"હું તો તેમને માટે તલસી જ રહી છું! બ્હેન! મારા દુઃખભારથી દબાઈ જતા હૃદયની દયા લાવીને તું તેમને અહીં લાવ અને આ બદલાઇ ગએલાં નેત્રોવડે હવે તેમને મને નિહાળવા દે."

રમાનું હૃદય પાણીમાં ભીંજાએલા કાગળની પેઠે કેવળ નરમ બની ગયું હતું. પહેલાંની કઠોરતા, ઉગ્રતા, માની સ્વભાવ અને પ્રકૃતિની તીવ્રતા એમાંનું કશું અત્યારે રહ્યું નહોતું ! અનુભવે જ તેનામાં એ ગુણોને આણ્યા હતા અને પોતાના ઉગ્ર સ્વભાવથી પોતાને જ થએલી હાનિનો ખ્યાલ આપ્યો હતો. અત્યારે હવે તેની દૃષ્ટિ કેવળ બદલાઈ ગઇ હતી. જે શોભનાને એક વાર તે પોતાની હરીફ સમજતી હતી તે શોભના જોકે મરણ પામી હતી, તોપણ તેને બદલે શારદાને હવે તે પોતાની સખી માનતી હતી ! જે દાસદાસીઓને તે પોતાનાં સમજતી હતી અને તેમની શિખવણીથી રમા ઉત્પાત મચાવતી હતી, તે દાસદાસીઓને પોતાનાં શત્રુ સમજતાં શીખી હતી. જે સ્વામી તરફ પ્રેમ ધરાવવા છતાં તેમની નીતિ રીતિને માટે રમા હલકો વિચાર ધરાવતી હતી, તે જ સ્વામીને તે હવે નીતિમાં અદ્વિતીય માનતી હતી ! આ પરિવર્તનથી તેની બદલાઇ ગએલી આંખોને હવે સઘળું નવું નવું જ દેખાતું હતું. એક પ્રેમભરિત હૃદયવાળી નવોઢાની પેઠે અવનવા અભિલાષો હવે તેના હૃદયમાં ઉપસ્થિત થવા લાગ્યા હતા.

શારદા સૂર્યસિંહને બોલાવવાને ગઈ, પરન્તુ તે તુરત પાછી ફરી નહિ કે સૂર્યસિંહ પણ ત્યાં આવ્યો નહિ. એક ઘડી, બે ઘડી અને ત્રણ ઘડી વ્યતીત થઇ ગઇ. ત્યારપછી એકાએક એકલો સૂર્યસિંહ રમાના અંતઃપુરમાં આવ્યો. માનીતા પરોણાનું આતિથ્ય કરવાને તત્પર બનેલી ગૃહપત્નીની પેઠે રમા તો હરેક પળે સ્વામીને સત્કારવાને અધીરી બની ગએલી હતી. સૂર્યસિંહ આવ્યો અને ઉભયની દૃષ્ટિ એક થતાં જ, આસપાસમાં બીજા કોઇને નહિ જોવાથી, રમા સ્વામીના કંઠે બાઝી પડી અને કેટલીક ક્ષણસુધી ત્યાં ને ત્યાં જ ઊભી ઊભી મૌન મુખે ડુસકાં ભરીને રડી. રમાના બદલાએલા ભાવની

કથની સૂર્યસિંહે શારદાને મુખેથી સાંભળી હતી અને એ ભાવ અત્યારે તેની સામે ખુલ્લો થતાં પૂર્વપ્રસંગોનું સ્મરણ થઇ આવ્યું એટલે તેની આંખોમાંથી પણ ખળખળ અશ્રુધારા વહી નીકળી.

કેટલીક વારે ઉભય હૃદયો શાંત થયાં. સૂર્યસિંહે અત્યંત પ્રેમ સાથે રમાને પોતાના બાહુદ્વયમાં જ ધરી રાખીને, એક આસનપર બેઠક લીધી. તેણે રમાને શાન્ત કરતાં કહ્યું: "રમા ! છેવટે તું મને શું અત્યારે ઓળખી શકી ? ખરેખર, તું મને મોડી ઓળખી શકી છે; મારે હાથે મોટાં પાપો થઈ ગયાં, ત્યારપછી જ તું મને ઓળખી શકી છે એટલો જ મારા મનને ખેદ થયો છે; હશે, હવે તું શાન્ત થા ! પાપ તો થઈ જ ગયું છે, પરન્તુ એ પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનું હજી આપણા હાથમાં છે."

રમા ગળગળે સાદે બોલી: "મહારાજ ! આપના અને મારા ઉભયને હસ્તે થયેલાં પાપોનું મારે એકલીએ જ પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. હવે એ પ્રાયશ્ચિત્તનો મને માર્ગ બતાવો અને મેં આપને જે કાંઈ પજવ્યા છે, તે માટે મને ક્ષમા આપો."

"પ્રત્યેક ક્ષણે મારૂં હૃદય તો તને ક્ષમા આપતું જ આવ્યું છે, રમા ! તેં ભ્રમેલી બુદ્ધિથી અને દૃષ્ટિથી મને જે કાંઇ અન્યાય આપ્યો હોય અને મારા જે કાંઇ દોષો કર્યા હોય, તે સઘળા ક્ષમ્ય જ છે; છતાં મને એટલો તો સંતોષ થાય છે કે એ ભ્રમણામાં ને ભ્રમણામાં આપણાં જીવન પૂરાં થયાં નથી !"

"પરન્તુ શોભનાના જીવનની પૂર્ણાહુતિ સાથે આપના જીવનનો રસ કેવળ ઉડી ગએલો હોય એવું હું જોઉં છું. આસ્વાદ વિનાનું જીવન આપણને કેવી રીતે સંતોષ આપી શકશે નાથ ?" રમાએ જણાવ્યું.

રમા હવે 'જીવનના રસાસ્વાદ' ને ઓળખી શકી છે, એવું સૂર્યસિંહના સમજવામાં આવ્યું. તેને તેથી પૂર્ણ સંતોષ થયો. તે બોલ્યો: "રમા ! શોભના મારા જીવના રસરૂપ હતી; તે ઉડી જવાથી મારૂં જીવન લુખ્ખું બનશે એ તારી કલ્પના યથાર્થ જ છે. પરન્તુ એ મારી પ્રિય મૂર્તિના સ્મરણમાં મેં જે 'પ્રેમસેવામંદિર'ની સ્થાપના કરવાની ધારણા રાખી છે, એ મંદિરની પ્રીતિસેવા પાછળ મારા જીવનના રસના પ્રવાહને વહેવડાવવાને હું યત્ન કરીશ. અને એ રીતે અંધકારમય આકાશમાં સ્વયમેવ રોશનીનાં કિરણો ઉત્પન્ન કરવાને હું મથન કરીશ કે જેથી મારા લુખ્ખા જીવનમાં કાંઈ રસનાં ઝરણાં ફૂટે અને જીવનની પૂર્ણાહુતિને સમયે પરમ શાન્તિનો લાભ થાય."

"અને એ યત્ન તથા મથનમાં મને આપની સહચારિણી બનાવી કૃતાર્થ કરજો, નાથ!" રમાએ ઉલ્લસિત ભાવથી કહ્યું અને પહેલાં સ્વામીની તથા પછી પોતાની અશ્રુભીની આંખોને પોતાના પાલવવડે લૂછી.

## પ્રકરણ ૧૪ મું.

### બન્ને રાજ્યના સીમાપ્રાંતમાં.

પોલીટીકલ એજંટની સૂચના પ્રમાણે કુંદનનું મુડદું કયા રાજ્યના તાબાના દરિયામાંથી હાથ લાગ્યું હતું તે નક્કી કરવાનું હજી બાકી રહ્યું હતું. એ વિષે બન્ને રાજ્યો વચ્ચે પુષ્કળ પત્રવ્યવહાર ચાલ્યો હતો, પરંતુ તે વાત નક્કી થઈ

શકી નહોતી અને છેવટે બંને રાજ્યોના પ્રતિનિધિઓએ એ સ્થળે એકત્ર મળીને નિર્ણય ઉપર આવવું એવું ઠરાવવામાં આવ્યું હતું. વૃદ્ધનગરના રાજ્ય તરફથી તેના દિવાને જે એક તારીખ મુકરર કરીને મોકલી તે તારીખનો ભદ્રપુરના દિવાન શાંતિપ્રસાદે સ્વીકાર કર્યો. સીમાના નિર્ણયના સંબંધમાં ભદ્રપુરના રાજ્ય તરફથી શાંતિપ્રસાદે પોતાના રાજ્યના મુખ્ય જરીફને સાથે લઇને જવાનો વિચાર રાખ્યો હતો અને વૃદ્ધનગરના રાજ્ય તરફથી દિવાન આનંદલાલે રાજ્યના કીરપુર નામના મહાલના વહીવટદાર કૃષ્ણદાસની સાથે તે સ્થળે જવાનો નિશ્ચય કર્યો હતો. કીરપુરનો મહાલ બીજા મહાલો કરતાં એ સ્થળની વધારે નજીકમાં હતો અને વળી એ પ્રદેશનો કીરપુરના મહાલમાં જ સમાવેશ થતો હતો એટલે પોતાના મહાલનો નકશો લઇને એ મહાલનો જ વહીવટદાર પોતાની સાથે હોય તો તે વધારે મદદગાર થઈ પડે એવી ધારણાથી તેણે ત્યાં કૃષ્ણદાસને એ ચોક્કસ તારીખે હાજર રહેવાનું ફરમાન લખી મોકલ્યું હતું.

કૃષ્ણદાસને આ ગોઠવણ બહુ જ અનુકૂળ થઇ પડી હતી. તે પોતે જ ખૂની હતો અને હજીસુધી તેનો એ ગુન્હો પકડાયો નહોતો એટલે તે નિશ્ચિંત બન્યો હતો. વળી ખૂનના સ્થળનો નિર્ણય કરવામાં પોતે જ શામેલ હોય તો તેથી પોતે વધારે નિશ્ચિંત બને, એવી રીતે કામ લેવામાં અને એવી યુક્તિ ચલાવવામાં પોતે સારી પેઠે ફાવી શકે એવી ધારણા પણ તેણે સ્વાભાવિક રીતે રાખી હતી. કુદરતી રીતે પોતાને આ લાભ મળી જવા માટે તે અત્યંત આનંદિત બની ગયો અને ઉત્સાહમાં આવી ગયો. તેણે એવી ગોઠવણ ધારી હતી કે કોઈ પણ રીતે ખૂનના બનાવની હદ ભદ્રપુરના રાજ્યમાં આવે એવી રીતે સાબીતીઓ એકઠી કરવી, કે જેથી એ રાજ્ય

પુરતી સંભાળથી તજવીજ કરે નહિ અને એ પ્રકરણ નિર્ણય કર્યા વિના છોડી દેવાની તેને જરૂર પડે. તેથી ઉલટું જો એ હદ વૃદ્ધનગરના રાજ્યની ઠરે, તો એ રાજ્ય વધારે કાળજીથી તપાસ ચલાવે, ને કાંઈક પુરાવાઓ પણ મેળવી શકે અને તપાસ ચલાવવા માટેની તેની સ્થિતિ ભદ્રપુરના રાજ્ય કરતાં વધારે સારી હોવાથી એ રીતે કૃષ્ણદાસને માથે કાંઇક ભાર રહેવા પામે. પરન્તુ તેમ ન થવા દેતાં જોખમદારી ભદ્રપુરના રાજ્ય ઉપર ઢોળી પાડવાનો પાક્કો નિશ્ચય કૃષ્ણદાસે કર્યો હતો અને તેમ કરવામાં પોતાની શામેલગીરીથી તેને સંપૂર્ણ સફળતાની આશા હતી. પોતાની હુશિયારી અને ડોળ–દમામથી ભદ્રપુર રાજ્યના પ્રતિનિધિઓને આંજી નાંખવાનો જ તેણે નિશ્ચય કરી રાખ્યો હતો અને તે માટેની સઘળી તૈયારીઓ તેણે ઉતાવળે કરવા માંડી હતી. બન્ને રાજ્યોની સીમાના સંબંધમાં જૂના વખતમાં બન્ને રાજ્યો વચ્ચે કાંઈ તકરારો થએલી અને તેના જે નિવેડા આવેલા એ બધો ઇતિહાસ તે વાંચી ગયો અને તે ઉપરથી પોતાના લાભના મુદ્દાઓની તેણે નોંધ કરી લીધી હતી. વળી છેલ્લાં ૫૦ વર્ષમાં બન્ને રાજ્યોની સરહદ ઉપર લૂંટ વગેરેના જે કંઈ બનાવો બનેલા અને તેમાં કયા રાજ્યે પોતાની જોખમદારી સ્વીકારેલી તથા વ્હાર મોકલેલી એ બનાવોની વિગત પણ તેણે જૂનાં દફતરોમાંથી શોધી કાઢી અને તેમાંથી જે કાંઇ પોતાને લાભકારક જણાય તે સઘળી ઉતારી લીધી એટલું જ નહિ પણ વિશેષ ખાત્રીને માટે કેટલાંક ઉપયોગી દફતરો પણ પોતાની સાથે રાખવાનો નિર્ણય કર્યો. દિવાન પોતે તે સંબંધી જે કાંઇ તૈયારીઓ કરીને આવે તે કરતાં પણ વધારે તૈયારીઓ કરીને પોતે જવું કે જેથી દિવાન અને ભદ્રપુરના પ્રતિનિધિઓ પણ આશ્ચર્ય પામી જાય એવી તેની મનોભિ-

લાષા હતી. પરન્તુ એટલેથી તે અટકી જવા માંગતો નહોતો. પોતે એક નાના મહાલનો વહીવટદાર નહિ પણ દિવાનની સમાન કક્ષાનો મોટો અધિકારી દેખાય એવા હેતુથી કપડાંનો પણ સારો ઠાઠમાઠ કરીને ત્યાં જવાનો તેણે પોતાના મન સાથે ઠરાવ કરી રાખ્યો હતો.

છેવટે ઠરાવેલો દિવસ આવી પહોંચ્યો. ઉભય રાજ્યોના સીમાપ્રાંતના જે વિભાગમાં ઉભય રાજ્યોના પ્રતિનિધિઓનું આ સંમીલન થવાનું હતું ત્યાં આગલે દિવસે વૃદ્ધનગરના રાજ્ય તરફથી એક નાનો તંબૂ ઠોકીને તેમાં થોડાં આસનો, પાણી, નાસ્તો, વગેરેની ગોઠવણ કરવામાં આવી. સવારના આઠ વાગતાં જ કૃષ્ણદાસ પોતાના સંપૂર્ણ ઠાઠ–માઠ અને રૂઆબ સાથે બે માણસોનાં માથાંપર દફતરોનાં પોટલાં ઉપડાવીને તંબૂમાં આવી પહોંચ્યો, તથા પોતાની હુશિયારી તથા તૈયારીઓવડે દિવાનને ખુશ કરવાની આશાથી તેના આગમનની રાહ જોતો બેઠો. તેણે પોતાની ધારણા પ્રમાણે સઘળું કામ પૂરું કર્યું હતું. દરિયાકાંઠાના જે વિભાગમાંથી કુંદનનું મુડદું મળી આવ્યું હતું તે વિભાગ માટેની જોખમદારી વૃદ્ધનગરના રાજ્યને શિરે નહોતી એવું પુરવાર કરનારા અનેક મુદ્દાઓની નોંધ અને એ નોંધના ટેકામાં અસલ જૂના તુમારો તેણે પોતાની સાથે આણ્યા હતા. પોતાનો દેખાવ એક સારા અમલદારના જેવો કરવાને સોનાનું ઘડીઆળ તથા સોનાનો છેડો લટકાવી દીધાં હતાં, હાથે હીરાની મૂલ્યવાન વીંટી પહેરી હતી, માથે સાચા અંબરની પાઘડી પહેરી હતી અને બૂટ મોજાં સાથે રેશમી કોટ પહેરી લીધો હતો. આ બધા ઉત્સાહ, તૈયારી અને દમામ કરતાં એક છૂપો કીડો તેનું હૃદય કોતરી રહ્યો હતો અને તે કીડો એ જ હતો કે કુંદનનું ખૂન પોતે જ કર્યું હતું અને કદાચ કોઈ રીતે પોતે પકડાઈ જશે તો ?

ભદ્રપુરના રાજ્ય તરફથી શાંતિપ્રસાદ જ જરૂર આવવાનો હતો પરન્તુ છેલ્લી ઘડીએ એ ગોઠવણ બદલાઇ ગઈ. રમાના હાર્દિક ઉત્તેજનથી સૂર્યસિંહમાં હવે કાંઇક ચપળતા આવી હતી અને વળી રમણાનંદજીવાળા બનાવ પછી તેને દિવાન ઉપર કાંઇક ગુસ્સો પણ આવ્યો હતો, એટલે તેણે છેલ્લી ઘડીએ ત્યાં પોતાની જાતે જવાનો નિશ્ચય કર્યો. શાંતિપ્રસાદ એ મહત્ત્વના કાર્યમાં જાય અને રાજ્યને કાંઇક નુકસાન કરી આવે એવી આશંકાથી તેમ જ એની દિવાનગીરી દર્મિયાન પોતાની જાતે રાજ્યનું કામકાજ મોટા પ્રમાણમાં સંભાળી લેવું એવી ધારણાથી એ કાર્ય તેણે પોતાને માથે લીધું અને એ સરહદને લગતી સઘળી વિગતો તેણે દિવાન તથા જરીફ પાસેથી આગલે દિવસે જ જાણી લીધી. પ્રભાત થતાં સૂર્યસિંહ પોતાની ગાડી જોડાવીને જરીફ તથા બીજા એક કારકુનને સાથે રાખીને નિયત કરેલે સ્થળે જઈ પહોંચ્યો.

વૃદ્ધનગરના રાજ્ય તરફથી કૃષ્ણદાસ સિવાય બીજું કોઇ ત્યાં આવ્યું નહોતું, એટલે સૂર્યસિંહનો સત્કાર કરવાનું કામ કૃષ્ણદાસે જ બજાવ્યું. કૃષ્ણદાસના ડિમાક ઉપરથી તેને વૃદ્ધનગરનો કોઈ મોટો અમલદાર માનીને સૂર્યસિંહે તેની સાથે હસ્તધૂનન કર્યું; અને તંબૂમાં બીજા કોઇ અમલદારને નહિ જોવાથી પૂછ્યું: " રાજ્ય તરફથી આપ એકલા જ આ કામ માટે આવેલા છો ? "

" જી ના. અમારા દિવાન સાહેબ આવવાના છે, પણ હજી તે આવી પહોંચ્યા નથી. હું આ કીરપુર મહાલનો વહીવટદાર છું. " કૃષ્ણદાસે વિનય દર્શાવતાં કહ્યું.

" એમ કે ? " સૂર્યસિંહને લાગ્યું કે વૃદ્ધનગરનો એક વહીવટદાર પણ ઘણો પૈસાદાર હોઇ શકે છે. તેણે કાંઇક આશ્ચર્યથી કૃષ્ણ-

દાસના વધારે પડતાં ડિમાક તરફ પણ જોયું, પરન્તુ તે કશું બોલ્યો નહિ. તે પોતાના જરીફની સાથે તંબૂની બહાર નીકળ્યો અને દરિયા તરફ જોઇને કાંઇ વાતચીત કરવામાં ગુંથાયો. કૃષ્ણદાસે સૂર્યસિંહની સાથે આવેલા કારકુનને પૂછ્યું: "આપના તરફથી તો દિવાન આવવાના હતા અને એકાએક રાજાજી કેમ આવ્યા ?"

"ગઇ કાલસુધી અમે તો જાણતા હતા કે અહીં દીવાન જ આવવાના છે, પરન્તુ એકાએક ચક્કર શાથી ફર્યું તે કાંઇ સમજાયું નહિ. કાલે સાંજે રાજાજીએ કહ્યું કે અહીં પોતે જ આવશે."

કૃષ્ણદાસને તો તેમાં કાંઈ હર્ષ શોક જેવું હતું જ નહિ. કેટલીક વારે સૂર્યસિંહ અને જરીફ પાછા તંબૂમાં આવીને બેઠા અને કૃષ્ણદાસ સાથે વાતચીત ચલાવી: "કેમ વહીવટદાર સાહેબ ! તમારો કેવો નિર્ણય છે ?"

"સાહેબ ! અમારો નિર્ણય તો ખુલ્લો છે. જે સ્થળેથી મુડદું હાથ લાગ્યું છે તે સ્થળ આ નકશાપર લાલ ટપકાથી બતાવ્યું છે તે જુઓ." એમ કહીને કૃષ્ણદાસે મેજ ઉપર નકશો પહોળો કર્યો. "એ લાલ ટપકાં પાસેનો બધો ભાગ આપના રાજ્યની હદનો જ છે, અને તેના કેટલાક પુરાવા મારી પાસે તૈયાર છે."

"ત્યારે હવે તમારા પુરાવા રજુ કરો, પછી અમે અમારા પુરાવા રજુ કરીશું."

કૃષ્ણદાસે સ્મિત કરીને કહ્યું: "એ તો બરાબર છે સાહેબ, પરન્તુ અમારા દિવાન સાહેબ હજી આવ્યા નથી, ત્યાંસુધી મારાથી એ રજુઆત થઇ શકે નહિ."

"ત્યારે હજીસુધી તમારા દિવાન સાહેબ કેમ આવ્યા નહિ ?" સૂર્યસિંહે પૂછ્યું.

ચંદ્રમણિશંકર એકાએક તંબૂમાં આવી પહોંચતાં બોલ્યો: "તેમને બદલે હું આવી પહોંચ્યો છું, સાહેબ !"

સૂર્યસિંહ તેના તરફ આશ્ચર્યથી જોઇ રહ્યો અને કૃષ્ણદાસ આદાબથી નમન કરી દૂર ખસીને ઊભો રહ્યો. સૂર્યસિંહ પહેલી દૃષ્ટિએ તો ચંદ્રમણિશંકરને પિછાણી શક્યો નહિ અને તે તેની તરફ એકી દૃષ્ટે જોઇ રહ્યો. ચંદ્રમણિશંકર સૂર્યસિંહની નજીકમાં જઈ નમન કરીને બોલ્યો: "મહારાજ ! આપે મને પિછાણ્યો કે ?"

"ના, હું તમને પિછાણતો નથી, પરન્તુ તમારો ચહેરો મને કાંઇક પરિચિત લાગે છે. તમે વૃદ્ધનગરમાં કયા હોદ્દા ઉપર છો ?" સૂર્યસિંહે પૂછ્યું.

"હું વૃદ્ધનગરમાં નાયબ દિવાનના હોદ્દાપર છું. અત્ર દિવાન સાહેબ જ આવવાના હતા, પરન્તુ રાત્રે તેમની તબીયત એકાએક બગડી આવી, તેથી તેમની સૂચનાથી હું આવેલો છું. પરન્તુ મહારાજ ! આપે મને પિછાણ્યો નહિ શું ? હું આપની જ પ્રજા છું."

"એમ ?" સૂર્યસિંહ તેની તરફ એકી દૃષ્ટે જોઇ રહીને બોલ્યો: "ત્યારે હું તમને કેમ ઓળખી શકતો નથી ?"

"આપે જ મને એક વાર જીવિતદાન દીધું હતું." એટલું કહેતાં ચંદ્રમણિશંકર ગળગળો થઇ ગયો.

હવે સૂર્યસિંહને સાંભર્યું. તે બોલી ઉઠ્યો: "હા, હા, તમારૂં નામ ચંદ્રમણિશંકર. તે રાત્રે મેં તમને આફતમાંથી બચાવેલા અને મારી વીંટી તમને ભેટ આપેલી. હવે સાંભર્યું."

"હા મહારાજ, તે જ હું. હવે મારા ભાગ્યનો સૂર્ય ચડતો છે; પરન્તુ આપે ભેટ આપેલી વીંટી તો મેં ગુમાવી છે."

"શું એ મૂલ્યવાન વીંટી તમે ગુમાવી ! કેવી રીતે ગુમાવી ?"

"ભદ્રપુરથી વૃદ્ધનગર આવતાં માર્ગમાં એક બદમાશે મારી પેટીમાંથી એ વીંટી કાઢી લીધી હતી." ચંદ્રમણિશંકર બોલ્યો.

"એમ કે? વારૂ, પણ આ માણસ તમારા રાજ્યમાં કયા હોદ્દા ઉપર છે?" સૂર્યસિંહે કૃષ્ણદાસ તરફ આંગળી કરીને કહ્યું.

"એ માણસ અમારા ક્ષીરપુર મહાલના વહીવટદાર છે."

"બહુ હુશિયાર માણસ છે, પણ—" સૂર્યસિંહ આગળ બોલતો અટકયો કારણકે કૃષ્ણદાસ ભયથી વિહ્વળ બની ગએલો હતો અને ઊભો ઊભો થરથર કમ્પી રહ્યો હતો. તેની એ સ્થિતિનું કારણ સૂર્યસિંહ કે ચંદ્રમણિશંકર કલ્પી શકયા નહિ, તોપણ ચંદ્રમણિશંકર કૃષ્ણદાસનાં કપડાં-ઘરેણાં અને ઠાઠમાઠ જોઇને જરા આશ્ચર્ય પામ્યો હતો અને માનતો હતો કે કદાચ તેના ધ્યાનમાં એવો દેખાવ કરવાથી દેખાતી બેઅદબી આવી હશે અને તેથી તે ગભરાતો હશે. સૂર્યસિંહ ક્ષણભર થોભીને બોલ્યો: "એ માણસના હાથની આંગળીમાં એક મૂલ્યવાન વીંટી છે, તે હું ક્યારનો જોઇ રહ્યો છું; એમને અહીં તો બોલાવો, આપણે તે જરા જોઇએ."

ચંદ્રમણિશંકર બોલ્યો: "કૃષ્ણદાસ! અહીં આવો. મહારાજને તમારી વીંટી બતાવો."

કૃષ્ણદાસ ધીમે ડગલે સૂર્યસિંહની પાસે આવ્યો પણ અત્યારે તે પહેલાં કરતાં વધારે કમ્પી રહ્યો હતો! તેણે વીંટી પહેરેલો હાથ આગળ કર્યો. સૂર્યસિંહ અને ચંદ્રમણિશંકરે તે વીંટી જોઇ અને બન્ને જણ તે જોતાં જ આશ્ચર્ય પામી ગયા. ખરેખર, તે વીંટી ચંદ્રમણિશંકરની ચોરાએલી વીંટી જ હતી અને તેને ચંદ્રમણિશંકર તથા સૂર્યસિંહ તત્ક્ષણ ઓળખી ગયા હતા!

સૂર્યસિંહ બોલ્યો: "કૃષ્ણદાસ! એ વીંટી આંગળીમાંથી બહાર કાઢો જોઇએ."

કમ્પતે હાથે કમ્પતી આંગળીમાંથી તેણે વીંટી કાઢી. તે જ હીરા અને તે જ વીંટી છુપાં કેવી રીતે રહે ! વળી વીંટી ઉપર એક બાજૂએ તદ્દન ઝીણા અક્ષરોમાં Marks શબ્દ કોતરેલો હતો અને તે શબ્દ Marks & Co. ( માર્કર્સ એન્ડ કો. ) કે જે કંપની પાસેથી સૂર્યસિંહે વીંટી ખરીદી હતી તેનું નામ હતું. સૂર્યસિંહે પૂછ્યું: " કૃષ્ણદાસ ! આ વીંટી તમે કેટલામાં ખરીદી હતી !

ચંદ્રમણિશંકર વીંટી ઓળખ્યા પછી કૃષ્ણદાસની તરફ જોઇ રહ્યો હતો. ગાડીમાં પોતાની સાથે મીઠી વાતચીત કરનાર પાટીદાર કેશવલાલ કે જે પાછળથી વીંટી ચોરીને ગાડીમાંથી કોઇ અજાણ્યે સ્ટેશને ઉતરી ગયો હતો, તેમાં અને આ કૃષ્ણદાસમાં કેવળ સરખાપણું ચંદ્રમણિશંકરના ધ્યાનમાં આવતું હતું ! પરન્તુ સૂર્યસિંહે કૃષ્ણદાસને પૂછેલા સવાલનો જવાબ તે આપે ત્યાંસુધી મૌન રહેવાનું તેણે ઉચિત માન્યું હતું.

કૃષ્ણદાસ બોલ્યો: " મહારાજ ! કોઇ મુસાફર પાસેથી પાંચ રૂપિયામાં મેં એ વીંટી ખરીદી હતી. આ હીરા હશે એમ હું જાણતો નહોતો. માત્ર સોનાની કીમતમાં મેં વીંટી લીધી હતી. "

ચંદ્રમણિશંકર તિરસ્કારમાં હસીને બોલ્યો: " મહારાજ ! એ બનાવટી વાત છે. હવે હું તેને ઓળખી ગયો છું. આપે મને ભેટ આપેલી તે જ એ વીંટી છે અને ગાડીમાં કેશવલાલ નામ ધારણ કરીને વીંટી ચોરી જનાર એ કૃષ્ણદાસ જ છે, એવી મારી ખાત્રી થઇ છે. હું ધારૂં છું કે આપ પણ એ વીંટીને ઓળખી શકયા છો."

"હું તો એક કલાક પહેલાં તેના હાથમાંથી જ વીંટીને ઓળખી ગયો છું, અને તમને ભેટ આપેલી વીંટી તે એ જ છે એવો મને વહેમ આવ્યો હતો; પરન્તુ મારી ખાત્રી વિના એ વાત મેં ખુલ્લી

કરી નહોતી, અને ત્યાંસુધી હું આશ્ચર્યમાં ગરક થઈ ગયો હતો; વારૂ, ત્યારે આ તમારો વહીવટદાર ચોરીનો ગુન્હેગાર છે અને તમે પોતે જ ફરિયાદી છો, નહિ વારૂ ?"

"હું ફરિયાદી છું અને એ ગુન્હેગાર નહિ પણ આરોપી છે, કારણકે હજી તે પોતાનો ગુન્હો કબૂલ કરતો નથી. કેમ કૃષ્ણદાસ! આ વીંટી તમે ચોરી છે એમ તો તમે નથી કહેતા ને ?"

સૂર્યસિંહ બોલ્યો: "એ ભલે ન કહે, પણ એનાં કમ્પતાં ગાત્રો કહી આપે છે કે એ પોતે જ ચોર છે. એનાં દુર્ભાગ્યે જ અચાનક તમારા દિવાનને બદલે તમે અને મારા દિવાનને બદલે હું પોતે આવી પહોંચ્યો છું, અને આપણે બન્નેની—તે વીંટીને ઓળખી લેનારાઓની પાસે જ આજે તેને હાજર થવાનું છે; નહિતો એ વીંટી પહેરી આવવાની હિંમત તે કરી શકત નહિ." આ આકસ્મિક યોગાયોગથી સૂર્યસિંહને બહુ હસવું આવ્યું.

કૃષ્ણદાસ નીચું વદન ઘાલી રહ્યો હતો અને એક શબ્દ પણ બોલી શકે તેવી સ્થિતિમાં નહોતો. ચંદ્રમણિશંકર બોલ્યા: "આપનું અનુમાન ખરૂં છે. એ જ ચોર છે એવી મારી ખાત્રી છે. મુદ્દાનો માલ તેની પાસે હતો એટલું જ નહિ પણ હું તેને ચહેરાપરથી જ હવે ઓળખી શક્યો છું."

"વારૂ, એ ચોરને તો હવે આપણે અહીં અટકાયતમાં જ રાખીશું અને ચાલો, આપણે આપણા કામનો નિર્ણય કરીએ." એમ કહી સૂર્યસિંહ એક નકશાનું ભૂંગળું હાથમાં લઇને તંબુની બહાર નીકળ્યો. બહાર નીકળતાં તેણે પોતાના માણસને કૃષ્ણદાસ છટકી ન જાય તે માટે તેના ઉપર દેખરેખ રાખવાનું કહ્યું અને તેની વીંટી ચંદ્રમણિશંકરને સોંપી.

તેઓ બહાર નીકળીને દરિયાની રેતી તરફ ચાલવા લાગ્યા, એટલામાં તેમની દૃષ્ટિ ત્રણ વ્યક્તિઓપર પડી. એ ત્રણમાં બે યોગી જેવા કષાયવસ્ત્રધારી યુવકો અને એક કોઇ તરૂણી જણાતી હતી. આ નિર્જન પ્રદેશમાં કોઇ વાર નહિ અને આજે પહેલી જ વાર તંબૂ નંખાએલો જોઇને તે ત્રણનું આકર્ષણ આ તરફ થયું હતું અને તે ત્રણ અન્ય કોઇ નહિ પણ અતિથિ, બાલકુમારી અને લલિતા હતાં. ચરવા નીકળેલી ગાયોની પાછળ પાછળ જ્ઞાનગોષ્ઠિ કરતાં ભ્રમતાં ભ્રમતાં કેટલેક દૂર એક વૃક્ષ નીચે તેમણે વિરામ લીધો હતો, એવામાં આ દિશાએ તેમણે તંબૂ જોયો હતો અને તેથી ઉત્પન્ન થએલા કુતૂહલના શમનાર્થે તે આ તરફ આવ્યાં હતાં. અતિથિએ તુરત સૂર્યસિંહને ઓળખ્યો અને ચંદ્રમણિશંકરે તુરત લલિતાને ઓળખી! ઉભય મંડળીનું પરસ્પર આકર્ષણ થયું અને પહેલાં તો આશ્ચર્યચકિત થએલો ચંદ્રમણિશંકર હાક પાડીને બોલી ઉઠ્યો: "અરે લલિતાગૌરી! લલિતાગૌરી! તમે અહીં ક્યાંથી?"

પરન્તુ બિચારી લલિતા! પોતાના ભગિનીપતિને તે પિછાણી શકી નહિ! પોતાના નામનો ઉચ્ચાર સાંભળીને તે આશ્ચર્યચકિત થઇ. હવે અતિથિએ ચંદ્રમણિશંકરને ઓળખ્યો અને લલિતાને કહ્યું: "લલિતાગૌરી! તમારા બનેવી તમને બોલાવે છે! તમે તેમને ઓળખી શકો છો કે?"

"એમ? તે અહીં ક્યાંથી? તમે તેમને કેવી રીતે ઓળખી શક્યા વારુ?"

અતિથિને વિચાર થઈ પડ્યો. પોતે કદાચ ઉઘાડો પડી જશે, એવી આશંકા તેને આવી. પોતે એ ઓળખાણ આપવામાં ઉતાવળ કરી હતી એવું હવે તેને સમજાયું. તે બોલ્યો: "મેં તેમને ભદ્રપુરમાં

ઓળખેલા. તેમની સાથે છે તે ભદ્રપુરના રાજા સૂર્યસિંહ છે."

"હા, તેમને તો મેં હવે ઓળખ્યા. તેમના લગ્ન પ્રસંગે હું ભદ્રપુર ગઇ હતી."

એટલામાં તો ઉભય મંડળીઓ એક બીજાની નિકટ આવી ગઇ. ચંદ્રમણિશંકરે પુનઃ કહ્યું: "લલિતાગૌરી! તમે અહીં ક્યાંથી? તમારી શોધમાં તો અમે આખો દેશ ડહોળી નાંખ્યો છે. તમે ક્યાં હતાં?"

"હું જોગીરાજની વાડીમાં રહું છું. પણ તમે અહીં શામાટે આવ્યા છો વારૂ?"

"કુંદનલાલનું ખૂન થયું છે. તમે તેમની સાથે જ હતાં. એ ખૂનના ગુન્હાની તપાસ માટે અમે અહીં આવ્યા છીએ, કારણકે દરિયાના આ ભાગમાંથી તેમનું મુડદું મળી આવ્યું હતું." ચંદ્રમણિશંકર બોલ્યો.

"દુષ્ટ ખૂની પકડાયો છે કે નહિ?"

"પણ ખૂની કોણ છે, તે જ અમે જાણતા નથી. તમે કદાચ જાણતાં હશો. અમે માનતા હતા કે તમે મળી આવો તો કદાચ ખૂનીની ખબર મળે, પરન્તુ તમે ક્યાં છો તે જ અમે જાણી શક્યા નહિ. તમારા પિતા તો તમે ગુમ થવાથી બહુ જ કલ્પાંત કરે છે."

"ખૂની પેલો દુષ્ટ કૃષ્ણલાલ છે!"

"હેં! કૃષ્ણલાલ! તે તો અહીં જ છે!"

સૂર્યસિંહ બોલ્યો: "શું આપણો ચોર પોતે જ ખૂની છે?"

"જી હા! એ જ દુષ્ટ ખૂની છે. તે કુંદનલાલનો મિત્ર હતો, પણ તેણે કેવી રીતે અને શામાટે ખૂન કર્યું?"

લલિતા બોલી: "મહાકાળેશ્વર આવવા માટે તે પણ અમારી સાથે છૂપી રીતે નીકળેલો. દારૂના નિશામાં તેણે કુંદનલાલનું ખૂન

કરીને મને કબ્જે કરી લેવાનો ઇરાદો રાખ્યો હતો, પરન્તુ આ બન્ને કૃપાવંત મહાત્માઓની સહાયથી હું બચી ગઇ !"

"તેઓ કોણ છે ?" ચંદ્રમણિશંકરે પૂછ્યું.

"ચંદ્રમણિશંકર ! તમારા એક વારના અતિથિને તમે વિસરી ગયા !" સૂર્યસિંહને સંબોધીને તે બોલ્યો: "અને મહારાજ ! આપ તો વિસરી જ ગયા હશો !"

ઓળખાણને વિસરી જવાનો ગુન્હો કરવાથી સૂર્યસિંહ જાણે કે શરમિંદો બની જતો હોય, તેવું વદન કરીને બોલ્યો: "આપનો પરિચય મને કોઇ વાર થયો હોય તેવું સાંભરતું નથી."

અતિથિ મનમાં બોલ્યો: "**राजा मित्रं केन दृष्टं श्रुतं वा**" અને પછી પ્રકટ રીતે તે બોલ્યો: "મહારાજ ! માતુઃશ્રી શું કરે છે ? તેમણે પછી આપને બીજી રાણી સાથે પરણાવ્યા કે નહિ ?"

એ જ પ્રશ્ને સૂર્યસિંહને રસિકલાલ નામના બે ત્રણ વર્ષ પૂર્વેના પ્રવાસી મિત્રનું સ્મરણ કરાવ્યું અને એ પ્રવાસી તથા આ કષાયવસ્ત્રધારી યોગી જેવા દેખાતા યુવકની મુખમુદ્રાનું સામ્ય તેના ધ્યાનમાં આવ્યા વિના રહ્યું નહિ. એક વારના પોતાના હૃદયના પરિચયીને લાંબા વખત પછી પોતાની સમીપમાં જ ઊભેલો જોઇને સૂર્યસિંહનું કોમળ તથા ઘવાએલું હૃદય હર્ષથી ઉછળવા લાગ્યું અને આસપાસ ઉભેલા અજાણ્યાં સ્ત્રી પુરુષો, રાજ્યસેવકો ઇત્યાદિનું ભાન રાખ્યા વિના—પોતાની રાજાની પદવીનું પણ વિસ્મરણ થવા દઇને તે સહર્ષ અતિથિને ભેટી પડયો ! પોતાના હૃદયની ખરી કસોટીના વખતમાં રસિક જેવા સહૃદય મિત્રની જરૂર તેને અત્યંત લાગી આવી હતી. સૂર્યસિંહે એ કસોટીના વખતમાં બહુ દુઃખ વેઠયું હતું અને એ દુઃખમાંથી તેને મુક્ત કરવા જેટલું આશ્વાસન કે હૃદય

બળ આપનાર કોઈ પણ નહિ હોવાથી એ દુઃખ વેઠ્યા છતાં તેની સુખની ધારણા પાર પડી શકી નહોતી ! આ સ્થિતિ સૂર્યસિંહને બહુ સાલતી હતી. એવા સમયમાં જો રસિકલાલ જેવો સહૃદય મિત્ર પાસે હોત તો એ દુઃખ વેઠવાનું પણ ઘણું સરલ થઇ પડત એવું તેને ઘણી વાર સાંભર્યું હતું અને જ્યારે શોભનાના મરણની સાથે જ પોતાની આપત્તિનું નાટક પૂરૂં થઇ રહ્યું હતું ત્યારે એ રસિકનું કષાયવસ્ત્રધારીના વેશમાં દર્શન થતાં તેના આશ્ચર્ય તથા આનંદનો પાર રહ્યો નહોતો ! અત્યારસુધીના તેના વિરહનું દુઃખ અત્યારે તેને તીવ્રતર લાગ્યું અને હવે લાંબા વખતસુધી તે તેના સહવાસમાં રહી શકે તો સારૂં એવી તેને તીવ્ર ઉત્કંઠા થઇ આવી. હર્ષના અશ્રુ સમેત ભેટીને છૂટાં પડતાં સૂર્યસિંહ બોલ્યોઃ “ રસિકલાલ ! આટલો લાંબો ગુપ્ત નિવાસ શું તમે ગાળ્યો ? મારા આપત્તિના સમયમાં પણ શું મને આશ્વાસન આપવાને તમે બહાર આવ્યા નહિ ? ”

“ આપને માથે વળી શી આપત્તિ આવી હતી ? ” અતિથિએ આશ્ચર્ય પામતાં પૂછ્યું.

“ અનેક પ્રકારની માનસિક યાતનાઓ મારે શિરે આવી પડી હતી. માતુઃશ્રીના મરણની સાથે તે યાતનાઓ શરૂ થઈ હતી અને શોભનાના મરણ સાથે બાહ્યતઃ તે યાતનાઓ પૂરી થએલી દેખાય છે પરન્તુ આંતર રીતે તો તે ચાલુ જ છેઃ મારા જીવનની પૂર્ણાહુતિની સાથે જ તે યાતનાઓ પણ પૂરી થશે. ”

એટલા જ શબ્દોમાં અતિથિ સૂર્યસિંહની માનસિક યાતનાઓનું ટૂંકું કથાનક સમજી ગયો અને એક કોમળ હૃદયના રાજવીની એવી દુર્દશાથી તેની આંખોમાં પણ જળ ભરાઇ આવ્યું. **राजा मित्रं केन दृष्टं श्रुतं वा** એવી કલ્પના સૂર્યસિંહને માટે કરવા સારૂ હવે તેને પશ્ચા-

ત્તાપ થવા લાગ્યો. તે બોલ્યો: "મહારાજ ! આપ માનસિક યાતનાઓ વેઠવાને રાજ્યમહેલમાં જ રહ્યા અને હું એ યાતનાઓમાંથી છૂટો થવાને ઘર છોડી આપને ત્યાં આવ્યો, પરંતુ ત્યાંએ એવી જ યાતનાઓ ચાલુ રહી, તેથી છેવટે તે સ્થળ છોડી આ નિર્જન પ્રદેશમાં નન્દિની વાટિકામાં રહું છું. આપનો કશો વૃત્તાંત આજસુધી મારા સાંભળવામાં આવ્યો નથી, તેથી અજ્ઞાતવાસમાં રહેવાનો મારો સંકલ્પ સિદ્ધ થયો છે એમ હું સમજું છું: યાતનાઓને દૂર રાખવાનો મારે માટે એ એક જ માર્ગ હતો અને તે મેં ગ્રહણ કર્યો હતો. મારી લાગણીઓ અતિતીવ્ર છે અને તેથી માનસિક યાતનાઓ મારી પાસે બહુ વહેલી દોડી આવે છે. તેમને આવતી અટકાવવાનો જે માર્ગ મને સૂજ્યો અને અનાયાસે મારા હાથમાં આવી ગયો તે જ માર્ગ મેં ગ્રહણ કર્યો છે. પરન્તુ આપની માનસિક યાતનાઓના વખતમાં હું આપને કશી સહાય આપી શકયો નહિ, એટલા માટે મારા અંતરમાં દુ:ખ થાય છે. અહો ! એ ક્ષત્રિય વંશના બિરૂદરૂપ રાજમાતા અને નિર્દોષ–સરલ–સુંદર બાલિકા શોભના શું પરલોકવાસી થયાં ?"

"હા બંધુ ! એ બન્ને પ્રભુના શરણમાં જઈ પહોંચ્યાં, એ ઉભયના આત્માઓ જેટલા મને પ્રિય હતા તેટલા જ પ્રભુને પણ પ્રિય હશે, એટલે તેણે તેમને પોતાની પાસે બોલાવી લીધા !" એટલું કહેતાં સૂર્યસિંહના નેત્રમાં ખળખળ અશ્રુધારા વહી નીકળી.

એ નિર્જન સ્થળે શાન્તિ પ્રસરી રહી. ચંદ્રમણિશંકરે શોભનાના મરણનો વૃત્તાંત સાંભળ્યો હતો પરન્તુ સૂર્યસિંહના હૃદય ઉપર તેથી કેવો આઘાત થવા પામ્યો છે તેનો ખ્યાલ તેને નહોતો, તે તેને અત્યારે આવ્યો. અનેક પ્રકારના દુ:ખના અનુભવથી ચંદ્રમણિશંકરનું હૃદય પણ ઘવાએલું હતું, તેથી સૂર્યસિંહના દુ:ખાઘાતની

કલ્પના તેને પણ થઇ અને તેથી તેની આંખો જરા ભીની બની. કેટલીક વાર સુધી એ મૌન્ય અને શાન્તિ ચાલ્યાં. છેવટે ચંદ્રમણિશંકરે તેને ભગ્ન કરતાં કહ્યું: "રસિકલાલભાઈ! આપને ભૂલી જઇને મેં અપરાધ કર્યો છે પરન્તુ તેવી ભૂલ થવામાં આપનાં કષાય વસ્ત્રો જ કારણીભૂત બન્યાં છે. આપે આ વેશ શામાટે ધારણ કર્યો છે વારૂ?"

"કોઇ પણ તરેહનો હેતુ તેમાં સમાએલો નથી. નન્દિની વાટિકામાં જે કાંઇ મળ્યું તે ધારણ કર્યું, તે સિવાય તેમાં કાંઇ ધારણા રહેલી નથી. પણ કહો, લતાગૌરીના શા વર્તમાન છે?"

"તે સુખ અને આનંદમાં છે. વૃદ્ધનગરમાં મારો ભાગ્યોદય થયો છે. દિવાન તથા મહારાજાની કૃપાથી હું હાલમાં નાયબ દિવાનની પદવી ઉપર છું."

"છેવટે તમારી નીતિ, પ્રામાણિકતા અને ઉદ્યમશીલતાને યશ મળ્યો એ જોઈ મને પરમ સંતોષ થયો છે, ચંદ્રમણિશંકર!"

સૂર્યસિંહનું ચિત્ત તેમની વાતોમાં પરોવાયું હતું તે હવે બોલ્યો: "પણ ચંદ્રમણિશંકર! મેં તમને વીંટી ભેટ આપી ત્યારપછી તમે રાજ્યની નોકરીમાં નહિ રહેતાં કેમ વૃદ્ધનગર ચાલ્યા આવ્યા વારૂ? તમારે માટે નોકરીનો બંદોબસ્ત તો મેં કર્યો હતો!"

"મહારાજ!" ચંદ્રમણિશંકર બોલ્યો: "આપે મને વીંટી ભેટ આપી અને નોકરીનો બંદોબસ્ત કર્યો એ જ અવસર સુભાગીને બદલે દુર્ભાગી થઇ પડ્યો હતો! આપને હું તેમાં શો દોષ દઉં? મારા કર્મનો જ એ વાંક હતો કે દિવાન શાન્તિપ્રસાદને તેથી બહુ ગુસ્સો ચડ્યો હતો અને મને એકાએક શહેર છોડીને ચાલ્યા જવાની આજ્ઞા કરી હતી!"

"હેં! શું એ લુચ્ચાએ તમારાપર એવો જુલમ કર્યો હતો?" સૂર્યસિંહ ક્રોધાવિર્ભાવ દર્શાવતો બોલ્યોઃ "તમને નોકરી આપવાને બદલે શું તેણે શહેરમાંથી હાંકી કાઢ્યા? એટલો મોટો અન્યાય? કેવો હરામખોર! મને તેણે એમ સમજાવ્યું કે તમને નોકરી આપવા છતાં તમે તે છોડીને બહારગામ ચાલ્યા ગયા! ઓ શાન્તિપ્રસાદ! તેં આવા કેટલા અન્યાય કર્યા હશે?"

અતિથિ શાન્તિપ્રસાદનો પરિચયી હતો. તે બોલ્યોઃ "શાન્તિપ્રસાદે શું એવા ઘણા અન્યાયો કર્યા છે?"

સૂર્યસિંહ બોલ્યોઃ "ઘણા જ કર્યા છે. તે બધા ગુન્હાઓ મેં ઉદારતાથી માફ કર્યા છે, પરન્તુ તેણે કરેલો આ અન્યાય તો મને અસહ્ય લાગે છે. પોતાનું માન અને કરપ જાળવવાની તેની ઘેલછામાં તે ન્યાય કે અન્યાયનો વિચાર કરતો નથી, એ મને મોટા દુઃખનો વિષય થઇ પડે છે!" એટલું બોલતાં સૂર્યસિંહ ગમગીની સાથે ઊંડા વિચારમાં પડ્યો.

આ સઘળી વાતચીત બાલકુમારી અને લલિતા આશ્ચર્ય સાથે સાંભળી રહ્યાં હતાં. લલિતા નવાઇ સાથે પોતાના મનને પ્રશ્ન કરતી હતી કે "સૂર્યસિંહને અતિથિનો પૂર્વ પરિચય કેવી રીતે થયો હશે? લતા બ્હેનને અને ચંદ્રમણિશંકરને તે કેવી રીતે ઓળખતા હશે? વળી મારા પિતાના મિત્ર દિવાન શાંતિપ્રસાદ સાથે પણ તેમની ઓળખાણ ક્યાં અને કેવી રીતે થઇ હશે? અતિથિનું સાચું નામ શું રસિકલાલ છે? પોતાની માનસિક યાતનાઓની વાત તે કહે છે, એવી તે કેવી યાતનાઓ તેમને વેઠવી પડી હશે વળી? શોભના વળી કોણ હશે? રાજમાતા અને શોભનાનો પણ અતિથિને પરિ-

ચય થયો હશે, ત્યારે એ તે એવો કોણુ મોટો માણુસ હશે ? શા કારણે આ સ્થળે રહેતો હશે ?" પરન્તુ આ એકકે પ્રશ્નનો ઉત્તર આપવાને તેનું નાજુક મગજ શક્તિમાન નહોતું. જેમ જેમ તે સૂર્યસિંહ, ચંદ્રમણિશંકર અને અતિથિ વચ્ચેની વાતચીત વધારે ને વધારે સાંભળતી જતી હતી, તેમ તેમ તે વધારે ને વધારે ગુંચવણુમાં પડતી હતી અને આશ્ચર્ય તથા જિજ્ઞાસાની દૃષ્ટિથી પુનઃ પુનઃ અતિથિની સામે જોતી હતી.

બાલકુમારી તો આ વાતચીતમાંનું કશું સમજી શકી નહોતી. તે વાતચીતમાં આવતાં નામો પણુ પૂર્વે કોઇ વાર તેણે સાંભળ્યાં નહોતાં ! પરન્તુ આ ઉપરથી તે એટલું તો સમજી શકી કે સૂર્યસિંહ ભદ્રપુરનો રાજા હતો અને અતિથિ તેનો કેટલાક વખત પહેલાંનો સુમિત્ર હતો તેમ જ એ બન્નેની સાથે ચંદ્રમણિશંકરને પણુ પહેલાંની કાંઇ ઓળખાણુ હતી. પરન્તુ આ સઘળું તેને તો કેવળ નવું તથા અદૃષ્ટપૂર્વ અને અશ્રુતપૂર્વ લાગતું હતું, તે સઘળું જાણુવા-સમજવાની ઉત્સુકતાથી તેનું હૃદય પણુ લલિતાના જેટલું જ વ્યાપ્ત થઇ ગયું હતું. પરન્તુ તે વિસ્તારથી સમજવા માટે અતિથિ સાથેની એકાંતની જરૂર હતી.

સૂર્યસિંહે સૌને તંબૂ તરફ આવવાનું આમંત્રણુ આપતાં કહ્યું: "અમારૂં કાર્ય હવે અકસ્માત્ પૂરૂં થઇ ગયું છે. મુડદું મળી આવવા માટે દરિયાની હદ નક્કી કરવાનો હેતુ પાર પડ્યા પહેલાં જ ખૂની અમારા હાથમાં આવ્યો છે અને વળી તે એક મોટો ચોર પણુ માલૂમ પડ્યો છે, એટલે હવે કશી તન્દ્રી સેવાની બાકી રહી નથી. માટે આવો, આપણે સૌ તંબૂમાં જઇને વિરામ લઇએ. પરન્તુ રસિકલાલ ! આજથી તમારો અજ્ઞાતવાસ પૂરો થયો એમ જ તમે સમજે

લેજો, કારણકે હું તમને મારી સાથે ભદ્રપુરમાં લઇ જવાનો છું."

"મહારાજ! એ નિશ્ચય એટલી ઉતાવળે થઇ શકે તેમ નથી. તેમ કરવા પહેલાં ઘણી અગત્યની વાતો મારે વિચારવાની છે."

"કેમ વારૂ? હજી શું તમારે અજ્ઞાતવાસમાં જ રહેવું છે?"

"નહિ જી. હવે હું અજ્ઞાતવાસનો ત્યાગ જ કરવાનો છું; પરન્તુ તે પૂર્વે જે વાટિકામાં હું રહું છું તેના અધિષ્ઠાતા અને મારા પરમ પૂજ્ય ગુરૂ જોગીરાજની આજ્ઞા મારે માંગવી જોઇએ." રસિકે જણાવ્યું.

"જોગીરાજની વાટિકા અહીંથી કેટલી દૂર છે?"

"દોઢ–બે કોસ જેટલી દૂર હશે. અમે આટલેસુધી ઘણી વાર ગાયો ચારવા તથા ફરવા માટે આવી ચડીએ છીએ. મારી સાથે છે તે જોગીરાજના પુત્ર બાલકુમાર છે."

"તો હું પણ એ સ્થળે આવીશ અને એ મહાત્માનાં દર્શન કરી કૃતાર્થ થઇશ. વળી તેમને મારી સાથે ભદ્રપુર લઇ જવા માટે હું તેમને વિંનતિ પણ કરી શકીશ." સૂર્યસિંહે જણાવ્યું.

એટલામાં સૌ તંબુની નજીક જઇ પહોંચ્યાં. તંબુમાં પ્રવેશ કરતાં જ કૃષ્ણદાસ અને લલિતાની દૃષ્ટિ મળી. ઉભય એક બીજાથી ભય પામી ગયાં અને વિશેષમાં કૃષ્ણદાસ લલિતાને જોઇને ચીસ પાડી બેભાન બની ગયો. લલિતા કૃષ્ણદાસનો ભયંકર ચહેરો જોઇને ભયગ્રસ્ત થઈ હતી, પરન્તુ તે સમજતી હતી કે આ સ્થળે હવે તે પોતાને કાંઇ હરકત કરી શકનાર નથી, પરન્તુ લલિતાને ત્યાં જોઇને કૃષ્ણદાસ તો સમજી ગયો હતો કે પોતાનો ખુનનો અપરાધ ખુલ્લો પડી ચૂકયો છે! ચોરી ખુલ્લી થવાથી તે કમ્પી જ રહ્યો હતો, એવામાં ખૂન ખુલ્લું થવાથી તે પોતાના મન ઉપરનો કાબૂ ગુમાવી

બેઠો અને સંજ્ઞારહિત બની પડી ગયો. આમ બનવાથી કોઇને આશ્ચર્ય થયું નહિ. સૌ સમજી ચૂક્યાં કે પોતાનો ગુન્હો ઉઘાડો પડી જવાને લીધે એ દુષ્ટ ભયથી સંજ્ઞારહિત બની ગએલો હોવો જોઇએ. ચંદ્રમણિશંકરની આજ્ઞાથી ચાકરોએ તેને શીતોપચારથી ભાનમાં આણ્યો અને તેને તંબૂની બ્હાર સૌની દૃષ્ટિથી દૂર દરિયાની ખુલ્લી હવા ખાવા માટે ચોકી પહેરાની દેખરેખ સાથે બેસાડ્યો.

"લલિતાગૌરી! તમે હવે વૃદ્ધનગર આવો અને તમારી મોટી બ્હેનને મળો. હું તમારા પિતાજીને તારથી ખબર આપીશ એટલે તે તુરત ત્યાં આવી પહોંચશે."

"લતા બ્હેનને હું કેવા રીતે મ્હોં બતાવી શકીશ? મેં તેમનું એટલું બધું અપમાન કર્યું છે કે તે તો મારી સામે પણ નહિ જુએ."

"નહિ, તે માટે મનમાં સંકોચ રાખશો નહિ. તમે કરેલા તેના અપમાનથી એક વાર તેને દુઃખ થયું હતું ખરૂં, પરન્તુ તેણે પોતાની ઉદારતાથી તે સઘળું વિસ્મૃત થવા દીધું છે અને તમે ગુમ થયાં એ ખબર જાણીને તેને અત્યંત દુઃખ થયા કરે છે. ખાસ કરીને તમે ગુમ થવાથી તમારા પિતાજીના હૃદયને જે ધક્કો વાગ્યો છે તે માટે તો તેને તેમની બહુ જ દયા આવે છે. એકાએક તમને જોઇને તેને પરમ સુખ થયા વિના રહેશે નહિ."

"પણ મેં મારા પિતાજીને પત્ર તો લખ્યો છે. ગુરૂજીની આજ્ઞા લઇને પછી જ હું મારી મોટી બ્હેનને મળવા આવીશ અને તેમની અવગણના કરવા માટે ક્ષમાની યાચના કરીશ." લલિતાએ કહ્યું.

"તમે તમારા પિતાજીને પત્ર લખ્યો છે, તો પછી તે તમને ક્યાં મળવા આવશે?"

"મેં તેમને મળવા આવવાનું લખ્યું જ નથી; હું થોડા દિવસમાં મુંબઈ આવીશ, એમ લખ્યું છે."

"તમે માનો છો કે તમારા પિતાજી એટલો વખત ધૈર્ય રાખી રહેશે? તે તમને શોધી કાઢવાને કાંઇ કાંઈ યત્નો કરી રહ્યા હશે અને તમારા પત્ર ઉપરથી કોઈ પણ સ્થળે તે પહોંચી ગયા હશે અથવા પહોંચી જશે."

"પણ 'નન્દિની વાટિકા' કયે સ્થળે આવેલી છે તે શું તે જાણતા હશે?"

"નહિ જાણતા હોય તો ટપાલની છાપ ઉપરથી પણ તે આ પ્રદેશમાં આવ્યા વિના નહિ રહે એવું હું અનુમાન કરૂં છું. લલિતાગૌરી! તમે અદસ્ય થયા પછી એ દુઃખી પિતાની કેવી અવસ્થા થઇ ગઈ છે એ શું તમે જાણો છો? તેમનું હૃદય છિન્નભિન્ન બની ગયું છે અને શરીર કેવળ જીર્ણ બના ગયું છે. થોડા જ દિવસોમાં વૃદ્ધાવસ્થા તેમની નજીક આવી પહોંચી છે અને કૃતકર્મનો પશ્ચાત્તાપ તો તે એટલો બધો કરે છે કે હવે થોડા વખત પૂર્વેના ગોપાળરાય જ જાણે બદલાઇ ગયા હોય તેવું લાગે છે! તેમના પહેલાંના પાશ્ચાત્ય વિચારો, જીવનના આદર્શ સંબંધી તેમની કલ્પનાઓ અને રહેણી કરણી સંબંધી તેમના તરંગો ટુંક વખતમાં દુઃખના અનુભવે બદલાવી નાંખ્યા છે અને મુખ્યત્વે કરીને તમને જે પ્રકારના જીવનમાં તેમણે ઉછેર્યાં હતાં તે પ્રકાર તરફ હવે તેમને અત્યંત અભાવ આવી ગયો છે, એ જીવન પ્રણાલીને તે હવે અંતઃકરણથી ધિક્કારે છે અને ભવિષ્યનું જીવન પહેલાં કરતાં જૂદી જ શૈલીથી ગાળવાનો તેમણે નિશ્ચય કર્યો છે."

પિતાની સ્થિતિનો આ વૃત્તાંત સાંભળીને લલિતાનું હૃદય પણ દ્રવિત થઇ ગયું. પોતાને કારણે–પોતાના વિલક્ષણ તરંગમય જીવનને કારણે પિતાને કેટલું વેઠવું પડ્યું છે તેનો ખ્યાલ આવતાં અને પોતાની પહેલાંની ભૂલો હવે નજરની સમીપે આવીને ઊભી રહેતાં તેને બહુ પશ્ચાત્તાપ થવા લાગ્યો અને આંખોમાં જળ ભરાઈ આવ્યું. તે ગળગળે સાદે બોલીઃ "ચંદ્રમણિશંકર ! તમોએ કહેલા વૃત્તાંતથી હુ પિતાજીને મળવાને બહુ જ ઉત્સુક બની ગઈ છું. મને નંદિની વાટિકાનો નિવાસ અને આ બાલકુમાર તથા અતિથિનો સહવાસ છોડવાનું ગમતું નહોતું, પરન્તુ હવે હું તે છોડીને પિતાજી પાસે જઇ પહોંચવાને અધીરી બની ગઇ છું. લતાબ્હેનને સૌથી પહેલાં નહિ મળી શકવા માટે તે મને ક્ષમા નહિ કરે ?"

"ત્યારે શું તમે સત્વર મુંબઇ જવા ઇચ્છો છો ?"

"હા, ગુરૂજીની આજ્ઞા લઇને હું ભદ્રપુર જઇશ અને ત્યાંથી ઉતાવળે મુંબઇ જઇશ." લલિતાએ આંખો લૂછતાં જણાવ્યું.

કેટલીક વાર સુધી સઘળાં પૃથક્ પૃથક્ પ્રકારની વાતચીતમાં ગુંથાયાં. સૂર્યસિંહે રસિકને પોતાની યાતનાનો વિસ્તૃત વૃત્તાંત કહ્યો. રસિકે શારદાગૌરીનો ત્યાગ કરવાથી માંડીને છેવટસુધીનો વૃત્તાંત કહ્યો અને તે સાથે જોગીરાજનું સ્નેહજીવન તથા હાલની જીવનચર્યા પણ કહી સંભળાવી. સૂર્યસિંહને એ કથાનક તથા જીવનચર્યા અત્યંત આશ્ચર્ય અને આનંદ ઉત્પન્ન કરનારાં થઇ પડ્યાં. પોતાની 'પ્રેમસેવામંદિર' ની યોજનાના સંબંધમાં એ જોગીરાજ ઘણી ઉપયોગી સૂચનાઓ કરી શકશે એવું તેને લાગ્યું અને તેથી તે જોગીરાજની પાસે જવાને પ્રતિક્ષણે વધારે ને વધારે ઉત્સુક બન્યો.

સૂર્યસિંહનું સઘળું કામકાજ એકાએક પૂર્ણ થઈ ગયું હોવાથી

હવે તેને દરિયાકિનારાપર કશું કરવાનું રહ્યું નહોતું. આ કારણથી તેણે નંદિની વાટિકામાં જઇને જોગીરાજને મળવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. અતિથિ, બાલકુમારી અને લલિતાને તેથી બહુ આનંદ થયો અને ચંદ્રમણિશંકર પણ તેમની સાથે જવાને તૈયાર થયો. કૃષ્ણદાસને માણસોની દેખરેખ હેઠળ ભદ્રપુરમાં પહોંચાડવાની વ્યવસ્થા કરીને સૂર્યસિંહ ત્યાંથી પોતાની ગાડીમાં નીકળી નંદિની વાટિકા તરફ ચાલ્યો. ગાડી તો થોડી વારમાં જ વાટિકામાં પહોંચી ગઇ અને અતિથિ, બાલકુમારી તથા લલિતા ગાયોને વાટિકા તરફ લેઇ જવા માટે થોડી વાર રોકાઇને ધીમે ધીમે વાટિકા તરફ વળ્યાં.



## પ્રકરણ ૧૫ મું.

### જોગીરાજને આમંત્રણ.

વાટિકાની નિકટમાં એક ભભકાદાર ઘોડાગાડી અને ઘોડેસ્વારોને આવેલા જોઇને સ્વાભાવિક રીતે જ જોગીરાજને આશ્ચર્ય થયું. પોતાની કુટીમાંથી બહાર નીકળીને વાટિકાની પગથીપર તે દ્વાર તરફ ચાલ્યા અને હજી તો તે દ્વાર પાસે પહોંચ્યા નહોતા, એટલામાં સૂર્યસિંહ, ચંદ્રમણિશંકર અને એક ચાકર વાટિકાની અંદર પેઠા અને જોગીરાજની સામે આવવા લાગ્યા, એટલે જોગીરાજ માર્ગમાં જ સ્થિર બનીને ઉભા રહ્યા. જોગીરાજ એ નવા અતિથિઓને પિછાણતા નહોતા, પરન્તુ અતિથિઓને જોગીરાજની પિછાણની કાંઈ જરૂર નહોતી, કારણકે તેમનું સૌમ્ય વદન, અર્ધશ્વેત વાળવાળી દાઢી, નિર્મળ વૈરાગ્યયુક્ત દૃષ્ટિ, અનુપમ કાન્તિ

અને નીરોગી દેહયષ્ટિ એ સઘળું 'જોગીરાજ' તરીકેની પિછાણ સૂર્યસિંહને કરાવવાને બસ હતું. જોગીરાજને જોતાં જ સૂર્યસિંહે વંદનસૂચક શૈલીથી મસ્તક નીચું નમાવીને હાથ જોડ્યા અને થોડાં ડગલાં ભરતાં તે જોગીરાજની પાસે આવી પહોંચતાં જોગીરાજને નમી પડ્યો! ચંદ્રમણિશંકરે પણ નમન કર્યું. જોગીરાજે કલ્યાણકર હસ્તસ્પર્શ ઉભયના મસ્તકપર કર્યો. ઉભયનો પરિચય પૂછવા માટે જોગીરાજ કાંઇ પ્રશ્ન કરવા જતા હતા, એટલામાં ચંદ્રમણિશંકરે સૂર્યસિંહની પિછાણ આપતાં કહ્યું: "મહાત્મન્! આ મહારાજ સૂર્યસિંહજી છે અને તે ભદ્રપુરના નરપતિ છે. આ દીન સેવક વૃદ્ધનગરનો નાયબ દિવાન છે."

ઉભયનો પરિચય સાંભળીને જોગીરાજે કાંઇક આશ્ચર્યનો અનુભવ કર્યો અને કહ્યું: "અહો! ભદ્રપુરના નરપતિ અને વૃદ્ધનગરના નાયબ દિવાનનું આતિથ્ય કરવાનું આ ક્ષુદ્રકુટીને પ્રાપ્ત થવું તે-પહેલી જ વાર પ્રાપ્ત થયું છે, એથી કોને હર્ષ ન થાય? પધારો, પ્રિય અતિથિઓ! આજે નન્દિની વાટિકાને ઉત્સવનો દિન છે." એમ કહી જોગીરાજ આગળ અને સૂર્યસિંહ, ચંદ્રમણિશંકર તથા તેમનો ચાકર એ ત્રણ જણ તેમની પાછળ પાછળ ચાલ્યા. જોગીરાજે પોતાની કુટીની નિકટના જ એક અશોક વૃક્ષની નીચે મૃગચર્મો પાથરીને ઉપર તેમને બેસાડ્યા અને પોતે એક ચર્મ પાથરી તેમની સમીપમાં બેઠા. જોગીરાજના ઇશારાથી જેનો એક તુંબામાં શીતળ જળ ભરી લાવ્યો, તેમાંથી સૌએ જળપાન કર્યું. પુનઃ થોડીએક ક્ષણોમાં તે એક કેળપત્રના ટુકડાપર થોડાં ફળ ચૂંટી લાવીને તેમની પાસે મૂકી ગયો. નૈસર્ગિક સૌંદર્યના પિપાસુ સૂર્યસિંહને એ સ્થાન એટલું રમણીય, શાંત, મનોમુગ્ધકર અને ચિત્તાહ્લાદકારક લાગ્યું કે

તેનું વદન પ્રસન્ન—અત્યંત પ્રસન્ન દેખાવા લાગ્યું. મૌન્ય અને શાંતિદ્વારા થોડી વાર વિરામ લઇને તે બોલ્યો: “ ગુરૂવર્ય ! અમે આ સ્થળે આવ્યા અને આપનાં દર્શન કરી શકયા તે માટે અમારે સૌથી પહેલો આભાર આપના અતિથિ રસિકલાલનો માનવાનો છે. આ સ્થળથી કેટલેક દૂર તેમનો, આપના પુત્ર બાલકુમારનો અને લલિતાગૌરીનો અમને મેળાપ થયો, રસિકલાલ તથા લલિતાગૌરી સાથે અમારો પૂર્વ પરિચય પણ હતો એટલે આપના સંબંધમાં કેટલીક અવનવી વાતો તેમને મુખેથી સાંભળીને અમે આ તરફ આકર્ષાયા છીએ.”

જોગીરાજે મંદ સ્મિત કર્યું અને કહ્યું: “ ઘણા ગરીબ, શાંત આત્માઓ તથા પ્રવાસીઓ આ સ્થળ તરફ પૂર્વે આકર્ષાયા હતા: પરન્તુ આપના જેવા રાજવીનું આકર્ષણ આજે પહેલી જ વાર થાય છે. આ કુટીનું એટલું સદ્‌ભાગ્ય લેખાવું જોઇએ. વારૂ, સૂર્યસિંહજી ! આપની પ્રજામાં હમણાં શાંતિ પ્રવર્તે છે ને ?”

“ગુરૂદેવ ! સત્ય કહું તો મારા ચિત્તની અશાન્તિને કારણે પ્રજામાં શાંતિ અશાન્તિનું દર્શન હું કરી શકતો નથી. મારા ચિત્તની શાન્તિ મેં ખોઇ છે અને તે પુનઃ પ્રાપ્ત કરવાની આશાથી જ હું આ સ્થળે આવ્યો છું. અનેક પ્રશ્નો મારા મસ્તિષ્કને ગુંચવી રહ્યા છે અને તે પ્રશ્નો એવા છે કે જેને ઉકેલવાને ચતુર રાજદ્વારી પુરૂષોની, મોટા મોટા પંડિતોની કે અદ્વિતીય વિજ્ઞાનશાસ્ત્રીઓની સલાહ મને ઉપયુક્ત થઇ પડે તેમ નથી: પરન્તુ આપના સરખા સહૃદય, મહાનુભાવ પુરૂષની સલાહ જ મને ઉપયોગી થઈ શકે તેમ હોવાથી આપને કાંઇક તસ્દી આપવા માટે જ હું અત્રે આવ્યો છું.”

પોતાની ઉપર સૂર્યસિંહે ઘણી મોટી મોટી આશાઓ બાંધી છે એવું જોગીરાજને લાગ્યું અને તેથી તેમને હસવું આવ્યું. થોડી વારે

તે બોલ્યાઃ "મારી સલાહ તમારા ચિત્તની શાંતિને પાછી લાવી શકે તેમ હોય, તો હું મને પરમ ભાગ્યશાળી માન્યા વિના રહું નહિ. તમારા મનમાં ઉપસ્થિત થએલા પ્રશ્નો હું જાણવાને બહુ ઉત્સુક બન્યો છું, પરન્તુ મધ્યાન્હ નજીક આવતો જાય છે અને તમે સર્વ હજી ભૂખ્યા હશો, એટલે એક વાર ક્ષુધાશાન્તિનો પ્રયોગ પૂરો થાય, પછી આપણે શાન્તિથી એ વિષે વાતચીત કરીએ. હું બાલકુમારના આગમનની રાહ જોઉં છું."

"તેઓ હમણાં આવવા જોઇએ. અમારી સાથે ... અત્ર નરહ્ આવવા નીકળ્યા હતા." ચંદ્રમણિશંકર બોલ્યો.

સૂર્યસિંહ બોલ્યોઃ "પણ ગુરૂદેવ ! અમારે માટે ક્ષુધાનિવારણનો પ્રયોગ કરતાં આપને બહુ તકલીફ લેવી પડશે અને અમે ગાડીમાં જવાના હોવાથી લાંબા વખતસુધી ક્ષુધાતુર રહેવાની અમને જરૂર પડે તેમ નથી."

"તકલીફ ?" જોગીરાજે સ્મિત કર્યું અને કહ્યું: "દેશના રાજાને બે ભાખરીઓ ખવડાવીને ક્ષુધા નિવૃત્ત કરવામાં તકલીફ માનવી એનો અર્થ શું ! એ તો અમારૂં પ્રીતિકાર્ય છે. ઘણાએ દુઃખી ચિત્તોને અહીં વિરામ મળ્યો છે, ક્ષુધાતુરોને ભોજન મળ્યું છે અને વિશ્રામના જિજ્ઞાસુને આશ્રય પણ મળ્યો છે અને જો એક નરપતિના આતિથ્યમાં ક્ષતિ આવે તો મારી આટલાં વર્ષોની યોગસાધના નિષ્ફળ જ જાય." એમ કહી જોગીરાજ ત્યાંથી ચાલ્યા ગયા અને જેતાને તેમણે કાંઇક સૂચના કરી.

ગાયો આવે અને દૂધ દોહવામાં આવે તો જ રાજાને માટે ભોજનની તૈયારી કરી શકાય તેમ હતું. તેથી જેતો બાલકુમારાદિને તેડવાને માટે તેમની સામે જવા નીકળ્યો. તેણે વાટિકાના ઝાંપાની

બહાર પણ મેલ્યો કે તુરત બાલકુમારાદિની ત્રિપુટી અને તેમની સાથે ગાયો કેટલેક દૂર નજરે પડી એટલે જેતો વાટિકામાં પાછો ફર્યો અને તેણે જોગીરાજને ખબર આપી. તેઓને વેળાસર આવી પહોંચેલા જોઇને જોગીરાજની ચિંતા દૂર થઇ. ગાયો વાટિકામાં આવી પહોંચી એટલે જેતાએ તેમને દોહી લીધી. બાલકુમારી અને અતિથિ રસોઈના કામમાં પડયાં: બિચારી લલિતા તો એ રસોઇના કામને દૂર ઊભી ઊભી માત્ર જોઇ જ રહી, કારણકે આજસુધી તેણે કોઈ જ વાર પોતાને હાથે રસોઇ કરી નહોતી, તેથી આ રસોઇના કામમાં મદદ કરવાને તે અશક્ત નીવડી ! એમ મુંગા મુંગા દૂર ઊભા રહીને ટગર ટગર જોયાં કરવા માટે અને કામમાં કાંઇ જ મદદ નહિ કરવા માટે લલિતાને બહુ શરમ આવી. એ શરમના શેરડા લલિતાના કપોલદ્વય ઉપર જોઇને રસિકના મુખમાં મંદ સ્મિત સ્ફુર્યું.

ઉતાવળે ઉતાવળે બાલકુમારી અને રસિકે મળીને સૂર્યસિંહને માટે ખીર અને પૂરીનું પવિત્ર ભોજન તૈયાર કર્યું. રાજાના આતિથ્યને માટે શોભે તેવા અનેક ભોજનના પદાર્થો કરવાનું આ પર્ણકુટીમાં શક્ય નહોતું તેમ જ બહુ થોડા વખતમાં—ઉતાવળે ઉતાવળે રસોઇનું તથા ભોજનનું કામ પૂરું કરવાનું હતું એટલે આ બે મુખ્ય પદાર્થોવડે જ જોગીરાજે સંતોષ માની લીધો. કેળનાં પાંદડાંની પત્રાવલિમાં પૂરીઓ, પડીયામાં ખીર અને શાકને સ્થાને ઉતાવળે તૈયાર કરેલું જમરૂખનું અથાણું એટલાં વાનાંવડે ભાણું પીરસવામાં આવ્યાં. આવે નિર્જન સ્થળે પણ પોતાને માટે આવી ઉત્તમ રસોઈ તૈયાર કરવામાં આવેલી જોઇને સૂર્યસિંહ નવાઇ પામ્યો અને બોલ્યો: " જોગીરાજ ! આપે તો મારા આનંદમાં ભંગ કર્યો. થોડીએક ઘટિકા અહીં સ્થંભીને હું અરણ્યનિવાસના નૈસર્ગિક આનંદનો લાભ લેતો

હતો, એવામાં આપે આ રાજમહેલને શોભે તેવું ભોજન મને પીરસીને મારા મસ્તિકના આનંદનો નાશ કર્યો છે! અરણ્યનિવાસમાં મને જે ક્ષણિક સુખાનુભવ થઇ રહ્યો હતો, તેને સ્થળે પુનઃ રાજમહેલનાં દુઃખો મારી સામે આ ભોજનની સાથે જ આવીને ઉભાં રહ્યાં છે!"

જોગીરાજના મુખમાં સ્મિત આવી વસ્યું. તે બોલ્યાઃ "રાજન્! ત્યારે અમે અમારી કલ્પનામાં ઠગાયા છીએ. અમે એમ માન્યુ કે તમને લગભગ રાજમહેલના જેવું જ ભોજન આપવાથી અમે તમારી ઉત્તમ આગતાસ્વાગતા કરેલી લેખાશે અને તેથી અમે અમારાં સાધનોમાંથી આ ભોજન નીપજાવ્યું છે; પરન્તુ વસ્તુતઃ તમે નૈસર્ગિક સૌંદર્યના વિલાસી છો તેવી જ રીતે રાજમહેલના કૃત્રિમ સુખ તથા આનંદના અતિપરિચયને લીધે તેથી પણ કંટાળેલા છો એ અમારા જ્ઞાનની બહાર હતું અને તેથી જ રસોઈ તૈયાર કરવામાં આ રીતે અમારી ભૂલ થએલી છે."

સૂર્યસિંહ, ચંદ્રમણિશંકર અને તેમની સાથેનાં બીજાં માણસોએ થોડી વારમાં ભોજન કરી લીધું. વૃક્ષની ઘટાદાર શીતળ છાયામાં કેળનાં પાંદડાંની પત્રાવલિમાં ભોજન કરવું અને તુંબડામાંનું નિર્મળ જળ પીવું, વાટિકાનાં સુગંધી ફુલો અને વૃક્ષોપરથી વાતા શીતલ પવનની લહરિમાં ધીમે ધીમે વાતો કરતાં અને અનેકવિધ પક્ષીઓના કલરવને શ્રવણ કરતા પ્રમુદિત થવું એ વીરલ આનંદ આજે સૂર્યસિંહને મળ્યો. તે એ સ્થળે આવીને તુષ્ટ–પરિતુષ્ટ થયો.

ભોજનથી પરવારીને અતિથિઓની સાથે જોગીરાજ વાતચીત કરવાને બેઠા. સૂર્યસિંહે પોતાના ચિત્તની અશાંતિનું કારણ આદિથી અંતસુધી નિવેદન કરીને કહ્યું. શોભનાના પોતાની સાથેના પ્રથમ

પરિચયથી માંડીને તેના સૌંદર્ય તથા માધુર્યના કથાનક સાથે તેના જીવનપ્રસંગોની સાથે પોતાના જીવનની આખ્યાયિકા કેવી રીતે ઘડાતી ગઈ, પોતાનું જીવન કેવી રીતે શોભનાના જીવન ઉપર નિર્ભર બનતું ગયું અને છેવટે બાહ્ય આકસ્મિક આવરણોને લીધે પોતાને શોભનાનો કેવી રીતે પરિત્યાગ કરવો પડયો, તેથી પોતાના હૃદય ઉપર કેવો ઘા પડયો, એ ઘા નહિ રૂઝાય તેવા કયા કયા વિશેષ પ્રસંગો બન્યા અને છેવટે શોભનાના મરણની સાથે એ નહિ રૂઝાએલા ઘા ઉપર લૂણ પડયું: એ સર્વ પ્રસંગો સૂર્યસિંહે વિસ્તારીને કહ્યા. સ્નેહભીનાં હૃદયો સૂર્યસિંહના હૃદયના એ ઘાની સંપૂર્ણ કલ્પના કરી શક્યાં. જોગીરાજ, રસિક અને ચંદ્રમણિશંકર એ ત્રણેને સૂર્યસિંહની સ્થિતિ સમજાઇ. જોગીરાજે તો એ જીવન આજે પહેલવહેલું જ સાંભળ્યું, અને રસિક તથા ચંદ્રમણિશંકરે જે ત્રુટક ત્રુટક પ્રસંગો જાણ્યા નહોતા, તે અત્યારે પહેલી વાર જાણ્યા. બાલકુમારી અને લલિતાગૌરીએ એ કથાનક શ્રવણ કર્યું. તેમને તે સમજાયું પરન્તુ એથી સૂર્યસિંહના હૃદય ઉપર થએલા ઘાની તીવ્રતા તેમના સમજવામાં આવી શકી નહિ. છેવટે સૂર્યસિંહે કહ્યું: "કૃપાળુ જોગીરાજ! શોભનાના જીવનના એટલા ઉપકારો મારા જીવન ઉપર થએલા છે કે એ જીવનનું સ્મરણ ઇહલોકમાં ચિરકાળસુધી રાખ્યા વિના હું તેના ઉપકારના ભારને ફેંકી શકીશ નહિ, એટલું જ નહિ પણ જે જીવતી શોભનાને નિરખીને અથવા તેના જીવનક્રમના વિકાસની વાર્તા સાંભળીને હું આનંદ પામતો હતો, મારા જીવનની અમૂલ્ય ક્ષણોને અપ્રતિમ સુખમાં વીતાડતો હતો, તે શોભના ઇહલોકમાંથી દૂર થઇ જતાં તેના સ્મારકને જોઇને આનંદ પામ્યા વિના હું મારા જીવનને કેવળ નિઃસાર પૂરૂં કરેલું જ સમજીશ. શોભના જતાં—એ આદર્શ

બાલિકાનું આદર્શ જીવન મારી દૃષ્ટિ સમીપેથી હમેશને માટે જતાં મારો ખોવાઈ ગએલો આનંદ હું બીજી કઇ રીતે પ્રાપ્ત કરી શકું ગુરૂદેવ ? તેટલા માટે, તેમ જ મરતી વખતે એ બાળાએ મારી પાસેથી જે કાંઇ માંગી લીધું છે તે પૂરૂં કરવાને માટે, તેના સ્મારકમાં "પ્રેમ-સેવામંદિર" મારે સ્થાપવું છે અને એ કાર્યમાં આપના જેવા મહાત્માની સહાયની મને બહુ જરૂર પડશે."

"પ્રેમસેવામંદિર એ બાળાના સ્મરણ તરીકે સ્થાપવું, એ તો અત્યંત ઉમદા કાર્ય છે, રાજાજી ! અહો, પણ આ જગતને પ્રેમ અને સેવાનો હજી ખ્યાલ પણ કયાં છે ?" જોગીરાજે નિઃશ્વાસ નાંખીને કહ્યું. તેમની દૃષ્ટિ સમીપે નંદિનીની મૂર્તિ આવીને ઊભી રહી. તેનો પ્રેમ જોગીરાજને સાંભરી આવ્યો. પરલોકમાં પહોંચ્યા છતાં તેની પ્રેમભાવનાની સાંકળ તૂટી નથી, એટલું જ નહિ પણ તે આખા જગત્‌ની સેવા કરવાના ઉદ્દેશથી પ્રેમનો સંદેશો આ લોકમાં મોકલીને પોતાના આત્માને ઉન્નતિપથગામી બનાવી રહી છેઃ એ સર્વ પ્રસંગો જોગીરાજને સાંભર્યા અને સૂર્યસિંહની 'પ્રેમસેવામંદિર'ની વાત સાંભળીને તેમનાં નેત્રમાં બે અશ્રુબિંદુ ઝમી આવ્યાં. તેમણે આગળ કહ્યુંઃ "રાજાજી ! તમારી શોભનાના આત્માને આ જગત્‌માં ભાગ્યે જ કોઈ પિછાણી શક્યું હશે, તેમ જ જે દેવીની પાછળ મેં આ ભેખ ધારણ કર્યો છે તે દેવીને પિછાણનારા પણ બહુ થોડા જ છે. શાશ્વત્ પ્રેમ અને સેવાની ભાવના જગત્‌ના સામાન્ય મનુષ્યવર્ગથી બહુ દૂર રહેલી છે અને તેથી માત્ર ચિત્તના સંતોષ અને આત્માના આનંદ માટે એ મનુષ્ય વર્ગનો ત્યાગ કરીને મેં આ શાન્ત એકાન્ત જીવન પસંદ કર્યું છે. મેં અહીં કાંઇ 'પ્રેમસેવામંદિર' જેવો એક મઠ કે આશ્રમ સ્થાપ્યો નથી અને જે સિદ્ધાંતો મેં પ્રેમ તથા સેવાની

વૃદ્ધિ અર્થે અગત્યના માન્યા છે તે સિદ્ધાંતોનો જનસમાજમાં પ્રચાર કરવાને કાંઇ ઉદ્યમ પણ કર્યો નથી, પરન્તુ મેં મારા પોતાના આત્માને માટે અહીં નિવાસ કર્યો છે. પરન્તુ મારી નંદિનીની ઇચ્છા એવી હતી અને હજી પણ છે કે હું એ સિદ્ધાંતોનો ફેલાવો જગત્‌માં કરીને જગત્‌ના આત્માઓના શ્રેયસ્‌ને માટે કાંઇક ઉદ્યમ કરૂં. મને એ ઉદ્યમ કરતાં પણ શાંતિ વધારે રૂચે છે, તમોને શોભનાના જીવન ઉપરથી સત્ય દેખાતા સિદ્ધાંતો જગત્‌માં ફેલાવવાનું વધારે રૂચે છે અને તેમાં તમારા ચિત્તનો આનંદ સમાએલો છેઃ એ ભેદ કદાચ આપણા આત્માઓના ભેદને કારણે જ હશે, તોપણ એટલું તો નિશ્ચિત છે કે આપણ ઉભયની જીવનની ભાવના તો એકસરખી જ છે એવું મને તમારા આટલા આત્મકથાનક ઉપરથી દેખાઇ આવ્યું છે. હવે રાજાજી! મને એટલું કહો કે દેવી શોભનાએ મરણસમયે તમારી પાસેથી કઇ વસ્તુની માંગણી કરી હતી?"

સૂર્યસિંહ બોલ્યોઃ "તેણે માત્ર બે વસ્તુઓ મારી પાસેથી માંગી હતી. એક વસ્તુ તો એ જ કે જે તેનો દુષ્ટ પતિ તેને અત્યંત દુઃખ આપીને તેના મૃત્યુના કારણરૂપ બન્યો હતો, તેને મારે ક્ષમા આપવી!"

"—અહો! ધન્ય છે દેવી! સાક્ષાત્ ક્ષમાની મૂર્તિ જ તું હતી! તારામાં અનુપમ પ્રેમભાવનાનું અસ્તિત્વ હોય તેમાં આશ્ચર્ય શું છે! અને બીજું તેણે શું માંગ્યું હતું?"

"બીજું એ કે ગુણ સ્વભાવનાં કજોડાં જગત્‌માં ન થાય એવો ઉપદેશ મારે જગત્‌માં ફેલાવવો."

"સાક્ષાત્ દાંપત્યપ્રેમનું એ જ પ્રવેશદ્વાર છે અને દાંપત્યપ્રેમ એ જ પરમ પવિત્ર પ્રેમભાવનાનું પહેલું પગથીઉં છેઃ એટલે જો

દાંપત્યપ્રેમનું દ્વાર ખુલ્લું કરવાનો ઉદ્યમ સેવવામાં આવે તો તેથી પરમ પવિત્ર પ્રેમભાવનાનો વિસ્તાર આ જગતમાં વધવાનો સંભવ વધે છે અને એ રીતે લોકોપકાર સધાય છે. ત્યારે હવે સૂર્યસિંહજી! જે પ્રેમસેવામંદિર તમે સ્થાપવા માંગો છો તેના ઉદ્દેશો કેવા રાખશો અને એ ઉદ્દેશો પાર પાડવાને કઇ પ્રણાલીએ કામ લેશો?"

"ગુરૂદેવ! મેં મારી મૂળ કલ્પના આપને કહી સંભળાવી છે. પ્રેમસેવામંદિર સ્થાપવાનો મારો નિશ્ચય પણ મેં આપને કહ્યો છે. હવે એના શા ઉદ્દેશો રાખવા અને કઈ પ્રણાલીએ મંદિરને ચલાવવું તે સંબંધી આપની સલાહ લેવાને જ હું અત્ર આવ્યો છું અને વિશેષમાં બીજી પણ આપને એક વિનતિ કરવાની છે, પણ તે હવે પછી કરીશ." સૂર્યસિંહે પોતાના આગમનનું કારણ જણાવ્યું.

"રાજાજી! હું તો મારી બુદ્ધિ અનુસાર તમને સલાહ આપવા તૈયાર છું અને વળી જે પવિત્ર હેતુ મેં મારા જીવનનો ધારી રાખ્યો છે, તે જ પવિત્ર હેતુથી તમે કાર્ય કરવાના છો તેથી તો તમને યોગ્ય સલાહ આપવાનો મારો પરમ ધર્મ હોય એવું હું સમજું છું. તે સંબંધી તમને મારી પહેલી અને મુખ્ય સૂચના તો એ જ છે કે તમે જે ઉપદેશનો પ્રચાર કરવાની અગત્ય માનો છો તે ઉપદેશનો પ્રચાર કરનારાં આદર્શ સ્ત્રીપુરૂષો તૈયાર કરવા માટે જ સૌથી પહેલાં એ મંદિરનો ઉપયોગ કરો. પોતાના ઉત્તમ ચારિત્રવડે એ સ્ત્રીપુરૂષો જ પછીથી જગતમાં ઇષ્ટ ઉપદેશનો પ્રચાર કરી શકશે અને શોભનાની જીવનભાવનાનો તેમ જ તેની છેવટની માંગણી પ્રમાણે વિશુદ્ધ દાંમ્પત્ય પ્રેમના પહેલા પગથીયાનો સાક્ષાત્કાર જગતના મનુષ્યોને થશે. એવાં ઉપદેશક અને આદર્શ સ્ત્રીપુરૂષોને તૈયાર કરવા માટે એકાન્ત સ્થળમાં એ મંદિર બંધાવો. કેવળ સાદું જીવન ગાળવાનાં જ સાધનો

તેમને એ મંદિરમાં પૂરાં પાડો. આખા વિશ્વપ્રત્યે બંધુભાવનાના સરખો પ્રેમ તેમનાં ચિત્તમાં નિવાસ કરે તે માટે તેમને શિક્ષણ આપો અને તેમણે મેળવેલા એ શિક્ષણનો વ્યવહારમાં ઉપયોગ કરવાની તેમને તક મળે તેટલા માટે તેમને દુઃખી જનોના પરિચયમાં આવવા દઈ તે દુઃખ દૂર કરવા માટે તેઓને યોગ્ય ઉપાયો યોજવા દો. એ રીતે તેમને સર્વ પ્રકારની સેવા ભાવનાનું શિક્ષણ મળશે, સાદું જીવન ગાળવાની તેમની ટેવ પડવાથી તેમની જરૂરીઆતો ઓછી થઇ જશે, તેઓ અંતરૂથી તુષ્ટ તથા સંતુષ્ટ રહેશે અને પછી તેઓના હૃદયમાં જ જગતની સેવા બજાવવાની ભાવના નિરંતર જાગૃત રહ્યા કરશે. દામ્પત્યપ્રેમ વિશુદ્ધ બને તેટલા માટે—શોભનાની માંગણી પૂરી કરવાનો ઉદ્દેશ પાર પાડવા માટે એકલા ઉપદેશકોની જ જરૂર નથી. એવા તો ઘણાએ દાંભિક ઉપદેશકો તમને આ જગતમાં મળી શકશે કે જેઓ પીઠામાં દારૂ પી આવી, ઘેર બૈરીને માર મારી, તે ભૂખી છે કે દુઃખી છે તેની પરવા નહિ રાખી, જાહેર સભામાં વિશુદ્ધ દામ્પત્ય પ્રેમનાં વ્યાખ્યાનો આપશે અને વયનાં કે ગુણ—સ્વભાવનાં કજોડાં કરવાની હાનિઓ આપણા આર્ય જનસમાજને સમજાવશે. પરન્તુ એવા આત્મત્વ વિના ઉપદેશથી ઈષ્ટ હેતુ કદાપિ પાર પડી શકશે નહિ. તેટલા માટે એ આશ્રમમાં આદર્શચરિત દમ્પતીઓને જ તૈયાર કરી તેમને એ ઉપદેશના કાર્યમાં જો યોજવામાં આવશે અને તેવાં થોડાં આદર્શચરિત દમ્પતીઓ સ્થળે સ્થળે પ્રવાસ કરી પોતાની પ્રભા તથા પ્રતિભાનો વિસ્તાર જનસમાજમાં કરશે, તો શોભનાના આત્માને સ્વર્ગમાં પોતાની ઇષ્ટ ભાવનાની સિદ્ધિ થએલી જોઇએ અતુલ આનંદ થયા વિના રહેશે નહિ. એટલું યાદ રાખજો, રાજાજી ! કે આદર્શચરિત્ર વિના આદર્શભાવના હોતી નથી અને

અને આદર્શભાવના વિના જનસમાજના હૃદયને બલ્કે આત્માને જીતી લેનારૂં ઉપદેશામૃત સ્રવતું નથી. જે કાર્ય તમે પ્રારંભવા ઇચ્છો છો તે જેમ તમારા ચિત્તની અને શોભનાના આત્માની તુષ્ટિને માટે છે, તેમ તે જગતના કલ્યાણ માટે પણ છે અને એ કલ્યાણના કાર્યમાંથી ભવિષ્યમાં અકલ્યાણ જન્મે નહિ તે માટે પૂરતી સાવધાનતા રાખવાની છે, તેટલા માટે જ આ મંદિરનું કાર્ય બહુ પાકે પાયે શરૂ કરવામાં આવે એવી મારી ખાસ સૂચના છે."

"મંદિર સંબંધી આપની ભાવનાને હું સમજ્યો. તે યથાર્થ છે. હેતુની મહત્તાને અનુસરીને જ યોજના સંબંધી સૂચના આપે કરી છે. અવશ્ય હું એ પ્રમાણે કરીશ. પરન્તુ એક મોટી મુશ્કેલી રહેલી છે અને તે માટે જ આપને જે વિનતિ કરવાની હતી તે હવે હું કરૂં છું. આ મુશ્કેલી એ છે કે એ મહાન્ મંદિરના સંચાલકની શોધ મારે ક્યાં કરવી ? અનેક આદર્શચરિત્ર યુવક–યુવતીઓ અને દેશસેવકોને તૈયાર કરવાના છે અને ઉદ્યમવડે તેઓને તૈયાર કરી શકાશે, પરન્તુ સૌથી પહેલાં એક આદર્શચરિત્ર મહાત્માની તો એ મંદિરને જરૂર પડશે જ. આપની જીવનભાવના અને મારી જીવનભાવના એકસરખી છે એવું આપ હમણાં કહી ગયા, તો આપને મારી એવી વિનતિ છે કે આપ ભદ્રપુરમાં પધારો, અને એ મંદિરના મુખ્ય સંચાલક આપ બનો. આપના કથન પ્રમાણે જે ઉદ્યમ આપને રૂચતો નથી; પરન્તુ દેવી નન્દિનીને રૂચતો હતો તે ઉદ્યમમાં યુક્ત થવાને આપને હું પ્રેમ તથા નમ્રતા સાથે આમંત્રણ કરૂં છું અને મારા પર તથા જગતના જનસમાજપર ઉપકાર કરીને આપ ત્યાં અવશ્ય પધારો !"

આ આમંત્રણની વિનતિ સાંભળીને જોગીરાજ સ્તબ્ધ બની ગયા. આ પ્રકારની વિનતિની તેમને કલ્પના પણ નહોતી અને તેથી

સૂર્યસિંહને પ્રત્યુત્તર આપવા માટે જે સમય જોઇએ તે તેમને મળ્યો નહોતો. ટુંકા વિચારવડે હા કે નાનો પ્રત્યુત્તર એકદમ આપી દઇ શકાય તેમ નહોતું કારણકે અનેક પ્રકારની વિચારણાઓ તેમાં સમાએલી હતી. ઘણાં વર્ષોથી વાટિકા બાંધીને જે સ્થળે રહેવાનું તેમણે પસંદ કર્યું હતું તે સ્થળનો એકાએક ત્યાગ કરવાનો અવસર આવવાથી ઘણા-ઘણા વિચારો કરવાની જરૂર હતી અને મુખ્યત્વે કરીને બાલકુમારીની સ્થિતિનો વિચાર પણ કરવાનો હતો. એ બાળા દિવસે દિવસે વયમાં વધતી જતી હતી અને હજુ જો કે તે વનવાસી પંખિણીના જેવી જ નિર્દોષ બાળા હતી, તોપણ તેના ભાવીનો વિચાર કરવો એ આવશ્યક હતું. જોગીરાજની ભાવના તેને સમસ્ત વિશ્વ ઉપર પ્રેમ ધરાવતી આદર્શ આર્યા બનાવવાની હતી કે જેથી દામ્પત્યપ્રેમના ખાબોચીયાની કલ્પના જ તેને આવે નહિ અને એ પ્રેમનું ખંડન ભાગ્યચક્રના કોઇ ફેરાને લીધે થઇ જાય તો તેથી પોતાના જેવા માનસિક દુઃખનો અનુભવ એ બાળાને કરવો પડે નહિ. આ ભાવના વસતીની નિકટમાં જઇને વસવાથી અથવાતો અનેકવિધ સ્ત્રીપુરૂષોની મધ્યમાં વસવાથી પાર પડવામાં વિઘ્ન આવે નહિ? આ એક મુદ્દો પણ જોગીરાજને વિચારવાનો હતો. પ્રેમસેવામંદિરની જે ભાવના તેમણે સૂર્યસિંહને સમજાવી હતી, તે ભાવના પાર પાડવા માટે પોતે તો અવશ્ય સફળ નીવડે એવો તેમને આત્મવિશ્વાસ હતો, એટલે સંસ્થાની સ્થાપના અફળ જવાનો ભય તો હતો જ નહિ. 'નન્દિની વાટિકા' જેવું રમ્ય સ્થળ છોડવાથી તેમને કિંચિત્ ગ્લાનિ થવાનો સંભવ હતો, પરન્તુ તે કરતાં વધારે મહત્ત્વના સ્થાને જઇ વસવાનો અને મનુષ્યત્વની વિશેષ સેવા બજાવવાનો પ્રસંગ મળે એવો યોગ હોવાથી એ ગ્લાનિના ભયથી તે

નાહિંમત બને તેવું તો નહોતું જ. આ પ્રમાણે ઉપરાઉપરી અનેક વિચારો તેમના મગજમાં આવી ગયા ખરા, પરન્તુ તેનો કાંઇ જ નિર્ણય તુરતમાં તેમનાથી થઇ શક્યો નહિ અને તેથી સૂર્યસિંહે આપેલા આમંત્રણનો સત્કાર કે અસત્કાર કરનારો પ્રત્યુત્તર તુરતમાં તે આપી શક્યા નહિ. તેમણે માત્ર એટલું કહ્યું: "રાજાજી! તમારૂં આમંત્રણ તમારા અત્યંત પ્રેમ તથા ભક્તિભાવનું સૂચન કરે છે, તેમ જ એ આમંત્રણનો સ્વીકાર કરવાથી જનસેવા કરવાનો પરમ પવિત્ર લાભ મને થવાનો સંભવ છે, એટલે હું તેનો ઉતાવળે અસત્કાર તો કરતો નથી; પરન્તુ તેનો સત્કાર કરતાં પહેલાં ઘણા ઘણા વિચારણીય પ્રશ્નો મારા મસ્તિષ્કમાં ઉપસ્થિત થાય છે અને મારી બુદ્ધિ તેનું સમાધાન કરી શકે નહિ ત્યાંસુધી હું તમને સંપૂર્ણ ઉત્તર આપી શકતો નથી."

"પ્રભુ! જ્યાં હૃદયને હૃદય ઓળખી રહેલું જ છે, ત્યાં બાહ્યતઃ આગ્રહ કરવાની આવશ્યકતા હોય એમ હું માનતો નથી; તેટલા માટે હું આપને અત્યંત આગ્રહનો વિવેક કર્યા વિના જ વિનતિ કરૂં છું કે મારા ચિત્તની તુષ્ટિનો, શોભનાના આત્માની તુષ્ટિનો અને જનસમાજની સેવા માટેના મારા તથા આપના ઉભયના અભિલાષનો સઘળો આધાર હવે આપના ઉપર જ રહેલો છે. માટે કૃપા કરીને મારી વિનતિને અનુકૂળ નિર્ણય ઉપર આવીને આપ અવશ્ય મારા આમંત્રણને સ્વીકારશો. આ સ્થળનો ત્યાગ કરવા છતાં તેનો નાશ ન થાય અને પ્રવાસીઓ તથા પશુ પંખીઓનું આ અમૂલ્ય વિરામસ્થાન ધૂળમાં નહિ મળી જતાં ચિરંજીવી રહે, તે સારૂ હું યોગ્ય વ્યવસ્થા કરીશ અને આપે તેની કશી ચિંતા કરવાની નથી. મારૂં પ્રેમસેવામંદિર મારે ક્યાં સ્થાપવું તે સંબંધે મારો

કોઇ જાતનો નિર્ણય આપના વિચારની આડે આવશે નહિ. આપ જે સ્થળે તે સ્થાપવાનું પસંદ કરશો તે સ્થળ જ મારી પસંદગી પામશે, એટલે આપને આપના નિવાસાદિની અનુકૂળતામાં કશો બાધ આવવા પામશે નહિ. આપને રૂચતા આપના જીવન ઉપર કોઇ પ્રકારનો પ્રતિબંધ આવે નહિ તે માટે સઘળી વ્યવસ્થા હું આપની મરજી સાચવીને જ કરીશ: આપ કહેશો તો આના જેવી જ 'નંદિની વાટિકા' ભદ્રમુખને કિનારે—દરિયાથી થોડે દૂર બાંધીશ અને તે માટે તથા પ્રેમસેવામંદિરને માટે આપ કહેશો તેટલું ખર્ચ હું કરીશ; પરન્તુ કૃપાળુ ગુરૂદેવ! આ મંદિરના અધિષ્ઠાતા તરીકે મારી કલ્પનામાં મને જેવા પુરૂષની જરૂર જણાતી હતી તેવો પુરૂષ આજ-સુધી આપના વિના બીજો કોઈ પણ મારા જોવામાં આવ્યો નથી: આપનામાં જ મારૂં હૃદય ઠર્યું છે અને તેથી આપને મારી શતશઃ વિનતિ છે કે મને આપ નિરાશ કરશો નહિ."

જોગીરાજ શું ઉત્તર આપે? એ વિનતિનો સ્વીકાર કરવો એ જ હવે તો તેમનું કર્તવ્ય હતું, પરન્તુ બે દિવસ પછી વિચાર કરવાની જરૂર જણાવાથી ઉત્તર આપવાનું તેમણે સૂર્યસિંહને જણાવ્યું.

મધ્યાન્હ વીતી ગયો હતો અને ત્રીજો પ્રહર પણ અર્ધો થઇ ગયો હતો; તાપ સખ્ત હતો અને પ્રવાસીઓ આગળ વધવા પહેલાં સારી પેઠે વિરામ લેવા માટે જ્યાં જ્યાં છાયડો જણાતો હતો ત્યાં ત્યાં રોકાઇ પડતા હતા; પરન્તુ સૂર્યસિંહ જોગીરાજના પરિચય પછી એટલો ઉત્સાહમાં આવી ગયો હતો કે તુરત જ તેણે ગાડી જોડવાની ચાકરને વરદી આપી.

જોગીરાજ સાથેનો વાર્તાપ્રસંગ પૂરો કરીને સૂર્યસિંહે જતાં પહેલાં રસિકને અને લલિતાને ભદ્રપુર આવવાનું આમંત્રણ આપ્યું.

લલિતા પોતાના પિતાની પાસે મુંબઈ જવા માંગતી હતી અને રસિક પણ હવે ગુપ્તવાસનો ત્યાગ કરવા માંગતો હતો, એ વાત સૂર્યસિંહ જાણતો હતો. રસિકે જોગીરાજને હસ્તદ્વય જોડીને કહ્યું: "ગુરૂદેવ ! આપના આટલા પરિચયથી હું કૃતાર્થ થયો છું. આપના સ્નેહજીવનના કથાનકે મને વિશુદ્ધ દામ્પત્યપ્રેમનું ભાન કરાવ્યું છે, આપના આ એકાંત સ્થાનના નિવાસે આપના જીવનના ઉત્તમ સિદ્ધાંતનું રહસ્ય મને સમજાવ્યું છે, નન્દિની દેવીના પત્રોએ મને વિશુદ્ધ પ્રેમના તત્ત્વનું પ્રાબલ્ય સમજાવ્યું છે અને પ્રસંગોપાત આપના વચનામૃતદ્વારા હું આ સંસારના રહસ્યને સમજીને પરિતુષ્ટ થયો છું ! અહીં જોએલા અને જાણેલા જ્ઞાનનો અપૂર્વ લાભ મને એ થયો છે કે આજસુધી સંસાર સમુદ્રના કિનારાના કયા વિભાગમાં મારે મારા નાવને સ્થિર કરવું તે વિષે મારો કશો નિશ્ચય થયો નહોતો, બલ્કે નાવને સર્વદા આંદોલાયમાન જ રહેવા દેવું કે કોઈ પણ સ્થળે સ્થિર કરવું તેનો સંપૂર્ણ વિચાર પણ હું કરી શક્યો નહોતો, તે હવે હું કરી શક્યો છું. મારા જૂદા જૂદા અનુભવોની કથની આપને મેં કહી છે. એક વખત એવો હતો કે હું મનુષ્ય પ્રાણીના સંગને ધિક્કારતો હતો. અહીં રહીને હવે હું મનુષ્યોના સંગને ઇચ્છનારો બન્યો છું. એક વાર પશુવત્ દેખાએલાં મનુષ્યો હવે મને દેવવત્ દેખાવા લાગ્યાં છે એ લાભ મને–મારા આત્માને એટલો મોટો થયો છે કે જીવનની છેલ્લી ક્ષણસુધી હું આપને વિસરી શકીશ નહિ. કૃપાળુ ગુરૂદેવ ! આપે આજસુધી ભલે જન-સમાજની જીવનસુધારણાને માટે ઉદ્યમ ન કર્યો હોય, પરન્તુ અહીં રહીને આપે મારો તો ઉદ્ધાર કરેલો જ છે અને તેનો બદલો–તેની ગુરૂદક્ષિણા હું આપને શું આપું? હું પામર છું. એવું

મારી પાસે કશું નથી કે જે આપને આપીને હું સંતુષ્ટ થઉં ! સ્વેચ્છાપૂર્વક આપ્તજનોથી વિખૂટો પડેલો હું હવે સ્વેચ્છાથી જ તેમને મળવાને તત્પર થયો છું તો મને આ સ્થળેથી જવાની આજ્ઞા આપો.”

જોગીરાજ એ વિનતિ સાંભળીને નવાઈ પામ્યા નહિ. પૂર્વે બાલકુમારીને મુખેથી તેમણે સાંભળ્યું હતું કે અતિથિ સ્વદેશમાં જવાને તત્પર થયો છે, એટલે આજે તેમણે અતિથિની વિનતિ ધ્યાન આપીને સાંભળી. થોડી ક્ષણોસુધી વિચાર કરીને તેમણે કહ્યું: “ પ્રિય અતિથિ ! આટલો વખત તારો પરિચય મને અત્યંત આનંદપ્રદ તથા સુખપ્રદ લાગ્યો છે અને તે પરિચયનો ત્યાગ કરતાં મને આ વાટિકામાં શૂન્યતા લાગશે, પરન્તુ આ સ્થાન જિજ્ઞાસુઓને આવવા તેમ જ જવાને માટે ખુલ્લું છે, એટલે જવા ઇચ્છનારને મારાથી રોકી શકાય તેમ નથી; તારી ઇચ્છા આપ્તજનોને મળવાની હોય, તો ભૂલે આનંદથી જા અને સુખી થા ! પ્રભુ તારા મનોરથો પૂરા કરશે અને તારૂં કલ્યાણ કરશે !”

લલિતા બોલી: “ અને ગુરૂદેવ ! હું પણ રાજાજીની સાથે ભદ્રપુર જવા ઇચ્છું છું. ત્યાંથી મારા પિતાજી પાસે જઇશ. તેઓ મારી શોધ કરવાને બહુ ફાંફાં મારતાં હશે. આ ચંદ્રમણિશંકર મારા સગા છે; આજે અનાયાસે તેમનો મેળાપ થઈ ગયો છે. તે કહે છે કે મારાં માતા-પિતા મારે માટે કલ્પાંત કરી રહ્યાં છે ! આ સ્થાનનો આનંદ છોડવાનું અને બાલકુમાર તથા અતિથિનો પરિચય છોડવાનું મ્હને અસહ્ય લાગે છે, પરન્તુ નિરૂપાયે મને અહીંથી જવું પડે છે ! રાજાજીની વિનતિ પ્રમાણે આપ જો ભદ્રપુરમાં નિવાસ કરશો, તો પછી આપને અનેક વાર મળવા આવવાનો અને બાલકુમારના પરિચયનો આનંદ લીધા વિના હું કદાપિ રહીશ નહિ.”

"લલિતા બ્હેન! તું પણ જો જાય તો અમે પુનઃ એકલાં પડીશું: આ વાટિકા અમને નિર્જન લાગશે. બાલકુમાર અને અતિથિ તને અહીં લાવ્યા છે, વિપદ્‌માંથી તેમણે જ તારો ઉદ્ધાર કર્યો છે: તેઓ જો રજા આપે તો ભલે જા!"

લલિતાએ બાલકુમારી અને અતિથિની સામે જોયું. બાલકુમારીનાં નેત્રોમાં આંસુ આવેલાં તેણે જોયાં. વ્યક્તિગત પ્રેમ કેવો હોય છે તેનો અનુભવ આજે બાલકુમારીને થયો. **વસુધૈવ કુટુમ્બકમ્** સરખા પ્રેમની દીક્ષા પામનારી બાળાને પ્રેમનો આ પ્રકાર આ વિરહને પ્રસંગે થયો અને હૃદય તથા પ્રેમના સંબંધ કેવો હોય છે તેનું ભાન થયું. લલિતા બાલકુમારીની સ્થિતિ જોઈને તેની પાસેથી વિદાય માંગી શકી નહિ. બાલકુમારીએ પોતે જ કહ્યું: "બ્હેન તારાં માતાપિતાને કલ્પાંત કરતાં રહેવા દઈને તું અહીં રહે અને અમારા આનંદની વસ્તુ બની રહે, એમ તો હું કેવી રીતે કહી શકું? ખુશીથી તું તારે જા અને સુખી થા. અતિથિ પણ તારી સાથે જ ભદ્રપુર આવે છે, એટલે અતિથિની વિદાય તો તારે કદાચ ભદ્રપુરમાં જ માંગવી પડશે!"

અતિથિએ હોઠોની અંદર જ સ્મિત કર્યું. લલિતાએ અતિથિની તરફ જોયું અને એ દૃષ્ટિમિલને બાલકુમારીનું કથન કબુલ રાખ્યું હોય અથાત્ ભદ્રપુરમાંથી છૂટાં પડતી વખતે પરસ્પર વિદાય લેવાનું વાજબી માન્યું હોય એવો ભાવ દર્શાવ્યો. કેટલીક ક્ષણોસુધી મૌન્ય ચાલ્યું અને જોગીરાજના શબ્દોએ તે મૌન્ય તોડ્યું. તેમણે કહ્યું: "રાજાજી! તમે અત્ર પધાર્યા તેથી અમને આનંદ પણ થયો અને શોક પણ થયો. આનંદનું કારણ તો આપને મેં કહ્યું છે અને શોકનું

કારણ એ છે કે તમે અમારાં આપ્તજન સરખાં બે અતિથિઓને તમારા નગરમાં લઇ જાઓ છો !"

સૂર્યસિંહે સ્મિત કર્યું અને કહ્યું: "જ્યારે અત્યારે આપ એવું કહો છો, પછી જ્યારે હું આપને અને બાલકુમારને પણ ભદ્રપુરમાં લઇ જઇશ અને હમેશને માટે ત્યાં જ રાખીશ, ત્યારે વળી આપ મારે માથે કેવા દોષનું આરોપણ કરશો, ગુરૂદેવ ?"

જોગીરાજ મંદ હસ્યા. સૂર્યસિંહ વાટિકાનો ત્યાગ કરવાને ઝાંપા તરફ ચાલવા લાગ્યો એટલે તેની પાછળ બીજાંઓ પણ દોરાયાં. ચંદ્રમણિશંકર અને લલિતા કાંઇ વાતચીત કરવા લાગ્યાં. બાલકુમારી અને અતિથિ તેમની પાછળ ચાલ્યાં; અને છેવટે સૌ વાટિકામાંથી બહાર નીકળીને સૂર્યસિંહની ગાડીમાં ગોઠવાયાં, તથા ચંદ્રમણિશંકર એક ઘોડાપર સ્વાર થઇને વૃદ્ધનગર જવા માટે સૌની રજા લઇને ચાલતો થયો. થોડી વાર રહીને સૂર્યસિંહની ગાડી ભદ્રપુર જવા માટે ઉપડી. જોગીરાજ, બાલકુમારી અને જેતો એ વિદાય થએલાં અતિથિઓને શોકાતુર વદને જોઇ રહ્યાં. ગાડી દૃષ્ટિથી દૂર થઇ ત્યાંસુધી તેઓ વાટિકાની બહાર ચોભ્યાં અને પછી નિઃશ્વાસ નાંખીને પાછાં ફર્યાં ! સ્નેહીઓનું મિલન જેટલું સુખકર હોય છે, તેટલો જ દુઃખકર તેઓનો વિરહ હોય છે, એવો અનુભવ જગતને કાંઇ કેવળ નવો નથી !

# પ્રકરણ ૧૬ મું.

## મિલન.

રસિક તથા લલિતા સૂર્યસિંહની સાથે ભદ્રપુરમાં આવી પહોંચ્યાં ત્યારે દિવસનો ચોથો પ્રહર થવા આવ્યો હતો. માર્ગમાં જ સૂર્યસિંહે મનમાં ધારી રાખ્યું હતું કે લલિતાની ભાળ લાગી છે એ વાત તેના પિતાના જાણવામાં નહિ આવવાથી તે ચિંતાતુર હશે માટે તેને વેળાસર તારવડે ખબર આપી દેવી. રસિક પોતાનાં આપ્તજનોને મળવાને આતુર હતો તે સૂર્યસિંહ જાણતો હતો, તથાપિ તેના પરિચયનો આનંદ લીધા વિના તેને જવા દેવો નહિ એવો સૂર્યસિંહનો મનોનિશ્ચય હતો અને તેણે રસિકને ભદ્રપુરમાં જ પોતાની પાસે રાખવાનો પોતાના મનથી ઠરાવ કર્યો હતો. પરન્તુ ભદ્રપુરમાં પહોંચતાં જ સઘળું અચાનક ફેરવાઈ ગયું!

ગોપાળરાવ, મંગળદાસ અને કીર્તિકર લલિતા તથા કાન્તિલાલની શોધ કરવાને તે દિવસે બપોરે ભદ્રપુરમાં આવી પહોંચ્યા હતા અને તેઓ સઘળા દિવાન શાન્તિપ્રસાદને ત્યાં જ ઉતર્યા હતા. 'નન્દિની વાટિકા' એ સ્થળ ક્યાં આવ્યું તે જાણવાને તેઓ મથન કરી રહ્યા હતા, પરન્તુ એ સ્થળને ભદ્રપુરમાં કોઈ પિછાણતું નહોતું, એટલે હજીસુધી તેઓ નિરાશ બનીને બેઠા હતા. જનસમાજમાં એ સ્થળ બાવાજીની વાડી કે જોગીરાજની વાડીને નામે પ્રચલિત હતું એટલે આ નામ કોઈના જાણવામાં નહોતું, તોપણ તેઓ તો લલિતાનો તથા કાન્તિનો પત્ર શાન્તિપ્રસાદને બતાવીને આગ્રહ સાથે

કહી રહ્યા હતા કે "તમારા ભદ્રપુરની ટપાલ ઓફીસમાંથી આવેલો આ પત્ર છે. એટલે નંદિની વાટિકા ભદ્રપુરની નિકટમાં જ હોવી જોઇએ, એ નિશ્ચિત છે. તમે આ રાજ્યના દિવાન છો, આ સ્થળ જાણવાનાં તમારી પાસે જેટલાં સાધન હોય તેટલાં અન્ય કોઇની પાસે પણ હોય નહિ, તેમ છતાં તમે કહો છો કે અહીં એ સ્થળને કોઇ ઓળખતું નથી એ કેવી નવાઇની વાત કહેવાય? માટે હરકોઇ પ્રયત્ને આ સ્થળનો પત્તો મેળવી આપવાનો ભાર તમારે શિરે છે."

શાન્તિપ્રસાદે પુનઃ પુનઃ એ પત્રો વાંચ્યા અને છેવટે કહ્યું: "આ સ્થળ ભદ્રપુર અને વૃદ્ધનગરની વચ્ચે દરિયાકાંઠે છે, પરન્તુ મેં તે કોઇ વાર જોયું નથી કે સાંભળ્યું નથી. રાજ્યના એ દિશાએ આવેલા કોઈ ગામડાના વહીવટદારના જાણવામાં એ સ્થળ હોય એ સંભવિત છે, પરન્તુ તે માટે ઉતાવળ કરવી નકામી છે. હું બે-ચાર ગામના વહીવટદારોપર પત્ર લખું છું અને તેમની માર્ફતે તપાસ કરાવું ત્યારપછી તમને કાંઇક પણ જવાબ આપી શકું."

ગોપાળરાય બોલ્યા: "હજી બેચાર દિવસ? એ તો ઘણી લાંબી મુદત કહેવાય! તમારા રાજ્યની નજીકનું એક સ્થળ શોધી કાઢવાને માટે તમને પણ બેચાર દિવસની મુદત જોઇએ, એ તો ઘણી મોટી નવાઇની વાત કહેવાય; કેમ મંગળદાસ! હવે આપણે શું કરીશું?"

મંગળદાસે કહ્યું: "દિવાનસાહેબ કહે છે એ દિશાએ ભલે પ્રયત્ન ચાલુ રહે; દર્મિયાનમાં બીજા પ્રયત્નો પણ ચાલુ રાખીશું અને હરકોઇ સાધનવડે વહેલામાં વહેલી ખબર આપણને મળશે તે ખબરનો ઉપયોગ કરીને આપણા હેતુની સિદ્ધિ આપણે કરીશું."

તેઓ આ વિચાર જ ચલાવી રહ્યા હતા, એવામાં તો સૂર્ય-

સિંહની સ્વારી નગરમાં આવી ગયાના ખબર ચાકરે દિવાનને આપ્યા એટલે દિવાન તુરત જ રાજાને મળવાને રાજમહાલયમાં ગયો ! ત્યાં તેણે લલિતાને જોઈ અને ઓળખી. તેણે આશ્ચર્ય પામીને લલિતાને તેના પિતાના આગમનના ખબર આપ્યા. લલિતા પિતાને મળવાને ઉત્સુક બની હતી તે આ ખબર સાંભળીને વધારે ઉત્સુક બની. શાન્તિપ્રસાદે તેમને તેડવા માટે ચાકરને પોતાને ઘેર દોડાવ્યો. થોડી વારમાં ત્રણે જણ રાજ્યમહાલયમાં આવ્યાં અને ત્યાં તેમણે શું જોયું ? કષાયવસ્ત્રધારી કાન્તિલાલ અને શ્વેતવસ્ત્રધારિણી લલિતા ઉત્સુક નયને પોતાના વડીલોને મળવાને બેઠાં હતાં ! ચક્ષુમિલન થતાં પાંચે જણની દશે આંખોમાંથી હર્ષની—હર્ષાતિરેકની અશ્રુધારા સતત વહી નીકળી ! કોઈ પણ જાતનો ઉદ્‌ગાર કાઢવાને વાણી શક્તિમતી હતી જ નહિ, પછી કોણ શું બોલે ?

"મોટા ભાઇ ! આટલી નિષ્ઠુરતા તમારામાં ક્યાંથી આવી ? પિતાજીનો પરિત્યાગ કરતાં આ રંક લઘુબંધુનો વિચાર શું તમને આવ્યો જ નહિ ? રામને વનવાસમાં જતી વેળાએ લક્ષ્મણનો જેવો વિચાર આવ્યો હતો, તેવો વિચાર શું તમને આવ્યો નહિ ?"

"ભાઇ ! પણ તારા દેહની આવી દશા શાથી થઇ ગઇ ? કીર્તિકર ! તું તો તદ્દન બદલાઇ ગયો છે !"

"હા, ભાઇ ! તમે જ મને બદલાવી નાંખ્યો છે. તમે જ મારી આવી દશા કરી છે ! તમારો છેલ્લો પત્ર જો ન આવ્યો હોત તો હું અત્યારે અહીં નહિ, પરન્તુ સ્વર્ગવાસી માતાના પાસે જ હોત !"

"હેં ! શું માતુશ્રી સ્વર્ગવાસી થયાં ? ! ઓ પ્રભુ !" કાન્તિથી હવે રડયા વિના રહેવાયું નહિ. વૃદ્ધ માતા વહેલે કે મોડે અવશ્ય મરણ પામત, એવું તે સમજતો હતો, પરંતુ પોતાના ગુપ્તવાસની

અંદર, વિરહનું દુઃખ વેઠતાં તેમને ઇહલોક ત્યજીને જવું પડયું એ કલ્પનાએ તેને અત્યંત દુઃખ ઉપજાવ્યું. વિયોગીઓના સંમિલનનો એ શુભ અવસર એ પ્રમાણે દુઃખદાયી થઇ પડયો.

એક બાજુએ મંગળદાસ રડતો હતો, બીજી બાજુએ કાન્તિ અશ્રુસારી રહી હતી, ત્રીજી બાજુએ કીર્તિકર દયામણે વદને એ દશ્ય જોતો ઊભો હતો! લલિતાનું કથાનક શ્રવણ કરતાં ગોપાળરાય ઊભા હતા, તેમને મંગળદાસના પ્રકારનું ભાન પણ નહોતું. આ સઘળી ઘટના જોતો સૂર્યસિંહ હર્ષ, શોક અને આશ્ચર્યની ત્રિવિધ લાગણીનો ભોક્તા બનતો એક ખૂણામાં ઊભો હતો. રાજ્યમહાલયનાં દાસ-દાસીઓને પણ એ કરૂણારસવાળું કુતૂહલ આશ્ચર્ય ઉપજાવી રહ્યું હતું!

કોઇ પણ પ્રકારના હૃદયના આવેગનો પહેલો ઉભરો એવો જ હોય છે! ધીરે ધીરે એ પહેલો ઉભરો શમી ગયો. કાન્તિને માતાના સ્વર્ગવાસની ખબર મળ્યા પછી સ્નાન કરાવવામાં આવ્યું.

બીજી બાજુએ ગોપાળરાય પુત્રીને તેની આપત્તિના પ્રસંગો વિષે પૃચ્છા કરતાં હજી થાક્યા નહોતા. કુંદનલાલ સંબંધી સઘળી વાર્તા લલિતાએ ખેદ અને તિરસ્કારના મિશ્રણ સાથે પિતાને કહી સંભળાવી. તે વાર્તા સાંભળીને ગોપાળરાયને કુંદનના તેમ જ તેના જેવા બીજા ફાંકડા દેખાતા યુવકોના કૃત્રિમ જીવન ઉપર બહુ જ તિરસ્કાર આવ્યો. આર્યોના સમાજબંધનની અવગણના કરનારાઓ વસ્તુતઃ નીતિની જ અવગણના કરે છે એવું હવે ગોપાળરાયના પાશ્ચાત્ય સંસ્કારોથી રંગાએલા મગજને પણ સમજાવા લાગ્યું! તેમણે કહ્યું: "બ્હેન લલિતા! તારા પર ખરેખર મોટી આફત ગુજરી છે અને તેમાં તું પવિત્ર તથા જીવતી રહી તે હું મારૂં તેમ જ તારૂં અહો-

ભાગ્ય સમજું છું; પરન્તુ આ સઘળી ઉપાધિનું મૂળ કારણ શું છે તે તને સમજાય છે કે ?"

"હા, પિતાજી ! કોઈના પણ બોધથી જે વાતને હું સમજી શકી ન હોત, તે વાતને હું આ કટુ અનુભવવડે સમજી શકી છું કે ઉચ્છૃંખલ જીવન ગાળવામાં ડગલે ને પગલે આપત્તિઓ આવી પડે છે. મારૂં પહેલાંનું સઘળું વર્તન એવી ઉચ્છૃંખલતાવાળું જ હતું, એવું હવે હું સમજી છું. સાદું જીવન ગાળતા કાન્તિલાલનો અસ્વીકાર કરવા હું તૈયાર થઇ હતી તેમાં મારો આશય કુંદનલાલની સાથે લગ્ન કરવાનો હતો, પરન્તુ કાન્તિલાલ અને કુંદનલાલ વચ્ચેનો તફાવત હવે મારા સમજવામાં આવ્યો છે."

આ શબ્દો સાંભળીને-પોતાની પુત્રી કેવળ બદલાઇ ગએલી છે એવું જોઇને ગોપાળરાયને અત્યંત આશ્ચર્ય થયું. તેમને એમ જ લાગ્યું કે આ શબ્દો કોણ બોલે છે ? ઉછાંછળા વિચારોવાળી લલિતા બોલે છે કે ઠરેલ વિચારની લતા બોલે છે ? તેમણે લલિતાની પીઠપર હાથ ફેરવી એક વત્સલ પિતાને શોભે તેવા આશીર્વાદસૂચક સ્વરથી કહ્યું: "" બ્હેન ! અખંડ સૌભાગ્યવતી થા ! પ્રભુએ તને અને મને દુ:ખી કર્યાં હોવા છતાં તારા ઉપર તેમજ મારા ઉપર પૂરી રહેમ બતાવી છે." ગોપાળરાયના વદન ઉપર હર્ષની સુરખી પ્રકટવા લાગી અને લલિતાના જાણવામાં પિતાનો એ આનંદ આવ્યા વિના રહ્યો નહિ.

"કઇ બાબતમાં પ્રભુએ એવી રહેમ બતાવી છે વારૂ ?"

"શું તું નથી જાણતી કે પહેલાં તું અને કાન્તિલાલ પરસ્પર વિરૂદ્ધ વિચાર ધરાવતાં હતાં, તે હવે તમે બન્ને પરસ્પર અનુકૂળ વિચારવાળાં બન્યાં છો !"

"કાન્તિલાલના વિચારો તમે કદાચ જાણ્યા હશે, પરન્તુ મેં તો બીલકુલ જાણ્યા નથી. માત્ર એટલું જ હું જાણું છું કે તે કેવળ સાદા જીવનને પસંદ કરનારા હતા." લલિતાએ જણાવ્યું.

"કાન્તિલાલના વિચારો તો મારા કરતાં તું વધારે જાણતી હોવી જોઇએ, બ્હેન! કારણકે તમે બન્ને આટલો વખત એક બીજાના પરિચયમાં રહેલાં છો."

લલિતા આ સાંભળીને આશ્ચર્ય પામી અને પોતાના પિતા આ શું કહે છે તે સમજવાને વિચારમાં પડતી દેખાઇ. તેની એ આશ્ચર્ય-મુગ્ધતા જોઇને ગોપાળરાયે કહ્યું: "બ્હેન! તું આટલો વખત જે અતિથિના પરિચયમાં રહી છે તેમને શું છેવટસુધી પિછાણી શકી નથી? જો, આ તે જ અતિથિ ઉર્ફે કાન્તિલાલ તેના પિતા મંગળદાસની સાથે વાતચીત કરે છે!"

લલિતાએ કાંઇક ગભરાટથી કાન્તિલાલની સામે જોયું. જે અતિથિની સાથે તેણે આટલા દિવસો ગુજાર્યા હતા, જે અતિથિની આગળ તેણે પોતાના બદલાએલા વિચારો જાહેર કર્યા હતા, જે અતિથિની પાસે તેણે કાન્તિલાલની પ્રશંસા પણ કરી હતી, તે અતિથિ પોતે જ કાન્તિલાલ છે, એવું જ્યારે લલિતાએ જાણ્યું ત્યારે તેના આશ્ચર્યનો પાર જ રહ્યો નહિ. તે પુનઃ પુનઃ કાન્તિલાલ તરફ અને પોતાના પિતાની સામે જોતી અવાક્ રીતે પોતાનું આશ્ચર્ય વ્યક્ત કરતી હતી અને અત્યારસુધી અતિથિએ પોતાનો પરિચય કેમ આપ્યો નહોતો તેનું રહસ્ય સમજતી જતી હતી. કેટલીક વારે આશ્ચર્યનો ઉભરો કાંઇક શમ્યા પછી તેણે પિતાને કહ્યું: "પિતાજી! ત્યારે એ કાન્તિલાલ તો નન્દિની વાટિકામાં ઘણો વખત રહ્યા છે! પોતાના કુટુંબને છોડીને એટલો બધો ત્યાં ગાળવાનું તેમને શું કારણ હતું?"

"બ્હેન ! ખરૂં કહું તો તેનું કારણ પણ તું જ હતી. મંગળદાસે તેના ઉપર એવું દબાણ કર્યું હતું કે તેણે તારી સાથે લગ્ન કરવું; પરન્તુ તારા પર તેને જરા પણ ભાવ હતો નહિ, તારી રીતભાતો તેને પસંદ હતી નહિ અને તેથી તેણે પોતાની ઉપર દબાણ કરતા પિતાનો ત્યાગ કરીને ગુપ્તવાસમાં રહેવાનું પસંદ કર્યું હતું."

લલિતાને એ સાંભળી પોતાની જાત ઉપર બહુ ગુસ્સો આવ્યો. પોતાનું જીવન એક વાર એક સુશીલ યુવકને સંતાપ ઉપજાવનારૂં થઇ પડયું હતું અને પોતાને જ કારણે તેને પોતાનું ગૃહ તથા આપ્તજનોનો ત્યાગ કરવો પડયો હતો, એ વાત સાંભળીને તે એટલી શરમાઈ ગઈ કે કાન્તિલાલ ભણી નજર કરવાનું ધૈર્ય પણ તે ધારણ કરી શકી નહિ. તે મનમાં બોલીઃ "અતિથિ ! ઓ અતિથિ ! તમે આ શું કર્યું ? મારે જ લીધે તમને આટલું કષ્ટ વેઠવું પડયું અને મારો જ પુનઃ તમે કષ્ટમાંથી ઉદ્ધાર કર્યો ? અપકારના બદલામાં ઉપકાર કર્યો ! હવે હું તમને શું મ્હોં બતાવું ? તમને એક વાર તિરસ્કારનારી હું તમારી ક્ષમા માંગવાની હિંમત પણ હવે કેવી રીતે ધારણ કરી શકીશ ?" એ પ્રકારની વિચારમાળાને અન્તે તે કિંકર્તવ્યવિમૂઢ બનીને ઊભી રહી.

સૂર્યસિંહને પણ હવે અતિથિની ખરી પિછાણ પડી. તેનું ખરૂં નામ રસિકલાલ નહોતું પણ કાન્તિલાલ હતું અને તે મનોદુઃખથી ઘેરાવાથી જ ગૃહત્યાગ કરવાને તથા ગુપ્તવાસમાં રહેવાને તત્પર બન્યો હતો એવું તે સમજ્યો. માતાના મરણના ખબરથી શોકાકુલ બનેલા કાન્તિલાલને તે સમયે તો સૂર્યસિંહે ન બોલાવ્યો, પરન્તુ રાત્રિએ તેને પોતાની પાસે એકાન્તમાં બોલાવ્યો અને કહ્યુંઃ "અતિથિવર્ય કાન્તિલાલજી ! આટલા પરિચય પછી અત્યારે જ તમે શું ખરા રૂ-

પમાં મારા જોવામાં આવ્યા ? હૃદયના શોકનો એક પ્રકારનો ભાર ઓછો કરવાને મેં તમને તસ્દી આપી છે. તમે પિતાની આજ્ઞાને નહિ પાળતાં સ્વયં કષ્ટ વેઠયું, મેં માતાની આજ્ઞા પાળીને સુખ ભોગવવા જતાં પરિણામે આટલું મનઃકષ્ટ વેઠયું. જે મનોબળ તમે એક વાર લલિતાગૌરી સાથે લગ્ન નહિ કરવાના દઢાગ્રહને પકડી રાખી ગૃહત્યાગ કરવામાં દર્શાવ્યું હતું, તે મનોબળ મારામાં નહોતું, અને તેથી માતાની આજ્ઞા પાળવાને મેં શોભનાને તેના મનની વિરુદ્ધ પરણાવી દીધી ! મારી એ નિર્બળતાનુ પરિણામ આજે તમે જુઓ છો ! ”

કાન્તિલાલ બોલ્યો: “ રાજાજી ! મેં પિતાજીની આજ્ઞા નહિ પાળવાને ગૃહત્યાગ કર્યો ખરો, પરન્તુ વિધિએ શું નિર્માણ કરી રાખ્યું હશે તે કોણ સમજે છે ? તેવી જ રીતે તમે તમારા મનની વિરુદ્ધ માતાની આજ્ઞા પાળવાનું યોગ્ય માન્યું અને તેનું આ પરિણામ આવ્યું. બન્ને પ્રસંગોમાં મારે અને આપને માટે તપશ્ચર્યા તો અવશ્ય નિર્માણ થએલી જ હતી. એ તપશ્ચર્યા મેં પહેલાં કરી, આપ પાછળથી કરો છો. સત્યને માટે તપશ્ચર્યા કરવી પડે તો તે કરવી–ઘણી ખુશીથી કરવી એવી આપને મારી સલાહ છે. ”

“ પ્રિય મિત્ર ! તમારી તપશ્ચર્યાનો અંત આવ્યો, પરન્તુ મારી તપશ્ચર્યાનો અંત જ ક્યાં છે ? ” સૂર્યસિંહે નિરાશા વ્યક્ત કરતાં કહ્યું.

કાન્તિલાલ બોલ્યો: “ મહારાજ ! નિરાશ થશો નહિ. મારી તપશ્ચર્યા કરતાં આપની તપશ્ચર્યા અત્યંત મૂલ્યવતી છે. મેં પિતાની આજ્ઞાને પાળી નહિ, કારણકે મારી બુદ્ધિ પ્રમાણે તે આજ્ઞા અધર્મમૂલક હતી. હું સત્યના પક્ષમાં હતો. પિતાજી અસત્યના પક્ષમાં હતા. મારા સત્યના આગ્રહ માટે મેં તપશ્ચર્યાનો પ્રારંભ કર્યો અને આટલે

વર્ષે એ તપશ્ચર્યા પૂરી થઈ એટલે મારૂં સત્ય તરી આવ્યું અને હું હવે સુખનો ભોક્તા બનીશ. મારૂં સત્ય તરી આવ્યું હોવા છતાં વિધિએ તો પિતાની આજ્ઞા કે જે પહેલાં અધર્મમૂલક હતી તેને ધર્મ-મૂલક બનાવી દેવાની કૃપા કરી હતી તેથી તેમની એ આજ્ઞાને પણ અત્યારે સત્યના પક્ષમાં મૂકી શકાય એવી વસ્તુસ્થિતિ ઉપસ્થિત થઈ છે, છતાં પિતાજી તો પોતાની એ આજ્ઞાને સત્યના પક્ષમાં મૂકવાની અત્યારે સ્પષ્ટ ના કહે છે. તે આજ્ઞા અત્યારે ભલે ધર્મમૂલક દેખાતી હોય, પણ તે તો દૈવયોગનું જ એક પરિણામ છે—દૈવની કૃપા વિના તે ધર્મમૂલક બને એવો સંભવ જ નહોતો, એવું પિતાજી ખુલ્લા મનથી સ્વીકારે છે. એ પ્રમાણે મારી ટૂંકી તપશ્ચર્યાને પરિણામે હું સુખી થયો હોઉં તે સ્વાભાવિક છે, પરન્તુ પિતાની આજ્ઞા નહિ પાળીને મેં કરેલી તપશ્ચર્યા આપે માતાની આજ્ઞા પાળીને કરવા માંડેલી તપશ્ચર્યા કરતાં ઉતરતા પ્રકારની છે. આપની તપશ્ચર્યા લાંબી ચાલશે. ઇહલોકમાં કદાચ તેનું ફળ નહિ પણ મળે; તોપણ એ તપશ્ચર્યા કદાપિ નિષ્ફળ તો નહિ જ થાય એ સત્ય માનજો. આપની ઉત્તમ પ્રતિની તપશ્ચર્યાથી આપનો આત્મા વિશેષ વિશુદ્ધ બનશે, મારી તપશ્ચર્યાનું ફળ ઐહિક સુખમાં જ પરિસમાપ્ત થઈ જશે. તેટલા માટે આપે કિંચિત માત્ર પણ નિરાશ નહિ થતાં આત્મક્લેશનો ત્યાગ કરી નાંખવો ઘટે છે અને જે નવીન પ્રવૃત્તિમાં ચિત્તને જોડવાનું ધાર્યું છે, તે પ્રવૃત્તિમાં ઉતાવળે સંલગ્ન થઈ જવું ઘટે છે.”

કાન્તિલાલનાં એ વચનો શ્રવણ કરીને સૂર્યસિંહના ચિત્તમાં ઉલ્લાસ પ્રકટ થયો. પોતે મનઃકષ્ટ ભોગવ્યા છતાં તે નિરાશા પામવા યોગ્ય નથી, કારણકે શુભ હેતુપૂર્વક ભોગવેલી એ એક પ્રકારની તપ-શ્ચર્યા છે એવું તેના ચિત્તમાં વસ્યું, અને તેથી તેના ચિત્તની ગ્લાનિ

દૂર થવા લાગી. કાન્તિલાલનો ડહાપણભર્યો ઉપદેશ સાંભળીને તેના ઉપર સૂર્યસિંહને એટલો પ્રેમ ઉપજ્યો કે તેણે તેના હૃદયને પોતાના હૃદય સાથે ચાંપીને કહ્યું: " કાન્તિલાલ! કાન્તિલાલ! તમે ખરેખર મારા સાચા સખાતુલ્ય છો! તમારું હું કેટલું અભિનંદન કરું ? તમે મારા ચિત્તના સઘળા ઉદ્વેગનો નાશ કરી અંતરમાં એવો પ્રકાશ પ્રકટાવ્યો છે કે જેનું વર્ણન કરવાનું સામર્થ્ય પણ મારામાં નથી. કાન્તિલાલ! હવે હું તમને એક બીજી વિનતિ કરું છું."

" કઈ વિનતિ ?"

" તમે કૃપા કરીને આવતી કાલે બે કામો કરો. અહીંથી ગાડી લઇને નન્દિની વાટિકામાં અને વૃદ્ધનગર જાઓ. નંદિની વાટિકામાંથી ગમે તેમ કરીને જોગીરાજને અહીં તેડી લાવો અને તમારી સૂચના પ્રમાણે પ્રેમસેવામંદિરની સ્થાપના તુરત કરી તેમાં જ મારું ચિત્ત જોડવાની હવે મારી ઇચ્છા છે. બીજું કામ એ છે કે વૃદ્ધનગરના મહારાજા અને દિવાનપરનો પત્ર મારી પાસેથી તમે લઇને ત્યાં જાઓ, તેમને મળો અને કોઈ પણ રીતે ચંદ્રમણિશંકરને અહીં લાવો. હાલના દિવાનને રજા આપીને તેની જગ્યાએ ચંદ્રમણિશંકરને દિવાન-પદ આપી રાજ્યકારભાર સંબંધી ચિંતાઓ મારે કાંઇ કરવી પડે નહિ એવું મારે કરવું છે. હાલના દિવાન ઉપર મને બિલકુલ વિશ્વાસ નથી. તેના અન્યાયોએ મને બહુ ઉશ્કેરી મેલ્યો છે. હું બીજા કાર્યમાં ચિત્ત પરોવું, તે વખતે ચંદ્રમણિશંકર જેવા સહૃદય મંત્રી વિના મારા રાજ્યનો કાર્યભાર બરાબર ચાલી શકે તેમ નથી. મારી આટલી દેખરેખ છતાં શાંતિપ્રસાદ અન્યાયનાં કાર્યો કરે છે અને જો મારું ચિત્ત અન્ય વ્યાપારમાં જોડાય તો તે કેવાં દુષ્કાર્યો કરે ? આ કારણથી જ હવે મને ચંદ્રમણિશંકર જેવા માણસ વિના ચાલી શકે

તેમ નથી. વૃદ્ધનગરના મહારાજા અને દિવાન તેને છોડતાં બહુ નાખુશ થશે એ હું સમજું છું, પરંતુ મારી પ્રજામાંના એ માણસ ઉપરનો મારો હક્ક, મારી જરૂરીઆત અને મારી વિનતિની અસર તેમના ઉપર થશે એવો મને વિશ્વાસ છે અને એ કાર્ય જો પાર પડે તો રાજ્યકાર્યભારને માટે હું નિશ્ચિંત બની શકું તેમ છે."

"આપનાં એ કાર્યો કરી આપવાને મને કશો વાંધો નથી. તમે પત્રો તૈયાર કરી રાખજો. હું સ્હવારે વ્હેલો નીકળી પડીશ. જોગીરાજને માટે પત્રની કાંઈ જરૂર નથી. તેમને હું મારાથી બની શકતો આગ્રહ કરીશ અને બનતાંસુધી અવશ્ય તેડતો આવીશ." કાન્તિલાલે જણાવ્યું.

પછી ઉભય મિત્રો છૂટા પડ્યા. સૂર્યસિંહ પત્રો લખવા બેઠા.

---

# પ્રકરણ ૧૭ મું.

---

## પ્રેમ–સેવા–મંદિર.

**सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥**

યોગી જનોને પણ અગમ્ય એવો સેવાધર્મ પરમગહન છે.

*　　*　　*　　*

'નન્દિની વાટિકા'માંથી સૂર્યસિંહ અને તેની સાથે અતિથિ તથા લલિતા વિદાય થયા પછી જોગીરાજને એ સ્થાન શૂન્ય તથા એકાન્તમય દેખાવા લાગ્યું. લાંબા વખત સુધી અતિથિના સમાગમમાં રહેવાથી અને વિવાદ તથા વિચારણાને

માટે એક વિદ્વાન્ સહચારી મળવાથી જોગીરાજને જે આનંદ મળતો હતો, તે આનંદ હવે ચાલ્યો ગયો હતો અને તેથી આખી વાટિકા આજે જોગીરાજને નિરાનંદમય દેખાતી હતી. માત્ર ચિત્તશાન્તિને માટે કેટલાક વખતથી જોગીરાજે એ એકાંત સ્થળે નિવાસ કર્યો હતો, પરંતુ એક વાર અન્ય જનોના પરિચયનું સુખ અનુભવ્યા પછી તેમને તે સ્થળનો નિવાસ ઉદાસીન બનાવવા લાગ્યો. તે સમજતા હતા કે તત્કાળના આ સ્થિતિપરિવર્તનથી ચિત્ત વધારે અપ્રસન્ન રહે છે, પરન્તુ ધીમે ધીમે ચિત્ત ઉપરનો ભાર ઓછો થવા લાગશે અને પુનઃ નન્દિની વાટિકા પૂર્વવત્ આનંદદાયિની જ દેખાશે.

પરંતુ સૂર્યસિંહે તેમને જે વિનતિ કરી હતી તે વિનતિ સંબંધે તેમને દીર્ઘ વિચાર ચલાવવાનો હતો. સૂર્યસિંહના ઉચ્ચ ઉદ્દેશ માટે તો જોગીરાજને તેના પ્રત્યે માનબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી અને તેનો ઉત્સાહ પણ અનુપમ હતો. જે કાર્ય કરવાની—કરી બતાવવાની સૂર્યસિંહને વાંચ્છના હતી, તે કાર્ય પણ કરવા યોગ્ય હતું અને જોકે તે એક જ કાર્યથી જગતનો ઉદ્ધાર થઈ જવાનો નહોતો, તોપણ એ હેતુ માટે જગતમાં થતાં કાર્યોમાં એ એક સાચી દિશાએ ભરવામાં આવતું પગલું હતું એવું જોગીરાજ માનતા હતા. દેવી નન્દિનીના સ્થૂળ દેહનો વિયોગ થયા પછીનું આટલું જીવન "વસુધૈવ કુટુમ્બકમ્" ની પ્રેમમય ભાવનાના વિકાસ માટે ગાળ્યું હતું અને તે કાર્યમાં દેવી નન્દિનીએ પરલોકમાં રહ્યાં રહ્યાં પણ પૂરતી સહાય કરી હતી; હવે જીવનનો અવશેષ રહેલો ભાગ એ ભાવનાને અનુસરતું કાર્ય કરી બતાવવામાં ગાળવો કે નહિ એ જ પ્રશ્ન જોગીરાજની સમીપે આવીને અટકી રહેલો હતો, કારણકે એ કાર્ય કરવાનો જ પ્રસંગ અત્યારે સૂર્યસિંહદ્વારા ઉપસ્થિત થયો હતો અને તેનું

અગ્રેસરપદ લેવાનું તેમને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. એ નિમંત્રણનો સ્વીકાર કરતાં પોતાને કોઇ મુશ્કેલીઓ વેઠવી પડશે કે નહિ તેનો જ વિચાર તેમને માત્ર કરવાનો હતો. જે કાર્ય 'પ્રેમ–સેવા–મંદિર'ના અધિષ્ઠાતા તરીકે તેમણે કરવાનું હતું તે કાર્ય તો તેમના સ્વભાવને રૂચે તેવું જ હતું પરન્તુ પોતાની જ દૃષ્ટિએ પોતાનું જીવન ગાળવાની સગવડનો સવાલ તેમને વિચારમગ્ન કરતો હતો. સૂર્યસિંહે વચન આપ્યું હતું કે જોગીરાજને અનુકૂળ આવે એવી સર્વ વ્યવસ્થા કરી આપવાને તે તત્પર હતો. એ મંદિરના અધિષ્ઠાતાનું પદ સ્વીકારવા છતાં તેમની મનોવાંચ્છના તો કેવળ પર્ણકુટીમાં જ રહેવાની હતી. રાજાની કૃપાથી સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થઇ શકે તેમ હોવા છતાં તે તો નિત્યની પેઠે પોતાનો સાદો ખોરાક લેઇને સાદું–નિરીહ જીવન ગાળવાની મનોવૃત્તિવાળા હતા. વસતિમાં ઉચ્ચ પદવી ઉપર રહેવાથી આત્માનું જો પતન, થતું હોય તો તે ઉચ્ચ પદવી કે અધિકાર કશું ન લેવું એ વિશેષ શ્રેયસ્કર છે એવી તેમની માન્યતા હતી અને તેથી નન્દિની વાટિકાનાં જેવી જ ઝુંપડી બાંધીને એ પ્રેમ–સેવા–મંદિરની વ્યવસ્થા ચલાવવી એવી એમની ધારણા નિશ્ચિત થઇ હતી. સૂર્યસિંહ એ ધારણાની આડે આવે તેમ હતું જ નહિ. વિશેષમાં બાલકુમારીનું જીવન કેવી રીતે ગાળવું તે વિચાર તેમને થતો હતો, પરન્તુ એ બાળા વનવાસિની પંખિણીના જેવી જ નિર્દોષ હતી અને એવું નિર્દોષ જીવન ગાળવાની જ તેની અભિલાષા હતી. જોગીરાજની પણ એવી જ ઇચ્છા હતી કે તે કુમારિકા રહીને પ્રેમભાવનાનો વિકાસ કરે તથા જગતના કલ્યાણ તરફ જ તે ભાવનાની ગતિને દોર્યા કરે. પ્રેમ–સેવા–મંદિરમાં રહેવાથી એ હેતુ પાર પડશે કે નહિ તે વિષે જોગીરાજને શંકા રહ્યા કરતી

હતી અને તેટલા પુરતો જ તેમનો નિશ્ચય અધૂરો રહેવા પામ્યો હતો. બાલકુમારીને તો જગતની કશી કલ્પના જ નહોતી તો પછી સંસારનાં વાસનામય મનુષ્યો, તેમની ઇચ્છાઓ અને તેમના પ્રપંચોની કલ્પના ક્યાંથી હોય ? એટલે તેમણે તત્સંબંધી બાલકુમારીને કશું પૂછ્યું નહિ, પરન્તુ એટલું તો એમણે પોતાના મનથી ઠરાવ્યું કે જેવું જીવન નન્દિની વાટિકામાં પોતે ગાળી શકે છે તેવું જ જીવન ભદ્રપુરમાં ગયા પછી પણ જો ગાળી શકાય તેમ હોય તો એ પ્રવૃત્તિમય જનસેવા બજાવવાને પ્રેમ—સેવા—મંદિરનો ભાર ઉપાડવો.

બીજા દિવસનું પ્રભાત થયું, એટલામાં તો કાન્તિલાલ સૂર્યસિંહની આજ્ઞાથી ગાડી લઈને જોગીરાજની પાસે આવી પહોંચ્યો. તેણે જોગીરાજને સૂર્યસિંહની મનોધારણા યથાસ્થિત નિવેદન કરી સંભળાવી. સૂર્યસિંહના ઉચ્ચ આશયનો ખ્યાલ તો જોગીરાજને તેના પરિચયની વેળાએ જ આવી ગયો હતો, પરન્તુ તેણે કાન્તિલાલ દ્વારા કરાવેલા આ વિશેષ આગ્રહથી જોગીરાજ તેના ઉત્સાહ તથા ઉત્કંઠાનું માપ લઇ શકયા. તેમણે કહ્યું: "અતિથિ! રાજાજી અહીંથી નગર તરફ ગયા પછી મેં તેમના પ્રસ્તાવ વિષે લાંબો વિચાર કર્યો છે અને એવો નિશ્ચય કર્યો છે કે એમના હેતુ પ્રમાણેનું કાર્ય વ્યવહારૂ રીતે કરતાં છતાં જો હું અને બાલકુમારી નન્દિની વાટિકાના જેવું જીવન ગાળી શકીએ તો મારે એ પ્રવૃત્તિનો સ્વીકાર કરવો."

કાન્તિએ ઉમંગ દર્શાવતાં કહ્યું: "આપનો એ નિશ્ચય યોગ્ય જ છે અને તે સ્થળે આપ અહીંના જેવું જીવન ગાળવા માટે જે કાંઇ વ્યવસ્થા સૂચવશો તે વ્યવસ્થા પ્રમાણે જ સઘળું કાર્ય કરવાને રાજાજી ઉત્સુક છે. આપની ધારણા પ્રમાણે જ પ્રેમ—સેવા—મંદિરનું કાર્ય થાય અને રાજાજીનો મૂળ હેતુ પાર પડે, તેટલા માટે તેમણે રા-

જ્યના કાર્યનો ભાર પોતાને શિરેથી જેમ બને તેમ ઓછો કરવાનો પણ ઠરાવ કર્યો છે. તેમ કરવાને તેમની પાસે જેવો મંત્રી જોઇએ, તેવો મંત્રી નહિ હોવાથી વૃદ્ધનગરના નાયબ દિવાન ચંદ્રમણિશંકરને પોતાના રાજ્યના દિવાનની પદવી આપવાનો તેમણે ઠરાવ કર્યો છે અને તેમની માંગણી કરવાને જ હું અત્યારે વૃદ્ધનગરના રાજાજી તથા મંત્રીની પાસે જઉં છું."

"અતિથિ ! સૂર્યસિંહના મનોવેગને હવે હું સમજી શકું છું. શોભનાનો કેવો પ્રબળ આત્મા હશે કે જેના સ્મરણ પાછળ રાજાજી આટલો બધો ઉત્સાહ દર્શાવે છે તે હવે મને સંપૂર્ણ રીતે સમજાય છે. તેમના આમંત્રણનો હું સપ્રેમ સ્વીકાર કરૂં છું."

"તો આપ મારી સાથે જ આ ગાડીમાં ભદ્રપુર પધારશો ?"

"ના. આવતી કાલે પ્રભાતમાં જ હું અને બાલકુમારી કોઈ જાતના વાહન વિના જ ભદ્રપુર તરફ આવીશું. અહીંની કેટલીક વ્યવસ્થા મારે થોડા વખતને માટે જેતાને સૂચવવી પડશે અને તે કાર્ય હું આજે કરી નાંખીશ."

સૂર્યસિંહે સોંપેલું એક કાર્ય તો પોતે આ રીતે પાર પાડ્યું તે જાણીને કાન્તિલાલને આનંદ થયો. ત્યાંથી સત્વર નીકળીને તે સાંજ પડતાં પહેલાં વૃદ્ધનગર પહોંચી ગયો અને પહેલાં ચંદ્રમણિશંકરને મળ્યો. સૂર્યસિંહે પોતાની ઉંચી કીંમત આંકી તે માટે તેને ઘણો આનંદ થયો, પરન્તુ પિતા જેવા માયાળુ વૃદ્ધનગરના રાજા તથા મંત્રી આનંદલાલને છોડી જતાં પોતાને ગ્લાનિ થયા વિના નહિ રહે એવું તેને લાગ્યું. વળી વૃદ્ધનગરમાં જ પોતાને ભવિષ્યમાં મંત્રીનું પદ મળવાનું હતું, તેથી ભદ્રપુરમાં તેનો કાંઈ વિશેષ લાભ સમાએલો નહોતો. તોપણ પોતાની જન્મભૂમિના નગરમાં જ એ ઓદ્ધો મેળવવાની તેને સ્વા-

ભાવિક રીતે ઇચ્છા થયા કરતી હતી. પરંતુ સર્વથી મોટો પ્રશ્ન એ હતો કે વૃદ્ધનગરના રાજાજી તથા મંત્રી તેને છોડવાને રાજી થશે કે કેમ ? કાન્તિલાલે રાજાજી તથા આનંદલાલની મુલાકાત લઇને તેમને સૂર્યસિંહવાળા પત્રો આપ્યા. સૂર્યસિંહે સ્વહસ્તે લખેલા એ પત્રો વાંચીને ઉભય કિંકર્તવ્યવિમૂઢ બની ગયા. વૃદ્ધનગર અને ભદ્રપુરના રાજાઓ તેમ જ રાજ્ય વચ્ચે સહકારભાવ હતો અને સૂર્યસિંહે અત્યંત આતુરતાથી કરેલી આ માગણીને સ્વીકારવી કે નહિ તે સવાલ તેમને માટે ઘણો ગુંચવણભરેલો થઇ પડ્યો હતો. રાજાએ એ ગુંચવણને દૂર કરવાને ચંદ્રમણિશંકરને બોલાવ્યો અને તેને સૂર્યસિંહની માગણી જણાવી તથા છેવટે કહ્યું: “ જુઓ ચંદ્રમણિશંકર ! તમે ભદ્રપુરનાં વતની છો અને તેથી તમારા ઉપર જેટલો નૈતિક હક્ક ભદ્રપુરના રાજ્યનો છે, તેટલો જ નૈતિક હક્ક અમારો પણ છે, કારણકે અમે તમોને કેળવીને આ પદ માટે તૈયાર કર્યા છે. હવે એ હક્કની વાત જવા દઇએ તો તમારો લાભ તો ઉભય સ્થળે સરખો છે, પરન્તુ તમારી ઇચ્છા કેવી છે તે મને નિઃસંકોચે કહો.”

ચંદ્રમણિશંકર વિનયથી બોલ્યોઃ “ મહારાજ ! મારી પતિત અવસ્થામાંથી આપે અને પિતા તુલ્ય દીવાન સાહેબે મારો ઉદ્ધાર કર્યો છે, આપત્તિના સમયમાં તેમણે જ મને ધૈર્ય આપીને અને મારી પ્રમાણિકતાની કદર કરીને આટલી મહત્તા આપી છે. એ ઉપકારને જો હું વિસરી જઉં, તો મારા જેવો કૃતઘ્ની અન્ય કોણ હોઇ શકે ? આપની આજ્ઞા તે જ મારે માટે કર્તવ્ય કર્મ છે અને તેથી મારી ઇચ્છા આપે પૂછવાની કાંઈ જ આવશ્યકતા નથી.”

“ તમારી સાલસાઇ પ્રત્યે એટલો તો મને વિશ્વાસ છે કે તમે મારી આજ્ઞાનું ઉલંઘન તો નહિ કરો, તોપણ તમારૂં મન ક્યાં વિશેષ વિરામ પામે તેમ છે તેવું જો હું પૂછું તો તેથી કાંઇ જ હરકત નથી.”

" મહારાજ ! ભદ્રપુર મારી જન્મભૂમિ હોવાથી જ મારૂં આકર્ષણ તે તરફ થાય છેઃ નહિંતો અહીં મને કોઇ જાતની અડચણ પડતી નથી–બલ્કે અહીંથી જવાનો વિચાર મનમાં આવતાં આપના તથા દીવાન સાહેબના વિયોગની ગ્લાનિ મારી સામે આવીને ઉભી રહે છે ! " ચંદ્રમણિશંકરે ખુલ્લા મનથી કહ્યું.

આ સાંભળીને રાજાજીએ ક્ષણભર મનમાં વિચાર કર્યો અને પછી દિવાન સાથે ખાનગી મસલત ચલાવી ચંદ્રમણિશંકરને ભદ્રપુરના દિવાનની પદવી ઉપર જવાની હર્ષભેર રજા આપી. તેમણે કહ્યું: " ચંદ્રમણિશંકર ! અમારી પ્રત્યેની તમારી માનબુદ્ધિ છતાં જન્મભૂમિ પ્રત્યેના તમારા વિશેષ અનુરાગથી અમે સંતોષ પામ્યા છીએ. તમે ખુશીથી એ પદવીએ જાઓ, અને અમે તમને આશીર્વાદ આપીએ છીએ. તમે જશો તો તેથી અમારી તકલીફમાં વધારોઃ થશે, તથાપિ તમારી લાગણીની અવગણના અમારે કરવી જોઇતી નથી. સ્હવારે કચેરી ભરીને તમને શિરપાવ આપીશું અને પછી તમે ખુશીથી ભદ્રપુર જજો."

ચંદ્રમણિશંકરે મહારાજાના આવા ઉદાર શબ્દોની આશા રાખી નહોતી. વૃદ્ધ મંત્રીને છૂટાઃ કરવાને ઘણી તકલીફ લઈને પોતાને એ પદવી માટે તૈયાર કરવામાં આવ્યો હતો અને પોતાને જવા દેવાથી પુનઃ એવી જ તકલીફ તેમને ઉઠાવવી પડે તેમ હોવાથી પોતાને જવાની પરવાનગી મળે એવી તેણે ધારણા રાખી નહોતી, પરન્તુ મહારાજાએ બે વિચાર કરીને તેને પરવાનગી આપી હતી. એક વિચાર જન્મભૂમિ તરફના ચંદ્રમણિશંકરના આકર્ષણનો હતો અને બીજો વિચાર સૂર્યસિંહની આતુરતાભરેલી માંગણીનો હતો. આ પરવાનગીથી ચંદ્રમણિશંકરને હર્ષ થયો, પરન્તુ તે સાથે વૃદ્ધ મંત્રીના

સ્થિતિ પ્રત્યે દયા આવ્યા વિના રહી નહિ. નોકરીની તકલીફમાંથી મુક્ત થવાનો તેમણે યત્ન કર્યો હતો, અને છેવટ જતાં એ તકલીફ તો તેમને શિરે કાયમ જ રહી હતી. વળી તેમનાથી છૂટા પડતાં એ કોમળ હૃદયના યુવકને બહુ દુઃખ થતું હતું. મહારાજાએ પરવાનગી આપી અને ત્યારપછીના દીવાન સાથેના તેના પહેલા જ દૃષ્ટિમેળાપને સમયે ચંદ્રમણિશંકરની આંખમાં આંસુ ભરાઇ આવ્યા વિના રહ્યાં નહિ.

બીજે દિવસે પ્રભાતમાં અગાઉથી ઠરાવ્યા પ્રમાણે દરબાર ભરીને ચંદ્રમણિશંકરને શિરપાવ આપવામાં આવ્યો અને મહારાજા તથા દિવાને તેની કદર કરનારાં ભાષણો કર્યાં. આવા મમતાળુ રાજાથી છૂટા પડતી વખતે ચંદ્રમણિશંકરને લાગી આવ્યું ખરૂં, તથાપિ હૃદયનું આકર્ષણ ભદ્રપુર તરફ જ થતું હોવાથી તેને ત્યાં ગયા વિના છૂટકો જ નહોતો. છેવટે નાનામોટા અધિકારીઓ અને પ્રજાવર્ગ તરફનું માન ગ્રહણ કરીને તથા રાજા અને મંત્રીશ્વર તરફનો આશીર્વાદ લઇને ચંદ્રમણિશંકર પહેલા જ પ્રહરમાં લતાગૌરીને સાથે લઇને કાન્તિલાલની સાથે ભદ્રપુર જવા માટે નીકળ્યો.

મધ્યાહ્ન પછી થોડી વારે કાન્તિલાલ ચંદ્રમણિશંકરને સાથે લઇને ભદ્રપુર પહોંચ્યો તે વખતે જોગીરાજ અને બાલકુમારી ક્યારનાંએ સૂર્યસિંહનાં અતિથિ થઈ ચૂક્યાં હતાં. જોગીરાજના આગમનથી સૂર્યસિંહ આનંદ પામેલો જ હતો, એટલામાં ચંદ્રમણિશંકર પણ આવી પહોંચતાં તેના હર્ષનો પાર રહ્યો નહિ. તેનું હૃદય આનંદના આવેગથી નૃત્ય કરવા લાગ્યું. જે બે મુખ્ય ધારણાઓ તેણે રાખી હતી તે ધારણાઓ એકી સાથે પાર પડવાને લીધે જાણે તેનું જીવન સફળ થઈ ગયું હોય તેટલો સંતોષ તેને થયો. કાન્તિ-

લાલ, ચંદ્રમણિશંકર, જોગીરાજ, બાલકુમારી અને બીજા થોડાએક વિશ્વાસુ માણસોની મંડળીમાં તે બોલ્યો: “આજે મને નવો અવતાર મળ્યો: આજથી મારી જીવનરેખાઓ બદલાઇ. મનોવ્યાધિ અને રાજ્યની ઉપાધિમાંથી મુક્ત થઇને હવે હું શાન્તિ-પરમ શાન્તિનો ઉપાસક બનીશ અને મારા જીવનહેતુને પાર પાડી મારી પ્રિયમૂર્તિ સમક્ષ મેં લીધેલી પ્રતિજ્ઞાને પૂર્ણ કરીશ. એ જ કર્તવ્ય કર્મમાં હું મારા જીવનહેતુને સમાપ્ત થએલો જોઉં છું અને આજથી હવે તેનો પ્રારંભ થશે.”

બીજે દિવસના પ્રભાતમાં જ પ્રેમસેવા-મંદિરની સ્થાપનાનો વિધિ ભદ્રમુખની નિકટના શાન્ત-સુરમ્ય પ્રદેશમાં કરવાનો હતો, તેથી રાજાની આજ્ઞાથી તે સ્થળે તૈયારીઓ થવા લાગી હતી. એક બાજુએથી સાગરનું ક્ષિતિજસુધી લંબાતું દશ્ય, બીજી બાજુએ ભદ્રાવતીનો રૂપેરી જળપટ, ત્રીજી બાજુએ સૃષ્ટિસૌંદર્યમાં અભિવૃદ્ધિ કરતી ગીચ પરન્તુ નિરાપદમય ઝાડી અને ચોથી બાજુએ ભદ્રપુરનાં ઉંચાંઉંચાં મકાનોનાં શિખર તથા છાપરાં દેખાતાં હતાં. નગરથી એ સ્થાન કેટલુંક દૂર હતું અને ભદ્રમુખ તરફ જતાં યાત્રાળુઓ કે બીજાઓ સિવાય ભાગ્યે જ અન્ય મનુષ્યોનું મુખદર્શન ત્યાં થતું હતું. એ શાન્ત અને નિર્જન સ્થાન પ્રેમસેવામંદિરને માટે યથાયોગ્ય જ પસંદ કરવામાં આવેલું હતું. સૂર્યસિંહનો ઇરાદો તે સ્થળે એ મંદિરને માટે મોટું મકાન બંધાવવાનો હતો અને તે મકાનની જ ખાતક્રિયા કરવાની હતી, પરન્તુ જોગીરાજના જૂદા જ અભિપ્રાયથી સૂર્યસિંહનો વિચાર બદલાયો. જોગીરાજે કહ્યું: “રાજાજી! પ્રેમસેવા-મંદિરને માટે મોટા મહેલ બંધાવવાની કાંઇ જ અગત્ય નથી પરન્તુ માત્ર નાનાં ઝુંપડાં બંધાવવાની જ અગત્ય છે. ,સ્વચ્છ વિશાળ અને

બહુ ભભકાવાળાં નહિ પણ સહજ આનંદ ઉપજે તેવાં સુંદર છૂટાં છૂટાં નાનાં મકાનો ત્યાં બંધાવવાં જોઇએ છે. જગતની સેવા બજાવવી એ જ જેનો ધર્મ તથા કર્તવ્ય છે અને પ્રત્યેક વ્યક્તિ ઉપર કુટુમ્બભાવનાવાળો પ્રેમ ધરાવવો એ જેના જીવિતનું લક્ષ્ય છે, તેના નિવાસને માટે રાજમહેલોની અગત્ય નથી, પરન્તુ દેહ ઢાળવા માટે તસુ જમીનની જ અગત્ય છે. રાજમહેલમાં વસનારાઓ દેશ અને સમાજની સાચી સેવા બજાવી શકે કે કેમ તે માટે હું શંકાશીલ છું અને તેટલા માટે આપણે જે મંદિર સ્થાપવા માંગીએ છીએ તે મંદિરને માટે સુશોભિત મહેલ તો જોઇએ જ નહિ."

સૂર્યસિંહના મગજમાં આ વિચારશ્રેણી બરાબર રૂચી ગઇ. તેણે તો અગાઉથી એ મંદિરને માટે બાંધવાનાં મકાનોના નકશા અને ચિત્રો કઢાવી રાખ્યાં હતાં અને સેંકડો પ્રકારની કલ્પનાઓ ગોઠવી રાખી હતી, પરન્તુ એ સઘળું એ ક્ષણે નકામું થઇ પડ્યું. પોતે એ કલ્પનાઓ ગોઠવવામાં કરેલી ભૂલ હવે તેના સમજવામાં આવી અને તેથી આવેશપૂર્વક તેણે એ નકશાઓનાં કાગળીયાં ફાડી નાંખ્યાં.

પ્રેમસેવામંદિરની સ્થાપના કરવાને નિયત કરેલા સ્થાનમાં એક તંબૂ નાંખીને તે તંબૂમાં સૂર્યસિંહે ભદ્રપુરનાં સ્ત્રીપુરુષોનો એક મોટો મેલાવડો કર્યો. એ નાના ગામના સાધારણ મેલાવડામાં જે કાર્ય કરવામાં આવનાર હતું તે વસ્તુતઃ આખા દેશના હિતને અર્થે હતું એવું લોકો સમજતા થયા હતા તેથી સામાન્ય જનસમાજે પણ એ મેલાવડામાં સારી સંખ્યામાં હાજરી આપી. જોગીરાજ અને બાલકુમારી પણ આવ્યાં અને જોગીરાજના ઓજસ્થી એકત્ર થએલા સમુદાય ઉપર સારી પેઠે પ્રભાવ પડ્યો. લોકોએ માન્યું કે એક

મહાત્માને હાથે એ કાર્યનો પ્રારંભ થાય છે તો તેથી અવશ્ય જગત્નું કલ્યાણ જ થશે. પછી એકત્ર થએલા જનસમુદાયમાં જોગીરાજે 'પ્રેમ' અને 'સેવા'ની ભાવના વિષે લાંબું વ્યાખ્યાન આપ્યું. આત્મા અને પરમાત્માની એકતા એ જ મનુષ્ય જીવનનું લક્ષ્યબિંદુ છે અને એ બિંદુએ પહોંચવાનો ઉત્તમ માર્ગ 'પ્રેમ' તથા 'સેવા' એ છે એવું સમજાવીને તેમણે કહ્યું કે "જ્યાંસુધી જગતની પ્રત્યેક વ્યક્તિમાં પરમાત્માનાં પુત્ર-પુત્રીરૂપ સઘળાં સ્ત્રીપુરૂષોની સેવા બજાવવાની ઇચ્છા જાગ્રત્ થશે નહિ અને તેઓ સર્વે પ્રેમ-વિશુદ્ધ પ્રેમની સાંકળથી બંધાશે નહિ, ત્યાંસુધી આત્મા અને પરમાત્મા વચ્ચે તેમને ભેદ જ દેખાશે; અને જ્યાંસુધી એ ભેદનું અસ્તિત્વ છે, ત્યાંસુધી આત્માનું કદાપિ કલ્યાણ નિકટવર્તી થવાનું નથી."

"પ્રેમ" નાં અનેક સ્વરૂપો સમજાવતાં તેમણે 'મોહ' અને 'વિષય' ને એવી રીતે છૂટાં પાડીને સમજાવ્યાં કે 'પ્રેમ' શબ્દથી ભડકતાં કેટલાંક સામાન્ય સ્ત્રીપુરૂષોનાં મગજમાં એ શબ્દના મહત્ત્વનો સાક્ષાત્કાર થયો અને 'પ્રેમ' એ પરમ પવિત્ર સદ્ગુણ છે એવું તેમને સમજાયું. ઘણા જનોનાં પડળ એથી ઉઘડી ગયાં અને તેઓ પ્રેમના કાચદ્વારા સાક્ષાત્ પરમાત્માનું દર્શન કરતા હોય એવો તેમને ભાસ થવા લાગ્યો.

પછી સૂર્યસિંહે એ મંદિરની સ્થાપનાનો પોતાનો હેતુ જાહેર કર્યો અને તેમ કરતાં શોભનાના હૃદયની જે પ્રશંસા તેનું હૃદય આજસુધી કરી રહ્યું હતું, તે પ્રશંસા તેણે જનસમુદાયની વચ્ચે કરી સંભળાવી. ઘણાં સાંભળનારાંઓને સૂર્યસિંહના એ આત્મવૃત્તાન્તમાં નવીનતા લાગી અને શોભનાના જેવા નિર્મળ હૃદયવાળી તથા ઉંચા સંસ્કારવાળી આર્યબાળાઓ વડે જ દેશનો ઉદ્ધાર થઇ શકે એવું તે-

મના સમજવામાં આવ્યું. આજસુધી જેઓ શોભનાના નામને જાણતાં હોવા છતાં તેના હૃદયને ઓળખતાં નહોતાં, તેઓ હવે તેને ઓળખતાં શીખ્યાં અને એ બાળાના સ્મરણમાં આ દેશહિતકારક મંદિરની સ્થાપના કરવામાં આવે છે તે ઉપરથી સૂર્યસિંહની સાથે લોકો પણ શોભના પ્રત્યે અનુપમ માન ધરાવતાં બન્યાં. ઘણી વાર એક અજ્ઞાત વ્યક્તિને સામાન્ય રીતે જોવામાં અને તે વ્યક્તિની વિશિષ્ટતાઓનું જ્ઞાન મેળવ્યા પછી તેને જોવામાં વિશાળ તફાવત નજર આવે છે. શોભનાના સ્થૂળ દેહને સેંકડો વાર જોઇ ચૂકેલાં મનુષ્યોને તેના સૂક્ષ્મ દેહના ગુણોનું ભાન થયા પછી એ સ્થૂળ દેહની પુનઃ ઝાંખી કરવાની ઇચ્છા થઇ આવી પરન્તુ એ સ્થૂળ દેહ તો પંચત્વમાં મળી ગયો હતો. આ કારણથી સૌને નિરાશા જ પ્રાપ્ત થાય તેવું હતું, પરન્તુ જ્યારે સૂર્યસિંહે જાહેર કર્યું કે "જે ઉચ્ચાશયી બાળાના ગુણોથી આકર્ષાઇને હું આ સ્મારક સંસ્થાની સ્થાપના કરૂં છું, તે બાળાના સ્થૂળ દેહની પાષાણની પ્રતિમા આ સ્થળે જ હવે પછી ઊભી કરીને હું તેના પ્રત્યેની માનબુદ્ધિને છૂપી રાખી શકીશ નહિ" ત્યારે સૌને સંતોષ થએલો દેખાયો. સૂર્યસિંહ પોતાનું ભાષણ પૂરૂં કરીને આસનપર બેઠો, એવામાં પડદાની પાછળ બેઠેલી રમા તરફથી તેની દાસીએ સૂર્યસિંહની પાસે આવીને ધીમેથી કહ્યું:—"મહારાજ! મારાં બાઇસાહેબ કહાવે છે કે તમો શોભનાની પ્રતિમા સ્થાપન કરીને સૌના ચિત્તમાં તેની મૂર્ત્તિનું સ્મરણ રખાવવા ઇચ્છો છો તે ઉચિત છે, પરન્તુ શોભનાના દૈવી ગુણોને માટે એટલું પૂરતું નથી. તેને હરકોઇ રીતે "દેવી" નું પદ જ આપવું ઘટે છે કારણકે માનવીના સ્વરૂપમાં તે એક દેવી જ હતીઃ અને તેથી તેને એ પદ આપવાને આપ જે પ્રતિમાનું સ્થાપન કરવાના છો, તેની ઉપર એક સુંદર દેહેરી મારાં

બાઇસાહેબ પોતાને ખર્ચે બંધાવીને એ રીતે શોભનાને જગતમાં 'દેવી' તરીકે ઓળખાવવાની ચાહના રાખે છે."

આ સંદેશો સાંભળીને ઘણાઓને આશ્ચર્ય થયું. સૂર્યસિંહની આંખોમાં તો હર્ષનાં આંસુ આવી ગયાં. તેણે રમાનો એ સંદેશો હર્ષાશ્રુસમેત વદને સભાને વિદિત કર્યો. રમાના હૃદયની સરલતાની પ્રશંસા સૂર્યસિંહ સાચા અંતઃકરણથી કર્યા વિના રહ્યો નહિ. ત્યારપછી કાન્તિલાલે જોગીરાજના જીવનની ઉન્નત ભાવના વિષે સભામાં લંબાણ વિવેચન કર્યું અને જે મંદિર જગતના કલ્યાણને અર્થે સ્થપાય છે, તે મંદિરના અધિષ્ઠાતાના જીવનનો ક્રમ પણ કેવો ઉત્તમ છે તે પોતાના અનુભવને આધારે તેણે એવી સ્પષ્ટતાથી કહી સંભળાવ્યું કે એ મહાત્માની યોગ્યતા ઉપર સૌ કોઇનો દૃઢ વિશ્વાસ બેઠો અને એ મંદિરમાં દાખલ થવાની જિજ્ઞાસા પણ અનેક હૃદયોમાં તત્ક્ષણ ઉત્પન્ન થવા પામી. વૈરાગ્ય તરફ ઢળેલાં કેટલાંક મનુષ્યોને તો એવું લાગ્યું કે બાવા બનીને શરીર ઉપર ભસ્મ ચોળી યાત્રાનાં સ્થળોમાં ભટકયા કરવું તે કરતાં જગતનું કલ્યાણ કરવા માટે આ મંદિરમાં દાખલ થઈ 'પ્રેમ' અને 'સેવા'નું શિક્ષણ મેળવી સમાજને સન્માર્ગે વાળવો તે કાંઈ ઓછું આત્મહિતકારક કાર્ય નથી. એવા બાવા બનવામાં તો ઉદરનિર્વાહની ચિંતાને માટે અનેક ઢોંગ અને પાપ પણ કરવાં પડે છે, અથવા તો ભક્તોની કૃપાદૃષ્ટિ ઉપર અવલંબી રહેવું પડે છે, પરન્તુ પ્રેમ અને સેવાની વૈરાગ્યયુક્ત ભાવનાનો વિકાસ કરવાની સંપૂર્ણ તક જિજ્ઞાસુઓને મળે તેટલામાટે આ નવા મંદિરમાં તો ઉદરનિર્વાહની કે સંસારની ઉપાધિની કશી ચિંતા રાખવી પડે તેમ નહોતું અને તેટલી વિશેષતા જિજ્ઞાસુઓનાં મનને ઉત્તેજિત કરનારી હતી.

આ મંદિરનું કાર્ય કેવી શૈલીથી ચલાવવામાં આવશે તેનો ખુલાસો જોગીરાજે સૌથી પાછળ સ્પષ્ટતાથી કર્યો. તેમણે કહ્યું કે મોટા વિસ્તારમાં જુદાં જુદાં મકાનો બાંધવામાં આવશે અને તેમાં માનસ્ અને શારીર રોગથી પિડાતાં રોગીઓ કે જેઓ એ સ્થળે રહેવાની ઇચ્છા રાખતાં હશે તેમને રહેવા દેવામાં આવશે. તે રોગીઓનો શારીર અને માનસ્ ઉપચાર કરવા માટે આ મંદિરના વિદ્યાર્થીઓ અને જિજ્ઞાસુઓને નિયત કરવામાં આવશે અને એવા જિજ્ઞાસુઓને અભાવે વેતન આપીને પણ માણસોને રોકવામાં આવશે. દુઃખીને આશ્વાસન આપવું એ પ્રેમ તથા સેવાનો પહેલો પ્રકાર છે, તેથી એવાં દુઃખી મનુષ્યોની ચાકરી કરીને જિજ્ઞાસુઓ પોતાની "આત્મવત્ સર્વભૂતેષુ" ની ઉચ્ચ વૃત્તિનો વિકાસ કરશે. પ્રેમ દર્શાવવાનું અને સેવા બજાવવાનું વ્યાવહારિક જ્ઞાન એવી રીતે મળવાની સાથે સર્વ જિજ્ઞાસુઓને વાચન, વ્યાખ્યાન અને ઉપદેશદ્વારા પ્રેમ અને સેવાનું ક્રમસર શિક્ષણ આપવામાં આવશે અને એ શિક્ષણ તેમને દાંપત્યપ્રેમ, સ્વદેશપ્રેમ, તથા છેલ્લે વસુધાપ્રેમનો ખ્યાલ આપશે. આવો ખ્યાલ આવ્યા પછી જ જુદા જુદા જિજ્ઞાસુઓ જુદી જુદી દિશાએ સેવા બજાવવાને તત્પર બની શકશે. કોઈ દાંપત્યપ્રેમના ઉપદેશનો પ્રચાર કરી ગુણ તથા સ્વભાવનાં કજોડાં થતાં અટકાવવાને પ્રયત્ન કરશે અને એ રીતે સમાજમાં સંસારસુખનો પ્રવાહ વહન કરવા લાગશે, કોઇ સ્વદેશપ્રેમની જાગૃતિ ફેલાવીને દેશને માટે સ્વાર્પણ કરવામાં લોકોને ઉત્તેજિત કરવા તરફ પ્રેરાશે અને કોઇ સર્વ ધર્મના સારરૂપ તથા આત્માના કલ્યાણરૂપ આખા વિશ્વપ્રત્યે સંપૂર્ણ પ્રેમ ધરાવી અભેદભાવનાનો વૈરાગ્યમય ઉપદેશ આપવામાં રોકાશે કે જેથી ધર્મના કલહોથી મુક્ત થવાય અને તે પાછળ શ-

ક્તિનો દુર્વ્યય થતો અટકતાં સાચા આત્મકલ્યાણ તરફ કાંઇક ગતિ કરાય.

આ ઉપરાંત બીજાં કેટલાંક કાર્યોની નાની નાની શાખાઓ કાઢવાનું તેમણે કહ્યું. જ્યારે મંદિરમાં જિજ્ઞાસુ પુરૂષમંડળની સાથે સ્ત્રીમંડળીનો પણ વધારો થાય ત્યારે પુરૂષો ઉપરાંત સ્ત્રીઓને પણ ઉપર કહેલાં કામોને માટે તૈયાર કરવાની સઘળી વ્યવસ્થા કરવામાં આવશે એવું તેમણે જણાવ્યું. સેવાના કાર્યને માટે સમાજને પુરૂષોના જેટલી જ ઉપયોગી સ્ત્રીઓ પણ છે અને તેથી તેમના કાર્યક્ષેત્રની અવગણના કરવી જોઇએ નહિ, એવો જોગીરાજે અભિપ્રાય દર્શાવ્યો. સેવામંદિરના જિજ્ઞાસુઓએ કેવળ સાદું જીવન ગાળવું અને જીંદગીની જરૂરીઆતોને જેમ બને તેમ ઓછી કરી નાંખવી એવો એ મંદિરનો એક મુખ્ય સિદ્ધાંત હોવાથી મંદિરના રોજના નિર્વાહ માટે કેટલાંક નાનાં કાર્યોનો સમાવેશ જિજ્ઞાસુઓની દિનચર્યામાં કરવામાં આવનાર હતો. સેવકો અત્યંત સંયમી વૃત્તિના હોવા જોઇએ એવો જોગીરાજનો અભિપ્રાય હતો, પરંતુ એ વૃત્તિને ધીમે ધીમે કેળવવાની હોવાથી તુરતમાં તો રસોઇનું, પાણી ભરવાનું. મંદિરની આસપાસ ફૂલવાડી બનાવવાનું અને એવું જ બીજું સામાન્ય કામ જિજ્ઞાસુઓને શિરે નાંખવામાં આવનાર હતું. ટુંકામાં જોગીરાજે નન્દિની વાટિકાની જ દિનચર્યાનો કેટલોક ભાગ આ મંદિરમાં દાખલ કરવાની યોજના ઘડી હતી અને બીજા ભાગમાં મંદિરના હેતુઓ પાર પડે એવા ફેરફારવાળો કાર્યક્રમ ઠરાવ્યો હતો.

જગતની ધામધૂમથી કંટાળેલા, સંસારના સંતાપથી વિહ્વળ બનેલા, જીવનની અભિલાષાઓમાં નિરાશ થએલા, જીંદગીના સાર્થક્યને માટે ફાંફાં મારી કાયર થએલા, સદ્ગુરૂની શોધમાં આથડીને થાકેલા, જીવનની અનેક ઉપાધિઓથી દૂર રહેવાની ઇચ્છામાં પાર

નહિ પડેલા અને એવા બીજા અનેક આત્માઓનું આકર્ષણ પ્રેમ-સેવા-મંદિર તરફ થયું. જોગીરાજની શાન્ત મૂર્તિને નિહાળીને, તેમનું વ્યાખ્યાન શ્રવણ કરીને અને એ મંદિરનો વિકાસ કરવાને સૂર્યસિંહની આતુરતા તથા દઢતા નિહાળીને અનેક ઉત્સુક તથા જિજ્ઞાસુ હૃદયો એ મંદિરમાં દાખલ થવાને ઉત્સુક બની ગયાં. વ્યાખ્યાનો પૂરાં થયાં, મંદિરના ખાતમુહૂર્તનો વિધિ પૂરો થયો, શ્રોતાઓ ત્યાંથી ઉઠીને આસપાસના સ્થાનમાં પરિભ્રમણ કરી, અનેક પ્રકારની ચર્ચા કરી નગર તરફ વિદાય થવા લાગ્યા, સૂર્યસિંહ, ચંદ્રમણિશંકર, કાન્તિલાલ વગેરે મંડળ પણ જોગીરાજને નમસ્કાર કરીને નગરમાં ગયું, માત્ર જોગીરાજ, બાલકુમારી અને કેટલાક માણસો ત્યાં રહ્યાં. જોગીરાજે તત્કાળને માટે પોતાને સારૂ એક પર્ણકુટી બાંધવાની આજ્ઞા રાજસેવકોને આપી દીધી હતી અને તે જ દિવસથી તેમણે ત્યાં રહેવાનો આરંભ કરવાનો દઢ નિશ્ચય કરેલો હતો. કેટલીક વારે ત્યાં માત્ર ગણ્યાં ગાંઠયાં માણસો જ રહ્યાં, એટલે એક ખિન્ન હૃદયવાળો દેખાતો યુવક જ્યાં જોગીરાજ બેઠા બેઠા પર્ણકુટીને બંધાતી જોઇ રહ્યા હતા, ત્યાં આવ્યો અને તેમના ચરણમાં લોટી પડયો! એના એ વ્યાપારથી જ જોગીરાજ સમજ્યા કે એ અત્યંત દુઃખી આત્મા હોવો જોઇએ. જોગીરાજે તેના મસ્તક તથા વાંસા ઉપર હાથ ફેરવી તેને આશ્વાસન આપ્યું અને પૂછ્યું: "બેટા! તું કોણ છે અને તારી શી વાંચ્છના છે?"

કેટલીકવારસુધી તો એ યુવકના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ, માત્ર તેના ચક્ષુમાંથી અશ્રુધારા વહી જતી હતી અને તે ટગર ટગર જોગીરાજના સૌમ્ય-શાન્ત વદનભણી તાકી રહ્યો હતો. કેટલીક વાર પછી જોગીરાજે તેને આશ્વાસન આપી પુનઃ તે જ

પ્રશ્ન પૂછ્યો, એટલે તે યુવક બોલ્યો: "સ્વામીજી! આ જગત્‌માંનો હું એક અતિદુષ્ટ પ્રાણી છું. સજ્જનોના સદ્‌ગુણોને નહિ પિછાણનારો બલ્કે એ સદ્‌ગુણોને જ દુર્ગુણરૂપ સમજનારો અને દુર્ગુણોમાં જ આનંદ માનનારો એવો હું એક કુપથગામી વિષથી ભરેલો માનવી છું અને આપની ચરણસેવાવડે તથા આ મંદિરના નિવાસવડે મારા જીવનનું સાર્થક્ય કરવાની વાંચ્છનાવાળો હવે હું થયો છું. જ્યારે હું અત્ર આવ્યો, ત્યારે મારામાં દુષ્ટતાના જ વિચારો ભરેલા હતા. ગુરૂજી! જે મંડપમાં આજે સભા મળવાની હતી, તે મંડપને આગ મેલીને ભસ્મીભૂત કરી નાંખવાની મારી ધારણા હતી, પરન્તુ અત્યારે મારા તે દુષ્ટ વિચારો બદલાઇ ગયા છે. હવે હું આપને શરણે આવ્યો છું અને મારાપર કૃપા કરીને મને આ પ્રેમસેવામંદિરના ઉદ્દેશના એક જિજ્ઞાસુ તરીકે સ્વીકારો!"

જોગીરાજ બોલ્યા: "પણ બાપુ! આ મંડપને સળગાવી નાંખવા જેટલો રોષ તારા હૃદયમાં શામાટે ભરાયો હતો?"

"મહારાજ! હું પહેલેથી આપને કહી ચૂકયો છું કે હું એક દુષ્ટ પ્રાણી છું. મારી દુષ્ટતાની વાત હું આપને શું કહું? જે શોભનાના સ્મરણમાં આ મંદિર સ્થાપવામાં આવનાર છે અને જેની પ્રતિમાની પણ સ્થાપના કરવામાં આવનાર છે, તે શોભના આ દુષ્ટની જ અર્ધાંગના હતી. અને ગુરૂદેવ! વસ્તુતઃ મેં જ તેને અનેકવિધ પીડા ઉપજાવીને મારી નાંખી હતી એમ કહું તો ચાલે. એ દેવીના ગુણો સમજીને તેની કદર કરવા કે લાભ લેવાની યોગ્યતા તો મારામાં નહોતી જ, પરન્તુ તેથી ઉલટું તેના ગુણોને દુર્ગુણો માનીને મેં તેને બહુ દુઃખ ઉપજાવ્યું અને તેથી જ તે મરણ પામી! મારા અનેક અપરાધોને તેણે લક્ષમાં લીધા નહિ, એટલું જ નહિ પણ મારા અપરાધોના બદલામાં મને મહા-

રાજા પાસેથી ક્ષમા અપાવી ! તેની આટલી યોગ્યતા છતાં હું તેને ઓળખી શક્યો નહિ. હું તેને ગર્વિષ્ઠ, દુર્ગુણી, દુરાચારિણી માનતો હતો અને તેના ઉપર એટલો રોષે ભરાયો હતો કે તેના સ્મરણમાં સ્થાપવા ધારેલા આ મંદિર ઉપર પણ મારે વૈર વાળવું એવી ધારણાથી હું અહીં આવ્યો હતો. પરન્તુ અહીં થએલાં વ્યાખ્યાનો પછી મારામાંથી દુષ્ટતાનું વિરેચન થઈ જતું હોય એવું હું જોઉં છું. હું એ શોભનાને છેવટની ઘડીસુધી ઓળખી શક્યો નહોતો અને જે તેને ઓળખી શક્યા હતા તેમને મેં ચેન પડવા દીધું નહોતું, કારણકે હું તેમને દુષ્ટ માનતો હતો ! ગુરૂજી ! વસ્તુતઃ શોભનાનું ખૂન જ મારે હાથે થયું છે અને તેના પ્રાયશ્ચિત્તની ખાતર મારે એ બાળાના સ્મારકમાં મારી જીંદગીનું અર્પણ કરવું એવો મારો નિશ્ચય થયો છે. હવે આપ કૃપા કરીને મને આ મંદિરમાં દાખલ કરો અને મારાં પાપો ધોવામાં મને સહાય કરો, તો હું જીવનપર્યંત આપનો ઋણી રહીશ.”

જોગીરાજ આનંદપૂર્વક બોલી ઉઠ્યાઃ “ધન્ય છે એ બાળાના આત્મબળને અને પવિત્ર જીવનને કે જે પરલોકમાં ગયા છતાં સેંકડો માણસોને આકર્ષે છે અને દુષ્ટોની દુષ્ટતાને પણ નિવારી શકે છે ! બેટા ! એ બાળાને પત્ની તરીકે પામીને તારૂં જીવન ધન્ય થાત, પરન્તુ તું તેનો લાભ લઈ શક્યો નહિ ! એ જીવન જો વધારે લંબાયું હોત તો જગતના અનેક જીવોને પણ લાભ થાત; તેના આદર્શ જીવનને લીધે તે આ લોકની સતી તરીકે જીવન્ત સ્થિતિમાં જ પુજાત, પરન્તુ તેનો તો અસ્ત થઇ ગયો ! બાપુ ! કયા પિશાચે તારી પાસે એ સતીની આટલી બધી અવગણના કરાવી ?”

“વ્હેમરૂપી પિશાચ અને ઇર્ષ્યારૂપી પિશાચિનીએ જ મારી પાસે એ દોષો કરાવ્યા હતા, ગુરૂદેવ ! અહીં હું આવ્યો ત્યારે પણ

એ પિશાચ અને પિશાચિની જ મારા મસ્તકપર ચડી બેઠાં હતાં. પરન્તુ અત્યારે તે ચાલ્યાં ગયાં છે અને મારી આંખો ઉઘડી ગઈ છે. એ દેવીનો પતિ તો શું, પણ સેવક થવાને પણ હું યોગ્ય નહોતો એવું હવે મને સમજાય છે. તેનું ખૂન કરીને જે મહાપાતક મેં વ્હોર્યું છે તેમાંથી હવે આપ મારો ઉદ્ધાર કરો !"

"બેટા !" જોગીરાજે ભાનમાં આવેલા સામંતને કહ્યું: "તારી શુભ વાંચ્છનાનું ફળ તને પ્રાપ્ત હો ! તું આ મંદિરનો સાચેસાચો જિજ્ઞાસુ છે અને આ મંદિરમાં પ્રવેશવાનો સૌથી પહેલો અધિકાર પણ તને જ છે. પણ, ભાઇ! તારૂં આ પરિવર્તન રાજાજીના જાણવામાં તો નહિ જ હોય."

"ના, નથી જ. તેઓ મને અધમ અને દુર્વ્યસની છોકરા તરીકે સારી પેઠે ઓળખે છે અને જો કદાચિત્ અત્યારનો પ્રસંગ તેમના સાંભળવામાં આવશે, તો તેઓ તે વાર્તાને કદાપિ માન્ય રાખશે નહિ–તેઓ તો તેને એક અસંભવિત પ્રકાર જ સમજશે." સામંતે જણાવ્યું.

"પરન્તુ શોભનાના ચારિત્ર્યના પ્રભાવથી તેવા એક પતિત યુવકનો ઉદ્ધાર થવાનો સમય આવ્યો છે એ વાત જ્યારે તે મારા મુખેથી શ્રવણ કરશે, ત્યારે તે આનંદ પામશે નહિ ?" જોગીરાજે પ્રેમભરી દષ્ટિથી સામંતને પૂછ્યું.

"આનંદ અને આશ્ચર્યની બેવડી લાગણીના ભોક્તા તે થશે એમ હું માનું છું, પરન્તુ ગુરૂદેવ! એક વાર મને સ્પષ્ટ કહો કે આપ મને મંદિરના જિજ્ઞાસુ તરીકે સ્વીકારો છો કે ?"

"હા, બેટા! તું જગતની દષ્ટિમાં ગમે તેવો વ્યસની કે દુર્ગુણી હોય તોપણ હું તારો સ્વીકાર કરૂં છું. પતિત થએલાઓનો ઉદ્ધાર

કરવો એ તો આ મંદિરનો પરમ તથા પ્રથમ ધર્મ છે, તો પછી તે શોભનાના પતિનો સ્વીકાર તો કેમ નહિ કરે ?"

સામંતની આંખોમાં હર્ષનાં આંસુ આવ્યાં. તે કૃતાર્થતા દર્શાવતો હોય, તેવી રીતે હસ્તદ્વય જોડીને જોગીરાજના ચરણમાં પુનઃ લોટી પડ્યો અને જોગીરાજે પ્રેમભરી દૃષ્ટિથી તેના તરફ જોઇને તેના મસ્તકપરની રજને ખંખેરી ઊભો કર્યો.

તે દિવસે સાંજે પ્રેમસેવામંદિરમાં દાખલ થવા માટે અન્ય જુદા જુદા જિજ્ઞાસુઓ નીકળી આવ્યા. શારદાગૌરીએ તે માટે સૌથી પહેલી ઉમેદવારી કરી હતી, પરન્તુ તે ઉપરાન્ત કીર્તિકર પણ જોગીરાજના વિચારો સાંભળ્યા પછી તે મંદિરમાં દાખલ થવાને ઉત્સુક બની ગયો હતો. સંસારમાં પરમ ઋદ્ધિ–સિદ્ધિનો પ્રસંગ પ્રાપ્ત થયા પછી સારી સમજવાળાં મનુષ્યો જેમ વૈરાગ્ય તરફ દોરાય છે, તેમ લતાગૌરીનું હૃદય પણ તે તરફ આકર્ષાયું હતું. એ મંદિરમાં જોડાવા માટે સ્વામીની પરવાનગીની આવશ્યકતા હતી. બપોરે ચંદ્રમણિશંકર શાંતિપ્રસાદ પાસેથી દિવાનગીરીનો 'ચાર્જ' સંભાળી લઇને હર્ષ ભરિત હૃદયે ઘેર આવ્યો અને લતાએ અત્યંત આનંદપૂર્વક સ્વામીનો સત્કાર કરતાં કહ્યું: "પધારો, ભદ્રપુરના દિવાનસાહેબ ! એક વાર તમને ગામ છોડીને ચાલ્યા જવાનું ફરમાન કરનારને તમે ગામ છોડી જવાની આજ્ઞા આપી કે નહિ ?"

"અહો ! પ્રિયતમા ! એ પ્રસંગ શું તને અત્યારે સાંભરી આવ્યો ? ખરેખર, મને દિવાનગીરીનો ચાર્જ સોંપતાં એ બિચારા અધિકારને મદે ચડેલા શાંતિપ્રસાદને બહુ માઠું લાગી ગયું હોય એવું મને દેખાયું; પરન્તુ મેં તો તેનું જરા પણ અપમાન કર્યું નથી, મારે સ્થળે કોઇ ઇર્ષ્યાળુ માણસ હોત તો તેના વર્તનનો સામો બદલો તેને

જરૂર આપ્યો હોત, પરન્તુ મેં તો મૌન્ય તથા શાંતિથી તેનો ચાર્જ લઈ લીધો છે."

"તે તમે યોગ્ય જ કર્યું. એક ગરીબ માસ્તરની પદવીએથી ધીમે ધીમે તમે ભદ્રપુરના દિવાનના પદ ઉપર ચડ્યા, તે માટે હવે પ્રભુનો આભાર માનો !"

"પ્રભુનો આભાર તો હું પછી માનીશ, પરન્તુ આ મારી ગૃહ-દેવીનો આભાર જો હું પહેલાં ન માનું તો હું કૃતઘ્ન ગણાઉં." એમ કહી ચંદ્રમણિશંકરે અત્યંત વ્હાલથી આલિંગન કરી લતાના કપોલ ઉપર ગાઢ ચુંબન લીધું.

સ્વામીના બાહુપાશમાં રહી રહી લતા બોલી: "મારા સ્વામી શું મારો આભાર માને ? એ શું ઉચિત છે ?"

"હા ઉચિત જ છે; કારણકે મારા એકલાના જ ચાતુર્યથી મને આ પદવી પ્રાપ્ત થઇ નથી, પરન્તુ તેમાં તારા ચાતુર્યનો પણ હિસ્સો છે, વ્હાલી ! આ સંસારમાં તો મને હવે એવું ઉંચું પદ મળેલું હું માનું છું કે આથી વધારે કશું પ્રાપ્ત કરવાની મને જિજ્ઞાસા જ થતી નથી."

"એમ ? ત્યારે મારી એક જિજ્ઞાસા હજી અધૂરી રહી છે. એ જિજ્ઞાસા એ છે કે સંસારમાં રહીને ઋદ્ધિ પ્રાપ્ત કરી, પરન્તુ આત્માનું કલ્યાણ શું પ્રાપ્ત કર્યું ? તેટલા માટે મારી ઇચ્છા એવી થઈ છે કે તમે ભદ્રપુરના દિવાનપદે રહીને લોકોનું કલ્યાણ કરો અને હું પ્રેમસેવામંદિરમાં દાખલ થઇને મારૂં તેમ જ ભવિષ્યમાં સમાજનું કલ્યાણ કરવાનો માર્ગ ગ્રહણ કરૂં."

ચંદ્રમણિશંકર પોતાની પત્નીની એ અભિલાષા સાંભળીને બોલ્યો: "વાહ ! લતા ! આજસુધી હું તને સતી સુંદરી માનતો હતો, પરન્તુ હવે મારી ખાત્રી થઇ છે કે તું એક દેવી પણ છે !

જગતના કલ્યાણને માર્ગે વળવાની તારી જિજ્ઞાસા શું તારૂં દેવીત્વ બતાવતી નથી ?"

"એ ઉપમા મને પછી આપજો, પણ એકવાર કહો, હું એ મંદિરમાં દાખલ થઉં કે નહિ ? હું તો દઢ નિશ્ચય કરી બેઠી છું. માત્ર તમારી પરવાનગીની જ વાર છે."

"શુભ કાર્યોમાં તો હમેશાં મારી પરવાનગી જ છે ! તારે ઉમંગભેર એ સંસ્થામાં દાખલ થવું એવી મારી સલાહ છે. વ્હાલી ! પરંતુ એક અંદેશો મને રહે છે ! રાજ્યના કારભારનાં અનેક ગુંચવણવાળાં કાર્યોમાં હું જ્યારે ગુંચવાઇશ, ત્યારે તેમાંથી પાર પડવામાટે શું તું મારી પાસે-મારા મંત્રી તરીકે-નહિ હોય ?"

"નાથ ! મારા આધારપર રહીને તમારૂં આત્મબળ શાને ગુમાવો છો ? **एकोऽहमसहायोऽहं** એવો નિર્બળ વિચાર એક સિંહ કદાપિ કરતો નથી, તેથી ઉલટું તમે તો આવા વિચારો જ કરો છો ! **नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभिः** પૂર્વ સ્થિતિને યાદ કરીને નમ્ર બનવું પણ આત્માની અવગણના કદાપિ કરવી નહિ; માટે મને કશાએ અંદેશા વિના પરવાનગી આપો. મંદિરમાં હું પ્રેમ અને સેવાનું શિક્ષણ મેળવીશ અને પછી હું સમાજની સેવાના કાર્ય તરફ વળીશ, ત્યારે મને સંપૂર્ણ સંતોષ થશે અને તે વખતે ભદ્રપુરના દિવાનની પત્ની સમાજસેવિકા તરીકે કેવી ગૌરવવતી દેખાશે ?"

"ખરેખર, એ કલ્પના ઘણી જ સુખકર છે. ખુશીથી તું એ મંદિરમાં જા."

"એ રીતે લતા પણ મંદિરમાં દાખલ થઈ. કીર્તિકર પણ પોતાના આગ્રહી સ્વભાવવડે મોટા ભાઇ અને પિતા પાસેથી જોગીરાજની પાસે રહેવાની પરવાનગી મેળવી ચૂકયો હતો. એ પ્રમાણે આરંભથી જ "પ્રેમસેવામંદિર"માં ઉત્તમ જિજ્ઞાસુઓ દાખલ થયાં.

# પ્રકરણ ૧૮ મું.

## અને છેવટે ? લગ્ન !

સાંજે કીર્તિકરે સૂર્યસિંહની પાસે આવીને કહ્યું: "મહારાજ ! આપના પ્રેમ–સેવા–મંદિરમાં આજે કેટલાક જિજ્ઞાસુઓ દાખલ થયા છે અને તે આપ જાણો છો કે ?"

"હજી મને તે ખબર મળી નથી, કીર્તિકર !"

"ત્યારે મહારાજ ! હું પણ તેમાંનો એક જિજ્ઞાસુ છું."

"શું તું એ મંદિરમાં જોગીરાજ પાસે રહીશ ?"

"હા, રહીશ; પિતાજી અને મોટા ભાઇની પરવાનગી મેં મેળવી છે. મારૂં શરીર સુધરતાંસુધી હું મુંબઇમાં રહીશ અને પછી અહીં આવીશ."

"મને બહુ હર્ષ થયો." સૂર્યસિંહ બોલ્યો.

"અને બીજો જિજ્ઞાસુ શોભનાનો પતિ સામંત છે."

"હેં ! એ શું ? એ દુષ્ટને એ મંદિરમાં સ્થાન જ ન હોય !"

"પરન્તુ જોગીરાજે તેને સ્થાન આપ્યું છે. જોગીરાજ કહે છે કે તે એકાએક બદલાઇ ગયો છે !"

"તે તો અસંભવિત વાત છે, કીર્તિકર !" સૂર્યસિંહનું આશ્ચર્ય હજી શમ્યું નહિ.

"પણ તે સંભવિત બન્યું છે. એક વિશેષ જિજ્ઞાસુ ચંદ્રમણિશંકરનાં પત્ની લતાગૌરી છે."

"શું શું ? કીર્તિકર ! શોભનાના આત્મબળે શું એવાં એવાં

ઉત્તમ જિજ્ઞાસુઓનું આકર્ષણ કર્યું છે ? અહો ! દેવી ! હું તારા કેટલા ગુણ ગાઉં ?"

"મહારાજ ! બીજાં થોડાં જિજ્ઞાસુઓ પણ આવેલાં છે, પણ મેં કહ્યાં તે મુખ્ય છે; પરન્તુ હું આપને થોડી તસ્દી આપવા આવ્યો છું. મારા મોટા ભાઇએ નન્દિની વાટિકામાંથી મારા પિતાજી ઉપર જે પત્ર લખ્યો હતો તે આપ વાંચો અને તેનો સાર આપ શું સમજો છો, તે કહો." એમ કહી કીર્તિકરે કાન્તિલાલનો કવિતામાં લખાએલો પત્ર સૂર્યસિંહના હાથમાં આપ્યો. કાન્તિનો સઘળો પૂર્વ પ્રસંગ સૂર્યસિંહે જાણ્યો હતો, એટલે સૂર્યસિંહ જેમ જેમ કવિતા આગળ ને આગળ વાંચતો ગયો તેમ તેમ તે સમજતો ગયો અને કવિતા પૂરી વાંચી રહીને તે બોલ્યો: "ભાઇ કીર્તિકર ! આ કવિતાનો સાર એ છે કે લલિતાગૌરી સાથેના લગ્નને કાન્તિલાલ વિધિની ઘટના જ માને છે અને તેથી તે લગ્ન પ્રત્યે તેમની સંપૂર્ણ સંમતિ છે."

"ઘણું જીવો, મહારાજ ! હું પણ મારા પિતાજીને એ જ સાર કહેતો હતો, પરન્તુ તે માનતા નહોતા. હવે કૃપા કરીને મારા પિતાજીને આપ એ વાત કહો."

"એટલું જ શામાટે ? અહીં જ જ્યારે બન્ને જણા છે, બન્નેનાં વડીલો પણ છે, ત્યારે એ લગ્ન અહીં જ નિશ્ચિત કરીશું. તું જા; આજે હું કાન્તિલાલને બોલાવીશ અને તેમના વિચારો સ્પષ્ટ આકારમાં જાણીશ. પછીથી તારા પિતા અને ગોપાળરાયને બોલાવીશ."

કીર્તિકર હર્ષભેર દોડતો પિતાની પાસે ગયો અને પિતાના કાનમાં તેણે સૂર્યસિંહના શબ્દો કહ્યા. મંગળદાસના આશ્ચર્યનો પાર

રહ્યો નહિ. જે બનાવ તેને અઘટિત અને અસંભવિત દેખાતો હતો, તે બનાવ હવે તેને સુઘટિત દેખાવા લાગ્યો અને સસ્મિત વદનવાળાં કાન્તિલાલ તથા લલિતાનો આભાસ તેની ચક્ષુ સમીપે તરી રહ્યો.

રાત્રે સૂર્યસિંહે કાન્તિલાલને બોલાવ્યો અને કહ્યું: "મીસ્તર કાન્તિલાલ ! પિતાજીએ એક વાર કરેલી આજ્ઞાને તમે સુઘટિત માનો છો ખરા, પરન્તુ મને સ્પષ્ટતાથી કહો કે લલિતાગૌરીની સાથે તમારૂં ઐહિક જીવન જોડવાને હવે તમે તત્પર છો કે નહિ ?"

કાન્તિલાલે મન્દ હસીને કહ્યું: "મહારાજ ! એમ સ્પષ્ટતાથી પૂછવાનું કારણ શું છે ?"

"કારણ તમારા વડીલની ઇચ્છા માત્ર છે અને એ ઇચ્છા તમારા કવિતારૂપી પત્રથી જન્મ પામી છે."

"મારો એ પત્ર શું આપે વાંચ્યો ?"

"વાંચ્યો જ નહિ પણ તેના અક્ષરે અક્ષરનું મેં મનન કર્યું છે અને સત્ય કહું તો મને એવી ઇચ્છા થઇ આવી છે કે તમારો અને લલિતાગૌરીનો વિવાહ અહીં જ નિશ્ચિત કરવો."

"આપ મારા સન્મિત્ર છો. સન્મિત્ર હંમેશાં હિતની જ વાત કહે અને પ્રત્યેક વ્યક્તિએ હિતની વાતને માન્ય રાખવી જ જોઇએ." કાન્તિએ મન્દ સ્મિત કરતાં કહ્યું.

"ખરેખર વિધિની ઘટના વિલક્ષણ હોય છે ! એક વાર એ જ વિવાહ માટેની પિતાજીની વાતને તમે હિતની વાત માની નહોતી અને સ્વગૃહનો ત્યાગ કરી આટલો વખત અજ્ઞાત વાસમાં ગાળ્યો. અત્યારે એ જ વિવાહ માટેની એક મિત્રની વાતને તમે હિતની વાત તરીકે માન્ય કરી લો છો, એ શું વિધિની ઘટનાની વિલક્ષણતા નથી ?"

" છે જ, અને એ વિલક્ષણતાનો પ્રથમ અનુભવ મને નન્દિની વાટિકામાં લલિતાને જોતાં જ થયો હતો ! "

" અસ્તુ ! પ્રભાતે મારા રાજમહાલયમાં જ તમારા વિવાહનું વાગ્દાન થશે અને એવા સમાચાર હું તમારા પિતાજીને તથા ગોપાળરાય શેઠજીને કહાવું છું. " સૂર્યસિંહે જણાવ્યું.

સૂર્યસિંહના નિશ્ચય પ્રમાણે બીજે દિવસે જ સૌના પરમ હર્ષ વચ્ચે એ વિધિ થઇ ચૂકયો ! પુત્રીને જીવતી મેળવીને ગોપાળરાય હર્ષિત થયો જ હતો અને વળી પુત્રી નન્દિની વાટિકાના નિવાસથી સદ્‌ગુણવતી થઇ તથા ઇષ્ટ પતિની પ્રાપ્તિ તેને અનાયાસે થઇ એ સર્વ યોગાનુયોગથી તેના હર્ષનો પાર રહ્યો નહોતો. મંગળદાસ ખોવાએલા પુત્રને પામ્યો, મૃત્યુની અણી ઉપર આવી ગએલા તેના પુત્રને પુનઃ જીવન મળ્યું અને વળી ગોપાળરાયના કુટુંબની સાથે સંબંધ બંધાયો એ સર્વ પ્રસંગો તેને પણ પરમ હર્ષના વિષયો હતા. લતાગૌરીની તો સઘળી મનોવાંચ્છનાઓ પૂરી થઇ હતી. તે ઉપરાંત પિતાનું વ્હાલ તેને મળ્યું હતું, ખોવાએલી બ્હેન મળી હતી અને એક વારનો તેનો સુજ્ઞ અતિથિ " રસિક " તે જ તેનો ભગિનીપતિ થયો હતો, પછી તેના આનંદની સીમા રહે જ ક્યાંથી ? કીર્તિકરને પોતાના જીવનરૂપ જ્યેષ્ઠ ભ્રાતા મળ્યો હતો અને લલિતા જેવી ' અજ્ઞ ' માંથી ' સુજ્ઞ ' બનેલી ભ્રાતૃપત્ની મળી હતી, કાન્તિને બંધુ–પિતા–સૂર્યસિંહ આદિનો પુનઃ સમાગમ થયા પછી ઇષ્ટ ગુણવતી પત્ની પ્રાપ્ત થઇ હતી–પિતાની આજ્ઞાને છેવટે પાળવાનો જ અવસર મળી આવ્યો હતો, તે પણ તેને હર્ષનો વિષય શામાટે નહિ ? એ પ્રમાણે હર્ષના વાયુથી અહ્લાદાયમાન બની રહેલાં એ સર્વ અતિથિઓ ત્રણ ચાર દિવસ સુધી ભદ્રપુરમાં રહ્યાં. તેમણે સૂર્યસિંહની,

તથા લતાગૌરીની મ્હેમાનગીરી ચાખી, જોગીરાજનો આશીર્વાદ મેળવ્યો અને પછી તેઓ સઘળાં મુંબઈ ચાલ્યાં ગયાં.

*        • *        *        *

મુંબઇ ગયા પછી તુરતમાં જ કાન્તિ અને લલિતાનું લગ્ન લેવામાં આવ્યું. મોહિની અને ગોપાળરાયને તો તેમના જીવનમાં એ હવે છેલ્લો જ લગ્નપ્રસંગ હતો અને વળી મહા આપત્તિનો પ્રસંગ આવી ગયા પછી એ હર્ષનો પ્રસંગ આવવાથી તેમણે એ હર્ષ પ્રદર્શિત કરવામાં ખર્ચની કાંઇ જ કસુર કરવાનું ધાર્યું નહોતું. જોકે વેપારમાં અને અન્ય રીતે તેમને મોટી ધનહાનિ વેઠવી પડી હતી તોપણ તેની દરકાર કર્યા વિના તેમણે લ્હાવો લેવાનો વિચાર દૃઢ કર્યો હતો. મંગળદાસ પણ તેટલો જ ઉદાર બન્યો હતો અને તેથી તેણે આ અવનવા માંગલિક પ્રસંગે દાનની રેલ વહેવડાવવાનો પોતાના મનથી ઠરાવ કર્યો હતો. લતા અને ચંદ્રમણિશંકર તો આ લગ્નમાં આવે એ ખુલ્લું જ હતું, પરન્તુ બન્ને પક્ષોએ એ દંપતીની યથાયોગ્ય વહેંચણી કરી લીધી હતી. લતા તો લલિતાની મોટી બ્હેન હતી એટલે તે વધૂપક્ષમાં રહી હતી, પરન્તુ ચંદ્રમણિશંકરને તો કાન્તિલાલે પોતાના મિત્ર તરીકે પોતાના પક્ષમાં ખેંચી લીધો હતો. આથી બન્નેનો નિવાસ એ જૂદે જૂદે સ્થળે થવા પામ્યો હતો. મોહિની અને ગોપાળરાયને લતા અને લલિતા હવે જમણી અને ડાબી આંખરૂપ હતી અને તેથી માતાપિતાનું વાત્સલ્ય જેટલું લલિતા પ્રત્યે જોવામાં આવતું હતું તેટલું જ લતા પ્રત્યે પણ જોવામાં આવતું હતું. મોહિનીનો મિજાજ હવે બેસી ગયો હતો, અને લતાનાં ડહાપણ તથા ચતુરાઈના પ્રસંગો વખતે તે પોતાને ગરીબડી ગાયના જેવી જ માલૂમ પડતી હતી.

સઘળો લગ્નવિધિ નિર્વિઘ્ને સમાપ્ત થઇ ગયો. લલિતા પતિ-ગૃહે ગઇ. લતાગૌરી પોતાની નાની બ્હેનને તેને સાસરે વળાવતી વેળાએ કાન્તિલાલને ઘેર ગઇ હતી. તેની ચકોર આંખોએ આસપાસ નજર કરી પણ ક્યાંય સ્વામીનું દર્શન થયું નહિ. તેણે ધીમેથી કાન્તિલાલને પૂછ્યું: "તમારા સ્હાડુ—અરે નહિ નહિ—તમારા પરમ પ્રિય મિત્ર—કેમ અહીં દેખાતા નથી ?"

"તે તો મારા વાંચવાના ઓરડામાં બેઠા બેઠા કોઇ પુસ્તકનાં પાનાં ઉથલાવતા હશે !" કાન્તિએ જવાબ આપ્યો.

લતા ત્યાંથી છટકીને એકદમ કાન્તિલાલના વાંચવાના ઓરડામાં પહોંચી, તો ખરેખર ચંદ્રમણિશંકર આરામખુરશીમાં પડ્યો પડ્યો કાંઇ વાંચતો જ હતો ! લતા તેની સામે જઇને સસ્મિત વદને ઊભી રહી અને બોલી: "આ વર—વધૂ પોતાને ઘેર આવ્યાં. ત્યારે હવે આપણે પોતાને ઘેર જવાની તૈયારી કરવી કે નહિ ?"

ચંદ્રમણિશંકર આ પ્રશ્ન સાંભળીને હસ્યો અને બોલ્યો: "આપણે ક્યાં અત્યારે પરણ્યાં છીએ ? આપણે તો બે દિવસ રહીને જઇએ તોપણ ચાલે !"

"તમે અહીં રહ્યા રહ્યા કેવી રીતે જાણી શક્યા કે આપણે અત્યારે નથી પરણ્યાં ?" લતાએ કૃત્રિમ ગંભીરતા દર્શાવતાં પૂછ્યું.

"આ તે કેવો વિચિત્ર સવાલ ? શું હું અને તું અત્યારે પરણ્યાં છીએ ? આપણે શું સ્વગૃહે જવાને મુહૂર્ત જોવાનું છે કે સાથે ઘરેણાંનાં અને કપડાંનાં ગાંસડાં પોટલાં બાંધીને લઇ જવાનાં છે ? આપણે તો પહેર્યે કપડે આવ્યાં છીએ તે એક બે દિવસ રહીને ગમે ત્યારે પહેર્યે કપડે ભદ્રપુર જઇશું !"

"સસરાનું ઘર છોડીને ભાઇબંધને ઘેર રહ્યા એટલે શી ખબર પડે કે આપણે શું કરવાનું છે અને શું નથી કરવાનું ? પિતાજીને તો કાંઈ નહિ, પણ લલિતાને તો ખરેખર માઠું લાગ્યું છે. તે કહે છે કે મારા લગ્નમાં આવીને તમે મિત્રને ત્યાં કેમ ઉતર્યા ?"

ચંદ્રમણિશંકર હસીને બોલ્યો: "લલિતાગૌરીને તો હું સમજાવી લઇશ, પણ તારા પિતાને તો માઠું નથી લાગ્યું ને ? પછી શી ફીકર છે ?"

"પણ આજે તો તમારે ત્યાં આવવું જોઇશે જ."

"કારણ ?"

"કારણકે આપણે પણ આજે જ પરણ્યાં છીએ !"

"લતા ! હું આ તારી મશ્કરી નથી સમજી શકતો હોં ! તારે જે કહેવું હોય તે સ્પષ્ટ રીતે કહે." ચંદ્રમણિશંકર બોલ્યો.

"તમે એક વાર ત્યાં ચાલો, એટલે હું તમને કહું કે આપણે આજે કેવી રીતે પરણ્યાં ?"

"ત્યારે અહીં જ કહેને !"

"ના, અહીં નહિ કહું. તમે આવશો તો જ કહીશ."

"પણ એક વાર તું કહે, એટલે હું જરૂર ત્યાં આવીશ."

"ના, એ બને નહિ; પહેલાં ત્યાં આવો, પછી એ કહીશ."

"આટલી બધી જક ? બાળકના જેવી હઠ !"

"આજે મારે પરણ્યાનો પહેલો દિવસ છે, પછી કેમ જક ન કરું ?"

ચંદ્રમણિશંકર ખૂબ હસ્યો. તેને પુસ્તક બાજુએ મેલીને ખુરશીમાંથી ઉઠવું પડ્યું અને કપડાં પહેરવા પડ્યાં. તુરત જ તે ત્યાંથી નીકળીને સસરાને ઘેર આવ્યો. લતા તેને ત્રીજા માળના એક ઓરડામાં લઈ

ગઇ. એ ઓરડામાં ચોમેર જુદાં જુદાં વસ્ત્રો સંકેલીને ગોઠવી રાખ્યાં હતાં. એક કાચનો કબાટ તો મૂલ્યવાન રેશમી વસ્ત્રોથી ભરેલો હતો. એક લોખંડની પેટી લતાએ પોતાની પાસેની ચાવીવડે ઉઘાડી તો તેમાં સોનાનાં અને હીરા, માણેક તથા મોતીના મૂલ્યવાન્ દાગીના ભરેલા હતા. એ પેટીનું એક છૂપું ખાનું ઉઘાડીને તેમાંથી ૧૦ હજાર રૂપિયાની પ્રોમીસરી નોટો કાઢી તે તેણે પોતાના પતિના હાથમાં મેલી, અને પછી તે પતિના વદન સામે જોઇને ગુપચુપ ઊભી રહી.

"આ બધું શું છે?" ચંદ્રમણિશંકરે જિજ્ઞાસા ભાવથી પૂછ્યું.

"આજે આપણે પરણ્યાં ખરાં કે નહિ?"

"કેવી રીતે?"

"લલિતાના લગ્ન વખતે પિતાજીએ તેને જેટલું આપ્યું તેટલું જ બીજું તેમણે મારે માટે પણ તૈયાર કરી રાખ્યું હતું. લગ્ન વખતે આપણને તેમણે કશું આપેલું નહિ, તેથી અત્યારે આ બધુંએ લઇને આપણે ભદ્રપુર જવાનું છે. કહો, આજે આપણે પરણ્યાં ખરાં કે નહિ?"

ચંદ્રમણિશંકર હસ્યો અને બોલ્યો: "ખરેખર, આજે આપણે પરણ્યાં, તારા પિતાએ તો આજે જ આપણને પરણેલાં ગણીને આ મૂલ્યવાન્ વસ્ત્રો તથા ઘરેણાં આપ્યાં. તમને બન્ને બ્હેનોને તેમણે સમાન લેખી એટલે આજે આપણુ માટે આજનો દિવસ લગ્નના જેવા જ આનંદનો લેખાય."

"નાથ! સાચું કહું તો મને આ મૂલ્યવાન્ વસ્તુઓથી જેટલો આનંદ થયો નથી તેટલો આનંદ મને મારાં માતાપિતાનો મારાપરનો વત્સલ ભાવ જોઇને થયો છે. મારી માતાએ તો મને

લલિતા કરતાં જરાએ અન્યાય થવા પામે નહિ તે માટે એક સરખાં જ વસ્ત્રો અને ઘરેણાં તૈયાર કરાવવાની કાળજી રાખી છે! એકવાર પિતાની ભયંકર અવગણના પામેલી હું તેમનું આટલું વાત્સલ્ય જોઉં છું તે શું મારે માટે ઓછા હર્ષનો પ્રસંગ છે?"

"તારો હર્ષ જોઇને હું પણ બહુ સંતુષ્ટ થયો, લતા! આ બધું સુખ અને સંતોષ મને તો સ્વપ્નવત્ જ ભાસે છે! દુઃખની ચીસો વચ્ચે ઉંઘ્યાં અને સુખનાં સ્વપ્નો અનુભવતાં પ્રભાતે બિછાનામાંથી ઉઠ્યાં, એવું શું તને પણ નથી લાગતું?"

"લાગે છે; કહો હવે આ બધું સાથે લઇને કયારે જઇશું?"

"તારા પિતાજી રજા આપે ત્યારે જ. નવીસવી નોકરી છે એટલે મારે તો તુરતમાં જવું જોઇએ; નહિતો વળી મહારાજા અકળાશે."

"મને એકાદ અઠવાડીઉં રહેવાનું મન છે. આજસુધી લગ્નની ધામધુમમાં રહ્યાં; હવે નિરાંતે રહેવાનો વખત આવ્યો છે."

"તો ભલે; તારે માટે હું આઠ દિવસ વધારે થોભીશ. આ શુભ પ્રસંગે કોઇને અસંતુષ્ટ કરવાની જરૂર નથી."

*  *  *  *

નવદંપતીના શય્યાભવનમાં સ્વલ્પ સમય ડોકીયું કર્યા વિના તો આપણને નહિ જ ચાલે. આજે એ દંપતીના એકાન્ત સમાગમની પ્રથમ રાત્રિ જ હતી. રાત્રિના દસ વાગ્યા હતા. કાન્તિલાલ ક્યાંય બહાર ફરવા ગયો હતો, તે હજી પાછો ફર્યો નહોતો અને લલિતા પોતાના શણગારેલા શય્યાભવનમાં એક આરામખુરશીપર આડી પડી પાછળના ટેબલપર બળતા દીવાના પ્રકાશમાં પોતાની એક સખી

વાયોલેટનો લાંબા વખત પછી આવેલો પત્ર પુનઃ પુનઃ વાંચતી અને તેનું મનન કરતી પડી હતી. તે પત્ર અંગ્રેજીમાં લખેલો હતો અને તેનો અર્થ નીચે પ્રમાણે હતોઃ—

ઉટાકામંડઃ

"વ્હાલી સખી લલિતા !

"તારા લગ્નોત્સવની મંગળપત્રિકા પ્રાપ્ત કરીને મને અત્યંત આનંદ થયો છે. ઘણે લાંબે વખતે પણ આ દીન સખીને તેં સંભારી, માટે મારે તારો આભાર માનવો જોઇએ. જ્યારે તને મળાય ત્યારે તારી સાથે ઘણી લાંબી લાંબી વાતો કરવાની છે. તારા લગ્ન ઉપર મારે અવશ્ય આવવું જોઇએ, પરન્તુ હૃદયના એક અતિ તીવ્ર ઘાથી પીડાતી હું મુંબઇથી આટલે દૂર શાંતિની ઉપાસના માટે આવી રહી છું તેથી ત્યાં આવી શકતી નથી.

"વ્હાલી સખી ! મારે શિરે અનેક સંકટો ગુજર્યાં છે તેનો વૃત્તાંત તું નહિ જાણતી હોય. મારી પાછળ પડેલા રમીથે ઇર્ષ્યાને વશ થઇને મને બહુ દુઃખ આપ્યું છે. લગ્ન પહેલાં તે મારી પજવણી કેવી રીતે કરતો હતો તે તો તું જાણે છે, પરન્તુ લગ્ન પછી પણ તેણે મને બહુ પજવી છે. મારા પતિને એક હાથ ગુમાવવો પડ્યો તે પણ એ જ દુષ્ટના કારણથી; છતાં એ પતિની સાથે રહીને હું સુખમાં દિવસો ગાળતી હતી. મને એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ હતી. પરન્તુ ત્યારપછીએ એ દુષ્ટે મને ચેન પડવા દીધું નહિ.

"એક વાર મારાપર તારા નામથી લખેલો એક પત્ર આવ્યો જેમાં લખેલું હતું કે "હું ( લલિતા ) અત્યંત ભયંકર બિમારીમાં માઉન્ટ આબુ ઉપર હવાફેર માટે રહેલી છું અને તારા મેળાપને માટે તલસું છું, માટે મારા મરણ પહેલાં મને એક વાર મળી જા."

આ પત્ર ઉપરથી તારે માટે મને બહુ લાગી આવ્યું અને હું તથા મારા પતિ આબુ રોડ ગયાં. મારા પતિ સ્ટેશનથી પાછા ફર્યા અને હું પર્વત ઉપર ગઇ, તો તે પણ લુચ્ચા સ્મીથનું એક કાવતરૂં જણાયું ! એ દુષ્ટે મારાપર બળાત્કાર કરવા માંડયો, મારા નાના પુત્રને મારી નાંખવાની ધમકી બતાવી, છેવટે તેને મારી નાંખ્યો, પરન્તુ મેં તેની દુષ્ટ ઇચ્છાનો વિજય થવા દીધો નહિ. જો થોડો વધારે વખત ગયો હોત તો મારૂં મરણ થવાનો પણ સંભવ હતો, પરન્તુ એટલામાં મારા પતિ એકાએક આવી પહોંચ્યા અને એ દુષ્ટ પકડાયો. રેલ્વેમાં મુંબઇ તરફ પાછા ફરતાં મારા પતિના જાણવામાં આવ્યું કે લલિતા માઉન્ટ આબુખાતે હોવી જોઇએ નહિ, પરન્તુ તે એકાએક કોઇ દુષ્ટોના કાવતરાને લીધે અદૃશ્ય થઇ ગઇ છે ! તારા પિતાની સહી સાથેનું છાપેલું હેન્ડબીલ તેમના જોવામાં આવ્યું એટલે તે ચમકયા અને તુરત આબુખાતે તે પાછા ફર્યા અને સ્મીથનું કાવતરૂં પકડયું. આ રીતે મેં મારો એકનો એક વ્હાલો પુત્ર ગુમાવ્યો છે, પરન્તુ મારૂં શીલવ્રત અખંડિત રહ્યું છે. સખ્તમાં સખ્ત કસોટીમાંથી મને પસાર થવું પડયું છે અને પુત્રના મરણનો એવો સખ્ત ઘા વાગ્યો છે કે આ પત્ર લખતાં પણ મારી આંખો ભીંજાયા વિના રહી નથી.

"પ્રિય સખી ! પરન્તુ તું કયા કાવતરાથી અદૃશ્ય થઇ હતી, પુનઃ મુંબઇમાં કયારે આવી અને તારૂં લગ્ન કોની સાથે થવાનું છે, એ કશું હું જાણુતી નથી. તારા પહેલાંના વિચારો ઉપરથી હું અનુમાન કરી શકું છું કે તેં તારો મનગમતો અને અત્યંત સુંદર પતિ પસંદ કરેલો જ હશે કે જેથી તેના ઉપરનો પ્રેમ હમેશાં ટકી રહે ! હું પ્રભુને પ્રાર્થના કરૂં છું કે તમો દંપતી સંસારના સાગરમાં સુખ-

નૌકાવડે હમેશાં તરતાં રહો અને જગતના મનોરમ શીતલ વાયુનો ઉપભોગ કરતાં રહો ! ”

“ લી. શુભેચ્છક સખી વાયોલેટ. ”

લલિતાને એ પત્ર બપોરે મળ્યો હતો અને તેણે તે જ વખતે એ પત્ર વાંચ્યો હતો, પરંતુ અત્યારે તેણે પુનઃ પુનઃ બે વાર એ પત્ર વાંચ્યો. વાયોલેટ પોતા પ્રત્યેના સખીભાવથી પ્રેરાઇને જ સ્મીથના કાવતરાનો ભોગ થઇ પડી હતી એવું જાણતાં અને તેને શિરે ગુજરેલાં સંકટો એક પછી એક યાદ આવતાં તેને પોતાની એ અંગ્રેજ સખીના સખીભાવને માટે, તેના ઉત્તમ શીલને માટે અને લગ્ન સંબંધી તેની પવિત્ર ભાવનાને માટે ઉંચું માન ઉત્પન્ન થયા વિના રહ્યું નહિ. પ્રેમના ટકાવ માટે સુંદર પતિની પસંદગી કરવી જોઇએ એવી પોતાની પહેલાંની માન્યતા આ વખતે વાયોલેટે પત્રમાં યાદ કરાવીને ટકોર કરી હતી તે તેના સમજવામાં આવી. પોતાની પહેલાંની વર્તણુક અને વિચારો, વાયોલેટના પ્રિયતમનો હાથ કાપી નાંખવામાં આવ્યો તે સમયે પોતે વાયોલેટને આપેલી વિચિત્ર શિખામણ, કુંદનના ખૂન વેળાનું તોફાન, ઇત્યાદિ સર્વ બનાવો તેની નજર સામે આવીને ઊભા રહ્યા અને તે લજ્જા, સંકોચ, ભય આદિથી કમ્પી ઉઠી. પોતાના હૃદયની નિર્બળતા અને અવિચારિતાને માટે તો તેને એટલી શરમ આવી કે તેણે પોતાના બન્ને હાથોવડે મ્હોં ઢાંકી દીધું અને ક્ષણભર તે સ્તબ્ધ બની ગયાની પેઠે આરામખુરશીમાં સ્થિર પડી રહી.

“ પરણીને પસ્તાયાં હશો, તેથી જ રડવું આવતું હશે ! ” બિલાડીને પગલે ઓરડામાં આવી ચૂકેલો પરન્તુ અન્યમનસ્ક સ્થિતિમાં લલિતાના ધ્યાનની બહાર રહેલો કાન્તિ લલિતાની સામે સ્થિર

—શાંત ઊભો રહીને બોલ્યો. તે સાથે જ લલિતા ચમકી, મ્હોં ઉપર હાથ દૂર કર્યા, ઉઘડેલી આંખોએ એકાએક પતિનું દર્શન કર્યું, લજ્જાએલી બાળા વધારે લજ્જિત થઈ, આરામખુરશીમાં બેઠી થતી તે સફાળી ઉઠીને એક બાજુએ નાઠી, વસ્ત્રો સમાં કર્યાં અને આડું જોઇ રહીને બોલી: "તમે ઓરડામાં ક્યાંય છુપાઇ રહ્યા હતા કે શું?"

કપડાં ઉતારીને ખીંટીએ ભેરવતાં કાન્તિલાલ બોલ્યો: "કદાચ એમ પણ હોય! તમારી ચેષ્ટા જોવાની બીજી કોઈ તક ન મળે તો એમ પણ કરવું પડે!"

"ખરેખર, શું તમે છુપાઇને મારી ચેષ્ટા જોતા હતા?"

કાન્તિએ મશ્કરીને જરા લંબાવી: "કેમ ન જોઉં? તમારા મનનો ભાવ જાણવાને એવી ચોરી પણ કરવી પડે." કાન્તિ કપડાં ઉતારીને નિરાંતે આરામખુરશીમાં બેઠો.

લલિતા પતિની સામે આવીને ઊભી રહી અને બોલી: "એમ તમે મારા મનનો ભાવ કેવી રીતે જાણી શકો?" એમ બોલતી લલિતા પતિની સામે જરા છેટે એક રેશમી ગાલીચા ઉપર બેઠી.

"હું સઘળું જાણી ચૂક્યો છું. અહીં આવીને તમે રડો છો, એટલે હું સમજું છું કે તમે પરણીને પસ્તાયાં છો; બોલો સાચું કે ખોટું?"

"તદ્દન ખોટું! હું રડતી હતી એમ તમે કહો છો, તે પણ ખોટું!" લલિતાએ મન્દ સ્મિત સાથે ઉત્તર આપ્યો.

"જૂઠું બોલવું એ તો સ્ત્રીઓનો સ્વભાવ છે, એટલે હું એ વાત માનું જ નહિ. તમે રડતાં હતાં એ મેં જોયું છે, પછી તમારૂં કહેવું કેમ સાચું મનાય?"

"હવે હું કહીશ કે તમે જૂઠાબોલા છો. નંદિની વાટિકાને વિસરી ગયા શું ?"

"હું તો કશું વિસર્યો નથી. મારી સાથેનું લગ્ન નાપસંદ કરીને તમે તમારા પિતાને ખુલ્લી ના કહી હતી એ પણ મને સાંભરે છે!"

"જુઓ!" લલિતા સ્મિત કરતી બોલી: "એ બધું તમારે સંભારવું છે?" લલિતા જરા ખસીને સ્વામીની નજીક ગઇ અને ઘુંટણભેર ઊભી થતી–સ્વામીના બાહુપાશમાં લપેટાતી–પ્રેમાવિર્ભાવમાં સ્વામીની હડપચીને પોતાના નાજુક હાથે પકડીને આગળ બોલી: "પણ મને નહિ પરણવાને આટલો લાંબો દેશવટો વેઠનાર તમે જ કે બીજા? કહોને!"

કાન્તિલાલ ખડખડ હસી પડચો અને લલિતાને બે હાથવડે કમરમાંથી ઉચકી ઉત્સંગમાં બેસાડતો બોલ્યો: "તને નહિ પરણવા ઇચ્છનાર હું જ, મને નહિ પરણવા ઇચ્છનાર પણ તું જ, છતાંએ એક બીજાને હૃદયના ઉમળકાથી પરણનાર પણ આપણે જ! વિધિની કેવી અજબ કૃતિ!"

"એ અજબ કૃતિ તો ખરેખર વિધિની જ છે, પરન્તુ તેમાં નિમિત્તભૂત એક વ્યક્તિ થએલી છે."

"તે તો જોગીરાજ!"

"હા, તે જ. તેમને હું રોજ કેટલી ગાળો દઉં!"

"ગાળો? જોગીરાજને ગાળો?"

"હાસ્તો! કારણકે તમે કહો છો કે હું પરણીને પસ્તાઉં છું."

"ઓહો! હું સમજ્યો! મારી મશ્કરીની તેં સાચી મશ્કરી કરી, વ્હાલી! એ જોગીરાજનો તો આપણે આભાર માનવો જોઇએ કે એમની વાટિકામાં જઇને આપણે આપણી ભ્રમણામાંથી મુક્ત થયાં,



"પણ મને નહિ પરણવાને આટલો લાંબો દેશવટો વેઠનાર તમેજ કે ભાગન! કહાને!" પૃષ્ઠ ૨૫૪.

ઉંચું જ્ઞાન પ્રાપ્ત કરી શક્યાં અને લગ્ન સંબંધથી પણ છેવટે જોડાયાં. પણ તને મ્હોં આડે હાથ દઇને ગમગીનીમાં બેઠેલી જોઇને આજે મને ખરેખર આશ્ચર્ય તો થયું જ હતું !”

લલિતાએ પોતાના પોલકાના ગજવામાંથી વાયોલેટનો પત્ર કાઢીને સ્વામીના હાથમાં મૂકયો અને કહ્યું: “આ પત્રે મને દિલગીર બનાવી હતી. અમે બન્ને સખીઓ સાથે અંગ્રેજી અભ્યાસ કરતી હતી, પરન્તુ તેના પરિચયથી મને ઉંધું શિક્ષણ મળ્યું હતું. ત્યારે તે પોતે જ આદર્શ આંગ્લ બાળા હતી.”

કાન્તિએ પત્ર વાંચ્યો અને કહ્યું: “આંગ્લ અબળાઓમાં પણ વિશુદ્ધિનો મહિમા ઓછો નથી. તેમના સંસારના બાહ્ય દૃશ્યથી ભરમાઇને તેમને માટે હલકી ગણના કરનારાં આપણે જ મૂર્ખ છીએ.”

“એ તમે સાચું કહ્યું. હું પણ તે જ રીતે ભરમાઈ હતી પરન્તુ એ વાયોલેટના મગજમાં તો સાચી સમજ હતી. તેણે કષ્ટ વેઠયું છતાં વિશુદ્ધ રહી અને હું કષ્ટ વેઠીને વિશુદ્ધિની અગત્ય તથા મહત્ત્વ સમજી ! મારા પ્રત્યે પણ એ બિચારીનો કેવો ભાવ છે ? કેટલુંક કષ્ટ તો તેણે મારે માટે જ વેઠયું છે !”

“વિશુદ્ધ પ્રેમનું એ પરિણામ છે, વ્હાલી ! પ્રેમને વિવશ રહેલા આત્માઓ સર્વત્ર પ્રેમભાવનો પ્રચાર જ જુએ છે. તેમને દાંપત્યભાવમાં જ નહિ, પરન્તુ સર્વ પ્રકારના સંબંધોમાં પ્રેમની સ્ફુરણાનો અનુભવ થયા કરે છે. જોગીરાજે કહ્યું છે તે પ્રમાણે એ પ્રેમ આગળ વધીને વસુધાના પ્રત્યેક મનુષ્ય પ્રત્યે–પ્રત્યેક આત્મા પ્રત્યે જ્યારે સ્ફુરે છે ત્યારે તે પ્રેમભાવને ધારણ કરનાર વ્યક્તિ તથા પરબ્રહ્મ વચ્ચેનું અંતર દૂર થાય છે. એ જ પ્રેમારાધનાને પગથીયે પગથીયે આપણે પણ ચડવાનું છે !”

એ વાકયોના રહસ્યને હૃદયમાં ઉતારતી લલિતા કેટલીક ક્ષણ મૌન રહી. તેની દૃષ્ટિ ટેબલપર પડેલી શોભનાની એક છબી—કે જે કાન્તિએ સૂર્યસિંહ પાસેથી માંગી લઇને આણી હતી તે—તરફ સ્થિર બની રહી હતી. કાન્તિલાલ પત્નીને પોતાના અંકમાં વિચારવિવશ શાન્ત બેસી રહેલી જોઇને નેત્રો મીંચી કાંઇ ધ્યાનમાં પડયો. કેટલીક વધારે ક્ષણ તો એ મૌન્યમાં વ્યતીત થઇ ગઇ. પ્રેમારાધનાનો મંત્રધ્વનિ લલિતાના કર્ણમાં અસ્ફુટ રીતે ગાજી રહ્યો હતો. શોભનાના અલૌકિક વિશુદ્ધ પ્રેમનું સ્વપ્ન તેના જાગૃત મસ્તિષ્કમાં પણ આગળ વાધ્યે જતું હતું. એ મંત્રધ્વનિની ગર્જનામાં અને એ સ્વપ્નના પ્રવાહમાં લલિતાના ઓષ્ઠનું તથા પ્રેમારાધનાની ધ્યાનમગ્નતામાં કાન્તિના ઓષ્ઠનું અકસ્માત્—એક જ ક્ષણે—પરસ્પર આકર્ષણ થયું: એ ચારે ઓષ્ઠોનું મિલન થયું અને તેમાંથી જે ધીમો—મધુરો—દેવોને પણ ઇષ્ટ એવો ચુંબનધ્વનિ થયો, તેથી સ્વર્ગમાં દેવી નન્દિની અને શોભનાના આત્માઓ પણ પ્રસન્ન—પ્રસન્ન થયા !

---

## ઉપસંહાર.

ગોપાળરાયની અને મોહિનીબાઇની સઘળી આશાઓ પાર પડી. તેમના જીવનની દિશા પણ હવે બદલાઇ. કડવા અનુભવનું એ ફળ હતું.

મંગળદાસ પુત્રને મેળવી—પરણાવી અને કીર્તિકરને પહેલાંના જેવો નીરોગી તથા આનંદી જોઈ સંતોષ પામ્યો. થોડા થોડા અવિચારને પરિણામે વેઠવું પડેલું કષ્ટ તે ભૂલી જઇ શકયો નહિ. જોગીરાજના ઉપકારોનું મૂલ્ય તે સમજ્યો અને તેથી જ એ મહાત્માના સમાગમમાં રહેવા જવા માટે તેણે કીર્તિકરને પરવાનગી આપી

હવે તેની તબીયત પૂરેપૂરી સુધરી ગઇ હતી, તેથી મોટા ભાઈના લગ્ન પછી તુરતમાં જ કીર્તિકર પ્રેમ–સેવા–મંદિરના નિવાસી થયો.

જોગીરાજે પ્રેમસેવામંદિરની સ્થાપના કર્યા પછી ઉત્તરોત્તર તેની કીર્તિ વધતી ચાલી અને અનેક જિજ્ઞાસુઓનું તે તરફ આકર્ષણ થયું. તેમની ધારણા પ્રમાણે પ્રેમનો વિકાસ તથા સેવાનું શિક્ષણ એ જિજ્ઞાસુઓને પ્રાપ્ત થવા લાગ્યાં અને એ સંસ્થાદ્વારા લોકકલ્યાણ સધાવાની પૂરતી આશા લોકોમાં ઉત્પન્ન થઇ. એ મંદિરના નાનાં નાનાં મકાનોની વચમાં શોભનાની આરસની પ્રતિમા સ્થાપવામાં આવી હતી અને તે ઉપર રમાએ નાની દહેરી બંધાવીને તેનું એક નાનું મંદિર બનાવ્યું હતું. એ પ્રતિમાને જોઇને તેના ઉંચા સંસ્કારો અનેક મનુષ્યોને સાંભરતા, તેના આત્મભોગની તેઓ પ્રશંસા કરતા, તેના ઉમદા ગુણોનું અનુકરણ કરવા પ્રેરાતા અને એ આદર્શ બાળા થોડા વર્ષના જીવન પછી અવસાન પામી તે માટે શોકાતુર થતા. 'નન્દિની વાટિકા' નો સૂર્યસિંહે 'નન્દિની–પાન્થ-વિહાર' બનાવ્યો.

સૂર્યસિંહના દિવસો શોભનાના સ્મારક મંદિર–પ્રેમસેવામંદિરના આગળ વધતા કાર્યને જોઇને આનંદમાં જતા. રમાનો આવાસ હવે તેને દુઃખમય દેખાતો નહિ, તોપણ શોભના વિનાનું જીવન તેને રમાના ઉભરાતા દેખાતા પ્રેમપ્રવાહમાંએ શુષ્ક જ દેખાતું !

બાલકુમારી આજન્મ કુંવારી જ રહી. મંદિરમાં તેનો નિવાસ નન્દિની વાટિકાના જેવો જ રહ્યો અને તેનું નિર્દોષ જીવન એકસરખું વહન કરવા લાગ્યું. શારદા, લતા અને બીજી બાળાઓના સહવાસમાં તેને પૂરો આનંદ મળતો હતો. શારદા પોતાના મનોબળને ટકાવી રાખી શકી અને સૂર્યસિંહની ખાત્રી થઈ કે તે બાળા કુંવારી સ્થિતેમાં પવિત્ર રહી શકશે એટલે તેણે તેને પરણવાનો આગ્રહ કર્યો

નહિ. તેનું દ્રવ્ય રાજ્યના કબજામાં હતું અને તેનો ઉપયોગ મંદિર-ના કાર્યમાં કરવાનો શારદાનો આગ્રહ હતો.

સામંત—એક વખતનો શોભનાનો શત્રુ શોભનાના મંદિરનો જ અવધૂત બનીને રહ્યો ! દિવસે તે જોગીરાજના સહવાસમાં રહી, મંદિરના નિયમો પાળી, પ્રેમ–સેવાનું શિક્ષણ મેળવતો, પરન્તુ રાત્રિને સમયે તે શોભનાની પ્રતિમાના પગ આગળ દર્ભની પથારી કરીને તેના ઉપર સૂઈ રહેતો !

ચંદ્રમણિશંકરે ભદ્રપુરનો રાજ્યવહીવટ સંભાળી લીધો તેથી સૂર્યસિંહ નિશ્ચિંત બન્યો હતો. તેનો કાર્યભાર ન્યાયપૂર્ણ હોવાથી પ્રજાનાં સુખ તથા આબાદીમાં વૃદ્ધિ થવા લાગી. લતા પ્રેમસેવા-મંદિરમાં રહેતી અને તેના અભ્યાસની પ્રગતિ તથા આત્માનો વિકાસ જોઇને ચંદ્રમણિશંકર આનંદિત થતો. લતાની ભાવના સમાજ-સેવાના કાર્યમાં પડવાની હતી અને તેની ઉંચી ભાવના સુજ્ઞ સ્વામીને આનંદ ઉપજાવે તે સ્વાભાવિક હતું.

સ્વામીજી અને મોહનાદેવી સંસારીઓના વેશમાં એકાદ વર્ષ રહ્યાં, એવામાં સ્વામીજી મરણ પામ્યા. મોહનાદેવી કેટલોક સમય એકલી રહી પરન્તુ તેને ગમ્યું નહિ. તેથી સૂર્યસિંહની પરવાનગી મેળવીને તે પુનઃ ભદ્રપુરમાં આવી. પ્રેમસેવામંદિરમાં તેને સ્થાન મળી શકયું નહિ એટલે ભદ્રપુરમાં જ તે રહેવા લાગી. શારદા પોતાની જનેતાનું મુખ જોવા ઇચ્છતી નહિ પરન્તુ મોહનાદેવી પુનઃ પુનઃ પુત્રીની ખબર લેવાને આશ્રમમાં આવતી એટલે શારદાને તેનું મુખ જોવાની અને પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપવાની જરૂર પડતી.

વૃદ્ધનગરનો દીવાન આનંદલાલ એકાદ વર્ષમાં સ્વર્ગવાસી થયો અને તેથી મહારાજાને તેમજ ચંદ્રમણિશંકરને બહુ ખેદ થયો. ચંદ્રમણિશંકર તેને પોતાના ઉપકારક પિતાતુલ્ય લેખતો. શાંતિરાય ભદ્રપુરની નોકરી છોડીને પોતાના વતનમાં શાન્ત જીવન ગુજારવા લાગ્યો.

કુંદનલાલના ખૂની અને ચંદ્રમણિશંકરની વીંટીના ચોર કૃષ્ણદાસને મરણસુધીના દેશનિકાલની સજા મળી. વાયોલેટના પુત્રના ઘાતક **સ્મીથને** ચૌદ વર્ષ સુધી દેશપાર થવાની શિક્ષા મળી, પરન્તુ માત્ર એકજ વર્ષમાં તે મરણ પામ્યો.

વાયોલેટ અને રોબીન્સન ઉટાકામંડમાં કેટલોક વખત શાન્તિમાં રહી મુંબઈ ખાતે પાછાં ફર્યાં. શાર્પ સાહેબ અતિવૃદ્ધ થયા હતા, તેથી તેમણે પોતાની ઓફીસનો સઘળો કારભાર રોબીન્સનને સોંપ્યો. રોબીન્સન અને વાયોલેટ મરણ પામેલા બાળક પુત્રના સ્મરણને ધીમે ધીમે ભૂલતાં સુખમાં દિવસો ગાળવા લાગ્યાં. તેમનો પ્રેમ લલિતાના મનમાં માનબુદ્ધિ જાગૃત કર્યા કરતો.

કાન્તિલાલ અને લલિતાનું જોડું પ્રેમારાધના કરતું સુખમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યું. ઉભય પાત્રો પરસ્પર સંતોષથી રહેતાં અને જોગીરાજે બતાવેલી જીવનની દિશા તરફજ તેમની દૃષ્ટિને ટેકાવી રાખતાં. કાન્તિલાલે અભ્યાસનો તો હવે ત્યાગ જ કર્યો હતો, કારણકે પિતા ધીમે ધીમે વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરતા હોવાથી અને કીર્તિકરની દૃષ્ટિ સમાજસેવા તરફ લાગેલી હોવાથી પિતાના વ્યાપાર ધંધામાં પ્રવીણ થવાથી તેને ફરજ પડે તેમ હતું. આ કારણથી કાન્તિલાલ હવે એ પ્રવૃત્તિમાં પડયો હતો.

'લતા અને લલિતા' એ બન્ને બહેનો વચ્ચે અપૂર્વ સ્નેહ જોડાવા પામ્યો હતો; તેમજ માતાપિતાનો પણ એ પુત્રીઓ ઉપર સમાન ભાવ ઉતર્યો હતો. લતાના ગુણોની પ્રશંસા પ્રત્યેક મુખમાંથી હમેશાં સંભળાતી અને તેનાં માતાપિતા પણ નિઃસંકોચે તેના ગુણો ગાતાં પોતાની ભૂલોનો સ્વીકાર કરતાં. પ્રેમસેવામંદિરમાં હમેશાં પ્રભાતમાં પ્રભુપ્રાર્થના પછી—

નન્દિની મૈયાકી જય
શોભના મૈયાકી જય

તો બોલાતી જ; પરન્તુ કેટલાંક જિજ્ઞાસુઓનો પ્રેમભાવ એટલો ઉભરાતો કે તેઓ એ બન્ને દેવીઓની જય બોલાવ્યા પછી પોતાની મેળે બોલી ઉઠતાં કે—

લતા મૈયાકી જય !

*　　　*　　　*　　　*

દશ વર્ષ: આ કથાનો પ્રારંભ કરવાને ઉપાડેલી કલમ આજે દશ વર્ષે વિરામી ! પ્રારંભેલું કાર્ય પૂર્ણ કરવાની શકિત અને સમય આપનાર પરમ કૃપાળુ પરમાત્માનો એક ક્ષુદ્ર વ્યકિત ઉપર તે અનંત ઉપકાર લેખાય. એ દશ વર્ષમાં અનેક આધિ, વ્યાધિ અને ઉપાધિઓમાંથી લેખકને પસાર થવું પડયું છે: નિરૂત્સાહ થવાનાં અનેક કારણો ઉપસ્થિત થયાં છે, મનસ્‌નું સમતોલન અવ્યવસ્થિત બનવાના પ્રસંગો પણ આવ્યા છે, છતાં જે પ્રભુની પ્રેરણાથી આ કથા લખવાનો પ્રારંભ કર્યો હતો, તે જ પ્રભુએ તેની પૂર્ણાહુતિસુધી પુનઃ પુનઃ સાહાય્ય કરીને અગવડોને સગવડોના રૂપમાં ફેરવી આપી, તેનું જ આ ફળ છે. કથાના આરંભ વખતે પ્રભુસ્તુતિનું મંગલાચરણ નહોતું કર્યું. છતાં પ્રભુએ કૃપા કરીને વિઘ્નોનું નિવારણ કર્યું અને આરંભેલું કાર્ય પૂર્ણ કરતાંસુધી જીવન બક્ષ્યું, તેથી " મંગલ પૂર્ણાહુતિ " ના આટલા શબ્દો સાથે મારી કલમને અને વાચકના મગજને વિરામ આપું છું.

